# પારસિકા

ૐ

"પ્રેમ-ત્યાગ"

લેખક:

જેહાંગીર માણેકજી દેશાઇ,

એમ. એ.

—(૦)—

"પ્રસ્તાવના" લેખક:

દસ્તૂરજી સાહેબ ડૉ. માણેકજી નસરવાનજી ધાલા,

એમ. એ., પી-એચ. ડી.



કિંમત ........૨|૩૨|-

(પોસ્ટેજ જૂદું)

પ્રકાશક :–
જેહાંગીર માણેકજી દેશાઈ
દેશાઇવાડ, **નવસારી.**



પુસ્તક મળવાનાં ઠેકાણાં :

કરાણી સન્સ, કોટ–**મુંબઈ**
આર. આર. શેઠની કું., કાલબાદેવી–**મુંબઈ**
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–**અમદાવાદ**
કર્તા પાસેથી–**નવસારી**



ડીસેમ્બર ] પ્રત ૭૫૦ [ સને ૧૯૩૮

આ પુસ્તકનાં પાનાં નંબર ૧થી ૨૨૪ છાપ્યાં:
પુરોહિત પ્રિન્ટિંગ પ્રેસ, ઘીકાંટા રોડ,
**અમદાવાદ.**
મુદ્રક: મગનલાલ મનસુખરામ પુરોહિત.
તથા
પાનાં નંબર ૨૨૫ થી ૨૪૧ સુરતના મુસ્લીમ
ગુજરાત પ્રેસમાં ફખરૂદ્દીન સૈયદે છાપ્યાં

સાહિત્ય-ધર્મ-ઇતિહાસ-નવલકથા-કાવ્ય:

વિદ્યાનાં એ પંચામૃતનો રસસ્વાદ માણનાર અને મણાવનાર,

પારસી ઇતિહાસના પિતા,

મર્હૂમ શેઠ પાલનજી બરજોરજી દેશાઈનાં અષો ફરોહરને

## આ કાવ્યસંગ્રહ

માનપૂર્વક અર્પણ કરવામાં આવે છે.

# મર્હૂમ પાલનજી દેશાઇનાં અષો ફેરો

રાગ : ધીરાની કાફી

સરસ્વતીના પૂજારી રે, મુરબ્બી પાલનજી દેશાઇ !
સેવા ઝંડાધારી રે, તમ શક્તિ કયમ જાયે લખાઇ?—ટેક.
એંશી વર્ષના આવરદામાં ઉદ્યોગનો નહી પાર,
દશે દિશામાં ઠોકયાં તમે તો જ્ઞાનમંદિરનાં દ્વાર:
અનુકરણીય તમારી રે ખંત બધે રહી વખણાઇ:—સરસ્વતીના૦
સાહિત્યની સૌ શાખાઓમાં ઘૂમ્યા દિવસ રાત,
કાવ્ય અને નાટક નવલોમાં પડયા ન લેશ પછાત;
ભાષાશુદ્ધિ સારી રે, તમ પરિશ્રમ રહે સૌ ગાઇ:—સરસ્વતીના૦
ધર્મતણા ઉંડા અભ્યાસી, પુસ્તક લખ્યાં ખાસ,
ઇનામી બહુ નિબંધ જીતીને પંકાયા ચોપાસ;
વિદ્યાનાં મધુ વારિ રે, તમે પી પાયાંજ ધરાઇ:—સરસ્વતીના૦
ઇતિહાસના અઘરા વિષયમાં તમ તો સત્તાદાર,
રમતો તમ જીભ ટેરવે સૌ તવારીખોનો સાર—
ગ્રંથરૂપે વિસ્તારી રે, અમર કીધી નામદુહાઇ:—સરસ્વતીના૦
જર્નાલીઝમમાં પણ આપે ઝલકી કાઢયું નામ,
નામે કે ઉપનામે લખતાં ગાળ્યું જીવન તમામ;
તમની રાસ્ત ગોફતારી રે, અંત સૂધી રહી જળવાઇ:—સરસ્વતીના૦
તનથી મનથી ધનથી દીધી સેવા કોમને કાજ,
જયાં જયાં જા[illegible] [illegible]જ;
સ્વર્ગે હવે સિ[illegible] [illegible]ાઇ !—સરસ્વતીના૦



મર્હૂમ પાલનજી બરજોરજી દેશાઇ

જન્મ: ૨૯-૧૦ ૧૮૫૧ ] [મરણ : ૧૭-૧-૧૯૩૪

રોજ ૭, માહ ૧૨, ૧૨૨૦ ય. ઝ. રોજ ૧૩, માહ, ૫, ૧૩૦૩ ય. ઝ.

# પ્રસ્તાવના

મોબેદ રૂસ્તમ પેશોતન હમજીઆરે ઈસ્વી ૧૮મી સદીની શરૂઆતમાં જરથોશ્તનામુ તથા સ્યાવક્ષનામુ ગુજરાતી કાવ્યમાં રચ્યાં. ત્યારથી ઘણાજ જ્ઞાની મોબેદોએ ધાર્મિક અને તવારીખી બાબદો ઉપર લેખો લખી, કાવ્યો કરી આપણી કોમની સેવા બજાવી છે. એ જાતનાં સાહિત્યમાં ત્રીસે રોજની સેતાયશ, સાતે અમેશાસ્પંદોની સીફાત, ગઈ સદીના છેલ્લા ભાગ સુધી ગુજરાતનાં ગામોમાં ધાર્મિક આસ્થાથી ગવાતું ભકિતભાવ ઉત્પન્ન કરનારૂં આતશનું ગીત, અરદાવીરાફની મીનોઇ જેહાનની મુસાફરીનું વર્ણન, જામાસ્પહકીમનું ધર્મતવારીખી આગાહીનામું, શાહનામાંના પાદશાહ–પહેલવાનોનાં દાસ્તાનો આગેવાન જગા લેતાં.

આપણા હમદીનોમાં શુદ્ધ ઉંચ ગુજરાતી લખનારા આગેવાન લેખકોમાં જવાન ઉત્સાહી કર્તા ભાઈ જેહાંગીર દેશાઇ સાહિત્યની સારી સેવા બજાવી રહ્યા છે. 'પારસિકા' નામના હાલ તેમના તરફથી પ્રગટ થતા આ કિંમતી પુસ્તકમાં તેઓ તરેહવાર રાહ–રાગ, બયત–ગઝલ, ગરબી–દોહરા, પદ–છંદમાં દાદાર અહુરમઝદનાં ૧૦૧ પવિત્ર નામો, ૩૩ ફરેસ્તાઓ, અહુનવર, અષમવોહુ, યેંઘહે હાતાંમની ત્રણ પૂરાતન બંદગીઓ, પાંચ ગાથા વગેરે ધાર્મિક બાબદો ઉપરાંત શાહજાદા સ્યાવક્ષ, બેજન–મની-

જેહ, ગુલશીરીનાના કિસ્સા અને કોમના કેટલાક મહા-પુરૂષોની જીંદગી ઉપર દિલકશ એબારતમાં કાવ્યો રચી પહેલી પંક્તિના કમચાબ પારસી ગુજરાતી સાહિત્યમાં સંગીન ફાળો આપે છે.

જમાનાની ગીરદેશીમાં આપણે આપણી સલ્તનત અને શાહી જાહોજલાલીને સદાની સલામ કરી છે. એ બદબખ્તી કરતાં પણ વધુ બરગસ્તી તે આપણી પારસી-જરથોસ્તી સંસ્કૃતિની તંગદસ્તી છે. સાહિત્ય, કળા, સંગીત, વિજ્ઞાન એક પ્રજા યા કોમનો અમર્ગ વારસો છે. એ અમૂલ્ય મિરાસથી બિનવારસ બનવાને લીધે તવંગર ગણાતી આપણી વહાલી કોમ ખરેજ ગરીબ બની છે. તવારીખના પિતા હીરોડોટસે આસરે અઢીહજાર વર્ષો ઉપર આપણા વડવાઓ માટે લખ્યું છે કે જે જે જૂદી જૂદી પ્રજાઓ સાથે તેઓ સમાગમમાં આવતા તેમની રાહરીતિની નકલ કરવાને તેઓ ઘણા શોખીન હતા. નકલ્યાતની આપણી આ ખાસ્યત આજે આપણા નબળાઈ નીવડી છે. અસલ્યાતના ગુણને આપણે વિસારી મેલ્યો છે. હખામની પાદશાહી પોથીં યા પહેલવી 'ખુદાઇનામક' યા દેહકાનોથી ઓઢ્ઢે ઉતરી આવેલાં દાસ્તાનો, કહાણી-કિસ્સાઓ ઉપરથી એક જુદીન દીન-દોસ્ત ફીરદોસીએ આપણા નેયાગાનોની તવારીખ સજીવન કીધી છે. બહિસ્તુન પહાડના શિખરેથી પાદશાહ દરાયસની ગાલેબ ફ્રવષી હજારો ખીલારોકી જીભોવડે પારસી કીર્તિના ઉદ્‌ગારો કાઢતી રહી છે, પણ તે સાંભળીને સર્વત્ર સંભ-

જાવનાર એકકે પારસી નહિજ મળતાં ગઇ સદીની અધ-વચથી ગ્રોટેન્ફેન્ડ અને રૅાલીન્સનથી લઈ અને જૅકસન હેર્ઝ-ફેલ્ડ જેવા પારકા વિદ્વાનોએ આ મુગા લેખોને બોલતા કરી પ્રખ્યાત પારસી પાદશાહની દુઆ હાંસલ કીધી છે. સાઈરસ અને દરાયસ અને ઝર્કસીઝ જેવા જગવિખ્યાત પાદશાહો પારસી હતા એવી ખબરના પહેલા પાઠો આપણુ બહુબોલા પારસીઓને પઢાવનાર પશ્ચિમનાજ આ પંડિતો છે. પવિત્ર અવસ્તાની શુદ્ધ એબારત, શબ્દકોષ, વ્યાકરણ વગેરે એઓએજ અવ્વલસાં આપણુને આપ્યાં છે. સરજમીન ઈરાનઆં ચોમેર વીખરાઇ પડેલા પારસી આતશકદેહો, મહેલો અને અસ્તોદાનોના ખંડીયરો જર અને જહેમતે ખોળી વળી એજ શોધક મુસાફરો સો વર્ષથી શોધખોળો કરી રહ્યા છે. આપણું કામ તે સઘળું આઇતું મેળવી આનંદ કરવાનું રહ્યું છે. ઉંચા સાહિત્યના આપણા શોખીન હમદીનોને આજે હિંદીઓને આંગણે તો કાલે યુરોપીયનોને બારણે જવું પડે છે. બાતેનમાર્ગી જ્ઞાનનાં ભૂખ્યાં, પ્યાસાં આપણાં બહેનો અને ભાઇઓ હિંદુ યોગી, મુસ્લીમ સૂફી યા પંચભેળ થિયોસૉફી પંથે ચલકુચ કરી રહ્યાં છે. પારસીવાડની સંકુચિત સીમાની બાહેર પંકાઈ શકે એવું, પારસીપણાનો પ્રકાશ પાથરનાર પારસી સાહિત્ય, પારસી ફિલ્સૂફી, પારસી કાવ્ય, પારસી સંગીત, પારસી નાટક, પારસી કળા, પારસી વિજ્ઞાન આજે આપણી અસ્કયામત નથી. પોતાનું પેદા કીધા વગર સદાજ પારકાની નકલ કરતું પારસી હૃદય શુષ્કતા અને વેરાન્યત પામે છે.

એવા ઐયાસમાં અસલ્યાતે ઓળખાય એવું સંગીન સાહિત્ય જે હુમદીન ભાઈ ઉત્પન્ન કરે તે આપણી કોમની મોટી સેવા બજાવે છે. જવાન ભાઇ દેશાઇએ તેમ કર્યું છે, માટે આપણે એવણનાં કામ ઉપર આફ્રીન કરીશું. દાદાર અહુરમઝ્દ એવણને સેવારૂપી ઉમરદરાઝી બક્ષે અને એમનાં કામને ઉત્તેજન અને મદદ આપવાને આપણા હુમદીનોને સદ્બુદ્ધિ બક્ષે. આમીન !

ચેગ્બીજ મૅનોર હોટલ,<br>
લંડન.<br>
ગાથા અહુનવદ,<br>
૧૩૦૭ ય. ઝ.

માણેકજી નસરવાનજી ધાલા.

# મર્હૂમ પાલનજી બ. દેશાઇનું જીવનચરિત્ર

એવણ નવસારીના મોટા દેસાઇના ખાનદાનના નબીરા હતા. એમના મમાવા દેસાઇ શ્રી નવરોજી મીનોચેહેરજી તે મહાન દેસાઇ ખુરશેદજી ટેમુલજીના નબીરા થતા હતા. શ્રી વહેવલ અને ઉમરાના દેસાઇ શેઠજીભાઈ તે એમનાં માતાજીના મમાવા થતા હતા. એમના પિતા તે પ્રખ્યાત ફારસી ખાં અને નવસારીના સુપ્રસિદ્ધ સાહિત્ય સેવક "બાવાભાઈ"ના નામે ઓળખાતા બરજોરજી પાલનજી રૂશતમજી ટેમુલજી દેસાઇ હતા.

## કેળવણી

મી. પાલનજી નવસારી મધે નાવર થયા હતા પણ કોઇવાર મોબેદીનો ધંધો કીધો ન હતો. એવણે નવસારીની સર કાવસજી જેહાંગીર મદરેસામાં કેળવણી લઇ ૧૮૭૨ માં મેટ્રીકની પરીક્ષા પાસ કીધી હતી.

## 'રાસ્ત ગોફ્તાર'ના સબ એડીટર

ત્યારબાદ ૧૮૭૪ ના એપ્રીલ માસમાં મુંબાઇના પ્રખ્યાત અઠવાડીક પત્ર "રાસ્ત ગોફ્તાર"ના સબ એડીટર તરીકે મર્હૂમ મી. કેખશરૂ કાબરાજીના હાથ તળે નેમાયા હતા. પ્રથમ ૧૮૭૭ ના જાનેવારીમાં અને ત્યારબાદ અનેક વેળા મર્હૂમ મી. કાબરાજીની ગેરહાજરીમાં એવણે "રાસ્ત"ના અધિપતિનું કામ સંતોષકારક રીતે બજાવ્યું હતું.

## 'રાસ્ત ગોફ્તાર'ના અધિપતિ

૧૯૦૨ ના ફેબરવારી માસમાં મર્હૂમ મી. કાબરાજીએ "રાસ્ત ગોફ્તાર"ના અધિપતિનો ઓહ્દો છોડયો ત્યારે એના

માલેકોએ મર્હૂમ શેઠ પાલનજીને તે ઓદ્ધો સ્વાધીન કર્યો હતો, જે એવણે ઘણી બાહોશીથી બજાવ્યો હતો. ૧૯૧૬ ના જુન માસમાં એવણે "રાસ્ત"ની લગામ છોડી તો પણ તેના નવા માલેક રૂસ્તમ પેસ્તનજી તાલેયારખાને એવણને એ પત્ર સાથનો સંબંધ છોડવા દીધો નહીં. પોતાની નાદરૂસ્ત તબીયતને લીધે આસાયશની જરૂર છતાં એમને નવા માલેકના પત્રને પોતાનાં ચાલુ લખાણોની મદદ કરવીજ પડી. પાછળથી ૧૯૧૮ માં રાસ્ત ગોફ્તાર ત્રીજા માલેકોના હાથમાં ગયું ત્યારે પણ એમને તેઓએ જવા નહીં દેતાં એક લખનાર તરીકેનો એમનો સંબંધ "રાસ્ત ગોફ્તાર" અને "પ્રજા મિત્ર"નાં ભેગાં નામવાળાં અઠવાડીક સાથ ચાલુ રાખ્યો હતો, જે વેળા એમને તેના માલેકોએ એક મોટી રકમની પર્સ આપી હતી.

૧૮૮૦ થી એમને "નૂરે એલમ" નામનું માસિક ચોપાનિયું તેના માલેકો મેસર્સ બહેરામજી ફરદુનજીની કું. એ સોંપ્યું. એવણે એ ચોપાન્યાનું અધિપતિપણુ ૨૦ વર્ષની કલમકશી પછી ઇ. સ. ૧૯૦૦ ની સાલમાં પોતાને ઇસ્લામી આલમની સંપૂર્ણ તવારીખ રચવાનું કામ એક ઇસ્લામી ગૃહસ્થ તરફથી મળવાથી, તેમાં રોકાવાને માટે છોડવું પડયું.

એ ઉપરાંત એવણ "સ્ત્રી બોધ", "જ્ઞાન વર્ધક", "ફુરસદ" વગેરે માસિકોમાં ચાલુ લેખો આપતા હતા.

## એમનાં પુસ્તક

એવણ એક અઠંગ લેખક હતા. એવણે તવારીખી તથા ધર્મને લગતાં અનેક પુસ્તકો બહાર પાડયાં હતાં, જે માહેલાં નીચલાં વધુ અગત્યનાં છે:

૧) "તવારીખે સાસાનીયાન" (૧૮૮૦)
૨) "તવારીખે હખામનીયાન" (૧૮૮૯)
૩) "તારીખે શાહાને ઈરાન" (૧૮૯૬)
૪) "તવારીખે કયાનીઆન" (૧૯૧૬)

## એમનાં ધર્મને લગતાં પુસ્તકો:—

૧. "સરોષ ઇજદ": અવસ્તામાંથી મળતું તેનું બ્યાન, તેની શક્તિ તેની કીર્તિ, અને બીજા ધર્મોના દેવતાઓ સાથ તેની સરખામણી અને ફરક.

(ઇનામનો નિબંધ ૧૮૮૩)

૨. "જરથોસ્તી જવાહીરો" રોજ માહના અનુક્રમે.

(ઇનામનો નિબંધ ૧૯૦૦)

૩. "નવું જરથોસ્તનામું": પયગમબર જરથોસ્તની જીંદગીને લગતા પ્રો. જેકસનના ગ્રંથનો તરજુમો (૧૯૦૦)

૪. "અષો જરથોસ્ત": ગાથા, અવસ્તા પેહલવી અને ફારસી અહેવાલો ઉપરથી ઉપજાવેલાં ત્રણ જુદાં જુદાં જરથોસ્ત નામાંઓ (૧૯૧૫)

૫. "અહુનવદ ગાથા"નું જરથોસ્તી શિક્ષણ (૧૯૨૧)

૬. "ફરોહર નામું": ફરોહર તે કોણ છે, અથવા શું છે (૧૯૨૯)

૭. "જમશેદ નામું" (૧૯૩૩)

## તેમનાં બીજાં નીચલાં પુસ્તકો હતાં:—

૧. પૂરાતન જમાનાના પારસીઓ: તેઓ વિશે હીરોડોટસનું લખાણ અને અવસ્તા વાણી સાથ તેની સરખામણી અને ફરક (૧૮૮૮)

૨. કિસ્સે સંજાણ તથા સંજાણનું પારસી સંસ્થાનઃ એક તવારીખી તપાસ (૧૯૦૮)
૩. અહેવાલે રાહનુંમાએ માઝદયસ્નાન (૧૯૨૧)
૪. શત્રુજીત કદીમ દેવતાઓની સ્વકલ્પિત વાર્તા (૧૮૮૧)
૫. શાહઝાદો શાપુર [નાટક] (૧૮૮૨)
૬. "દીલખુશ" યાને રમુજે ફુરસદ (૧૮૯૨)
૭. નવસારીના મોટા દેસાઇ ખાનદાનની તવારીખ (૧૮૯૭)
૮. અરેબીયન નાઇટસનાં બે દફતરો
૯. "ગુલે અનાર": પારસી અને હિંદુ સંસારને લગતું કાવ્ય-બેતબાજીમાં (૧૯૨૭)

## ઈરાનની તવારીખી વાર્તાઓ

૧. બેહરામગુર યાને કનોજની રાજકુમારી
૨. નોશીરવાનની નેકનામી યાને મઝદક પંથની નાબુદી
૩. અરદશીર બાબેકાન
૪. ખુશરો પરવીઝ ત્રણ ભાગોમાં.

આ ઉપરાંત આ ઉદ્યોગી કલમકરે લગભગ એક ડઝન સ્વકલ્પિત નવલકથાઓ લખી હતી.

## એમનાં ભાષણો

વળી એમણે જુદી જુદી મંડળીઓ તરફથી ધાર્મિક તેમજ ઐતિહાસિક બાબદો વિશે ૪૦ ભાષણો કર્યાં હતાં. ગુજરાતી ભાષા વિશે તેમણે બહુ વાંચવા જોગ લેખ લખ્યા હતા, જેમાં "પારસી ગુજરાતી અશુદ્ધ કાંએ ?" "આજ કાલની પારસી ગુજરાતી", નવી

ગુજરાતી અથવા પારસી ગુજરાતી અને હિંદુ ગુજરાતી બાબેના લેખો મનન કરવાલાયક હતા. મેમોરીઅલ વોલ્યુમો માટે તેમણે છ લેખ લખ્યા હતા. દૈનિક પત્રોના પતેતી અંકોમાં એમની કલમથી લગભગ એક ડઝન લેખ ઈરાનની બાબદો વિશે લખાયલા પ્રગટ થયા હતા.

## લાંબી વાર્તાઓ

એવણે જુદાં જુદાં ચોપાનીઆઓમાં નીચલી લાંબી વાર્તાઓ લખી હતી. "ફીરંગીઝ" અથવા "વાંધામાં પડેલા વારસા". અને પુરસદ ચોપાનીઆમાં "ચંડાળ ચોકડી." એ ઉપરાંત પોતાના હાથમાં મુકાયલાં "નુરે એલમ"માં અનેક પારસી સંસારી વાર્તાઓ એવણે લખી હતી.

એવણે "રાસ્ત ગોફ્તાર" અને "પ્રજા મિત્ર" સાથના પોતાના સંબંધ વેળા પારસી સંસારી અને તેટલીજ ઈરાનની તવારીખને લગતી મોટી વાર્તાઓ સ્વતંત્રપણે લખી પ્રગટ કરાવી હતી. "બેહરામ ગુર" "નોશીરવાન આદીલ" "અરદેશર બાબેકાન" અને "ખુશરૂ પરવીઝ" નામની આ તવારીખી વાર્તાઓ તે શાહોની કાર્કીર્દી સાથ સંબંધ ધરાવે છે કે જેવો પ્રયાસ પારસી લેખકોમાં આ પહેલવહેલોજ હતો.

વળી એવણે "પૈસાના પુજારીઓ" "ખુદાનો લાલ" "ફરતો આસમાન" "તકદીરનો તીર" વગેરે વાર્તાઓ લખી હતી.

## સુધારાના હિમાયતી

એવણ સુધારો પસંદ કરનારા અને બને તેમ તેને પડખે રહી કામ કરનારા હતા. એવણ ૧૮૯૫ થી ૧૯૨૦ સુધી રાહનુમાએ માઝદીયસ્નાન સભાના ઓનરરી સેક્રેટરી હતા.

## એમની કદરશનાસી

પારસી લેખક મંડળ તરફથી એમની સાહિત્ય સંબંધી સેવાઓની કદરશનાસીમાં એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં ભરાયલી રૂા. ૧૦,૦૦૦)ની પર્સ એમને એનાયત કરવાનો મેળાવડો તા. ૨૩ મી જાનેવારી ૧૯૨૭ને દીને સર કાવસજી જહાંગીર હોલમાં કરવામાં આવ્યો હતો, જેનું પ્રમુખસ્થાન મર્હૂમ શેઠ ફરદુનજી સોરાબજી તાલેયારખાંન બેરીસ્ટરને આપવામાં આવ્યું હતું.

## એક ચુનંદા અભ્યાસી

એવણ એક ચુનંદા અભ્યાસી, અસલી ઇરાની તવારીખના પ્રકાશક અને અથાગ ગ્રંથકાર હતા.

એવણે આખી જીંદગી એક લેખક તરીકે અને ગ્રંથકાર તરીકે ગુજારેલી હોવા છતાં આવી મોટી ઉંમરે પણ તેઓ લખાણો કરીને પોતાની પ્યારી કલમને છેવટ સુધી વળગીજ રહ્યા હતા. એવણનાં લખાણોમાં સંસારી તેમજ ઈરાનની તવારીખને લગતી નવલકથાઓ મુખ્ય કરીને હતી.

## એમનું મરણ

શેઠ પાલનજીનું મરણ નવસારી મધે તા. ૧૭ મી જાનેવારી ૧૯૩૪ ( રોજ ૧૩, મહા ૫, ( શે. ) ૧૩૦૩ ય. ઝ. )ને દીન ૮૩ વરસની વયે નીપજયું હતું.

## એમનાં ફરજંદો

શેઠ પાલનજીને બે દીકરાઓ નામે હોશંગજી તથા દોરાબજી થયા હતા, જેઓ પોતાની ભર જવાન વયે ગુજર પામ્યા હતા. શેઠ પાલનજીના બેટી બાઇ પીરોજા તે મરહુમ શેઠ ટેમુલજી હોરમસજી દેશાઇના વિધવા હાલ હૈયાત છે.

**રૂસ્તમ બ. પેમાસ્તર.**

# લેખકનો ખુલાસો

આ અદના લેખકના પહેલા પુસ્તક "ચમકારા"નું પ્રકાશન થતાં કેટલાક સાહિત્ય રસિક મિત્રો તરફથી એવી સૂચના કરવામાં આવી કે એક કાવ્યસંગ્રહ કેવળ પારસી વિષયોનોજ બનાવવો. આ સુચનાનુસાર આ પુસ્તકની રચના કરવામાં આવી છે.

આ પુસ્તક સંપૂર્ણ નથી. પુસ્તકનો વિષય એટલો બહોળો છે કે તેને આ કદના એક ગ્રંથમાં ન્યાય આપી શકાય નહિ, એટલે એમાં રહેલી અપૂર્ણતાઓ અને ઉણપોનું નિવારણ ભવિષ્યમાં એનો બીજો ભાગ કાઢવાથી જ થઇ શકે. એ કામ ઇશ્વરેચ્છા ઉપર અને વાચકોના સદ્ભાવ ઉપર અવલંબેલું છે.

પુસ્તકના પહેલા વિભાગનું વર્ણન ધર્મપુસ્તકો ઉપરથી લીધેલું છે, અને તેની પણ માત્ર રૂપરેખા જ આપી શકાઇ છે. બીજા વિભાગમાં પણ ઇરાની ઇતિહાસનું માત્ર વિહંગાવલોકન જ થઇ શક્યું છે. ગુઝર પામેલા જરતોસ્તી વીરલાઓમાંથી પણ થોડા પ્રત્યેજ અંગુલિનિર્દેશ કરી શકાયો છે*, અને એમાંની હકીકતો ઘણીખરી ભાઇ ઝાબવાળાનાં પુસ્તકો પરથી લીધી છે, જ્યારે ચોથા વિભાગના કેટલાક કિસ્સાઓ 'રાહે જરથુસ્ત્ર'ના આગલા અંકોમાંથી ઉતાર્યા છે. છેલ્લા વિભાગમાં થોડાંક ફારસી કાવ્યો આપવાની ધૃષ્ટતા કરવા માટે હું વાચકોની ક્ષમા માગું છું. 'પરિશિષ્ટ' આપવાનો હેતુ પારસી અને હિંદુ ધર્મોનો સમન્વય (Synthesis) સાધવાનો છે, અને એમાં આપેલી સરખામણીઓ અભ્યાસીઓ માટે વિચારનો ખોરાક પુરો પાડે છે. 'શબ્દાર્થસિંધુ' આપવાની મતલબ તો

---

* દાદાભાઈ નવરોજી, ફિરોજશાહ મહેતા વગેરેનાં કાવ્યો **'ચમકારા'**માં આવી ગયાં છે એટલે આ પુસ્તકમાં નથી લીધાં.

સ્પષ્ટ જ છે કે ફારસી અને સંસ્કૃત નહિ જાણનારાઓને તે ઉપ-યોગી થઇ પડે.

આ કાવ્યસંગ્રહ મારા મર્હૂમ મુરબ્બી પાલનજી બ. દેશાઇને અર્પણ કરતાં મને અત્યંત હર્ષ થાય છે. સાહિત્યની બધી શાખા-ઓમાં ઘૂમી વળેલા એ ભીષ્મપિતામહની એક ઇચ્છા આ કમનરીન ખાકસારનો એક કાવ્યસંગ્રહ છપાયલો જોવાની હતી. પ્રભુકૃપાથી આ સંગ્રહ એમનાં અષો ફરોહરને અર્પણ કરવામાં હું તો મારૂં અહોભાગ્ય સમજું છું. એ મર્હૂમનાં માનમાં એકાદ મૅમોરીઅલ વૉલ્યુમ કાઢવાનું "રાહનુમાયે માઝદયસ્નાન સભા" કે એવી બીજી કોઇપણ મંડળીને હજી સૂઝયું નથી એ ખરેજ દિલગીરી ભર્યું છે.

## આભારદર્શન

સૌથી પહેલો ઉપકાર તો મારે દસ્તૂરજી સાહેબ ડૉ. ધાલાનો માનવાનો છે, કે અનેક અગવડો છતાં ઠેઠ લંડનથી થોડાજ વખતમાં ટુંકી પણ તલસ્પર્શી પ્રસ્તાવના લખી મોકલી એઓ સાહેબે મને ખરેજ આભારી કર્યો છે. ભાઇ રૂસ્તમ બ. પેમાસ્તરે પણ એકજ પત્ર લખતાં મર્હૂમ પાલનજીનું જીવનચરિત્ર લખી મોકલવાની મહે-રબાની કરી છે. તેજ પ્રમાણે ભાઇ હોશંગ તેહમૂરસ અંકલેસરીઆ, ભાઇ ખુદાબક્ષ એદલજી પૂનેગર ભાઈ અરદેશર ન. બીલીમોરીઆ, વડા દેશાઇજી સાહેબ મહેરવાનજી આદરજી દેશાઇ વગેરેએ એક પાઈની પણ હાંસલ વગર ફોટો-બ્લૉકસ વાપરવા આપવાની મહેરબાની કરવા બદલ એ બધા ભાઈઓનો હું અત્યંત અહેસાનમંદ થયો છું. મારા હિંદુ અને પારસી મિત્રો પણ–તેમાં ખાસ કરીને મારા સંગીતવિશારદ બિરાદરનો–તેમની અનેકવિધ સલાહ અને મદદ માટે હું ખરેજ ઉપકૃત છું.

છેલ્લું અને સૌથી અગત્યનું: આ પુસ્તકની છપામણી દરમ્યાન મારા જવાન મિત્ર રૂસ્તમ બે. વધાઈવાળાએ જે જીવ પટકીને કામ કર્યું છે તેની કિંમત ન થઈ શકે, અને એ પુસ્તક વિષયમાં એમણે જે ઉમંગ અને ઉત્સાહ બતાવ્યો છે તે તો અદ્વિતીયજ છે. પોતાનું જ કામ હોય તેમ એ ભાઈએ નથી તાપ-તડકો, વરસાદ કાદવ કે નથી દિવસ-રાત્રી જોઇ; અને "શબ્દાર્થ સિન્ધુ" બનાવવાનું ભેજાંદુ:ખણ કાર્ય તો હું એમને જ સોંપી છુટયો હતો. સાદાઇ (Simplicity), સેવા (Service), અને સહૃદયતા (Sincerity) નું એ બંધુ મૂર્ત્ત સ્વરૂપ છે. સ્કૂલ અને કૉલેજની ઝળકતી કાર્કિર્દી ધરાવનાર એ જવાનને પ્રભુ વધુ ઝળકતી ફતેહ આપો !

# મારા પારસી ભાઇઓને !

---

પદઃ—"વનમાં ભૂલી પડી રે, પેલો ક્યાં ગયો કાનુડો ?"—ઢાળ.

શૂરા પારસી રે ! ખુબી કેમ તમારી ગાઉં ?
સતની આરસી રે, સદ્ગુણ કેટલાએક ગણાઉં ? —ટેક

પારસી વીરનાં નામ કામના વાગે જ્યાં ત્યાં ડંકા,
મનુષ્ય છો કે દેવ ખરા તમ, કરતાં સહુ આશંકાઃ—શૂરા૦

અજબ ગજબના કામો કરતો મુઠ્ઠીભર તમ ટોળો,
સાહસ શૌર્ય વિદ્યાહુન્નરનાં દ્વારો દશદિશ ખોલેઃ—શૂરા૦

દયામયાના સાગર ઉછળે તમ કુંળાં અંતરમાં,
સેવામૂર્તિ તમના જેવી જડે નહી જગભરમાં :—શૂરા૦

વાણીમાં તો મિઠપ ભરેલી કોડ કોડ કોયલની,
હાથો જાણે આપી દેતા બક્ષીસ અમૃત જળનીઃ—શૂરા૦

ધર્મ ઉપર શ્રદ્ધા પણ ભારી, પાથરતા વળી પ્રાણો,
દુકાળ આફત રેલ ભૂકંપે અદ્ભુત રહી તમ લ્હાણોઃ—શૂરા૦

નાત ન જુઓ જાત ન જુઓ, રાખો વિરલ સમદૃષ્ટિ,
નવ નવ ખંડે મશહૂર કીધું નામ ખરૂં "જરથુસ્તી":—શૂરા૦

પારસના રહેવાસી નથી તમ, પારસમણિ છો સાચા,
જે જે તમને સ્પર્શે તેઓ ખાલી ન જાતા પાછા !—શૂરા૦

નેક વિચાર વચન ને કર્મે કહેવાયા "પાક્રપ,"
સુલેહ સંપજથી સૌ સાથે રહી બતાવતા બાહૂશીઃ—શૂરા૦

તેર સદીનાં તપમાં તાવી પ્રભુએ તમ પારસાઇ,[1]
સો સો ટચનું સોનું એ તો, વધી ગઇ ઝલક સવાઇ!—શૂરા૦

પા-રસ કેવળ નથી નથી તમ, નવ નવ રસભર વીરા,
હિંદ ભૂમિની ખાણુ તણા છો ઝળહળ ઝળતા હીરા:—શૂરા૦

દાન મહીં તો કર્ણ ભૂલાવ્યો, હાતિમનાં તમ વારસ,
સખાવતે શૂરા કહેવાયા, સદાવ્રતે છો પારસ:[2]—શૂરા૦

આરસ જેવાં સ્વચ્છ હૃદયના પારસવાસી સંધા,
દિગંત દિગંતે ગાજી રહો તમ વિજય તણા પડછંદા!—શૂરા૦

ખાવે પીવે સુખી રહી દુઃખિયાંનાં દુઃખો ટાળો,
બંધુ બ્હેનો! આશિષવંતું જીવન સદાય ગાળો!—શૂરા૦

રૂડા પારસી રે! તમનું નામ લેતાં હરખાઉં,
સારસ-સારસી રે, પારસી-પરમારથ પરખાઉં!*—શૂરા૦



---

૧ પવિત્રાઇ. ૨ વરસાદ.

* સારસ-સારસી (Crane Couple) વિશુદ્ધ પ્રેમ માટે પ્રસિદ્ધ હોઈ કદિ પણ છુટાં પડેલાં જણાતાં નથી. એજ પ્રમાણે 'પારસી' અને 'પરમાર્થ'ની જોડ સમજવી.

# સાંકળિયું

—(૦)—

## (૨) ઇતિહાસની આરસી :



## (૩) જરથોસ્તી જયોતિર્ધરો :

## (૪) હાસ્યરસનો હોજ:

## (૫) ફારસી ફોરમ :



## (૬) પરિશિષ્ટ

## (૭) શબ્દાર્થસિન્ધુ



# દાદાર અહુરમઝ્દનાં ૧૦૧ નામો

(બયત)

યઝદ હર્વસ્તુમ ને જમગ હુમેગાશ
હરવીસ્પે-તવાના હરવીસ્પે-આગાહ
હરવીસ્પે-ખુદા તું જ ફરમાનકામ
તું આએપતન ને આબીઆનજામ

અભેદહ પરવન્દહ અને બૂનસ્તી
બરો ફ્રાખતન્ત વળી તુમઆશી
ગાશું. આદરો ને આગીગ ચીમના
પરજતર આમરવંત હું પરવરા

આનૈવાફ્દ ગીરા અને આદ્ઝાવ
રપીના અવદ્યા આગરજા સનાવ
આયાનદ આઈનઆઇનદ વાસના
ગીનોતુવ અનાઇનદ ને ફ્શુતના

દરહેગીન નેકફર ખરોશીતુગ
તરોનીદા નાશાવ અફ્રાઝદુગ
અનોશક ઓશતરના ખાવરા
દમૈવાદદ પજદદદદે દાવરા

અસીતોહ રખોહ ફરશક ને બરૂને
મીનોન્હુબ પદમાની ને હુમચૂન

ખુઆફેર કામેરત અફ્રીફ્તેહ
અફરમોશ ગરગર અવીફ્રીફ્તેહ

હમરના અતર્સ આદરેબાદગર
તું બાદગેહગર તેમ ગેહવાદગર

અબીશે મીનોરતીગરે ઓખ્તાર
રૂડો આદરેનમગરે વરપાર

વળી બાદઆદરગરે વરપાન
ગરોગર અબ્રીનકોહુનતવાન

ભલો બાદનમગર ગરજાયબાદ
રહી બાદગીર્દતુમમાં તુજ યાદ

અમીનોગરે આબતુમ અજમાન
તું આદરફીબ્રીતતુમ ને અખુઆન

અહુ ગેલઆદરગરે ખુરહમંદ
ગરાગર દાદાર ખુદાયવંદ
અહુર્મઝ્દ ને અબરીનનોતવાન
ગરાગરગરે ફશોંગર અગુમાન

અગ્રાગર રયમંદે ફીરોઝગર
અગ્રાગરગરે અધવી ફેર્ફગર

તું ગેલનમગરે આમુસ્તે હુશીઆર
નમન તુજને સાખો ઓ અવક્ષીદાર

## દાન

ગઝલ

અમે બંદા સહુ તારા,
અમોને દાન કંઇ તો દે;
અમે ના માગીએ જયાદા–
અરજ પર ધ્યાન કંઇ તો દે!
ખુદા! તુજ નામ "**મઝદા**"નો
કરીએ જ્યાહરે ઉચ્ચાર,
અમારા ખાકી ઉરોમાં
ખુદાઇ જ્ઞાન કંઇ તો દે!
"**બહુમ્મન**"થી ભલા ગુણો
અમે તો યાચીએ ચાલુ—
"**અષા**"થી અમ દિલે
પાકીઝગીને સ્થાન કંઇ તો દે!
વળી "**ક્ષથ્ર**" બનાવી દે
અમોને શક્તિથી ભરપૂર;
ભલી "**સ્પેન્તાર્મતિ**" દ્વારા
નમનનિર્માણ કંઇ તો દે!
સદા "**ખુરદાદ**" અમને દે
તનો મનની સુખાકારી;
"**અમરદાદ**" પ્રભુ પ્યારા!
અમરપિછાન કંઈ તો દે!
અમોને સાત એ બક્ષેશ
દેવી નહી તને ભારીઃ
ખુદા! નાચારના પોકાર
પર તું કાન કંઇ તો દે!



# અહુરમઝ્દની ૩૩ શક્તિઓ*

## (૧) અહુરમઝ્દઃ જગત્કર્ત્તા

પદઃ ઝિંઝોટી-ત્રિતાલ

"પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની"—રાહ

બોલની બોલની બોલની રે,
પ્યારા! "અહુરા"નું નામ ચાલુ બોલની:—ટેક
અહુરાની યાદમાં તો જીવનનો સ્વાદ છે-
તુજ અંતરને ત્રાજવે એ તોલની રે!—પ્યારા!
ડગલે ને પગલે તું "અહુરા!" "અહુરા!" કર,
છે યાદ એની મોંઘેરાં મોલની રે:—પ્યારા!
હૃદય પર બાઝેલા અંધારપછેડા-
સૌ માયાના પરદા તું ખોલની રે:—પ્યારા!
અહુરાના લાખો કાં ભૂલે ઉપકારો?
તુજ ઉંઘતા આત્માને ઢંઢોળની રે:—પ્યારા!
"**મઝદા**" તો મોટો છે દાની ને દાના,
એની કૃપામાં નિશદિન અંઘોળની રે:—પ્યારા!
જંગલ ને દરીઆ તો બહુ તેં ખુદાવ્યાં:
નિજ ઉરમાં એ પિતાને ખોળની રે!—પ્યારા!
લોભ અને લાલચમાં તું તો ફસાયો-
એ જોવાને આંખો તુજ ચોળની રે!—પ્યારા!
પળ પળે કરતો રહે સ્મરણ હોરમજદનું-
બીજા વિચારો રગદોલની રે!—પ્યારા!



*એના વધુ ખુલાસા માટે જુઓ **પરિશિષ્ટ**.

## (૨) બહમનઃ ભલા વિચાર

રાગઃ-આશાવરી ત્રિતાલ

"એકજ હે ચિનગારી"—રાહ

બહમનની બલિહારી,
બાબા ! બહમનની બલિહારી—ટેક.

"વોહુમન" તો ભલા વિચારો
દઈ આપે અખ્ત્યારી;
રૂડું મન જો રાખો હરદમ,
અસરો નિપજે સારીઃ—બાબા !૦

વચન ને કામો મન ઉપજાવે,
મનની છે સરદારી;
મનથી ભારી આવે ખ્વારી,
હોય અગર વિકારીઃ—બાબા !૦

આજે ઘરનાં ખૂણાં ખોળે—
કાલે પરદેશ સ્વારી;
પળમાં ક્યાં ક્યાં ઉડી વળતું
મન દિસે એજન રીઃ—બાબા !૦

ભક્તિ કરતાં ભ્રષ્ટ બનાવે
જતિ સતી નરનારી;
ઘડી નરકમાં-ઘડી સ્વરગમાં
ઝલકે એ ચિનગારી !—બાબા !૦

બહમનની તમ બંદગી કરીને
મનને રાખો મારી;
પવિત્ર મન સંધાવી દેશે
અહુરાની એકતારી !—બાબા !૦



## (૩) અર્દીબહેશ્તઃ અષોઇ

---

રાગઃ કાલિંગડો-ત્રિતાલ

"કર યાદ અલીકી દમ પર દમ"–રાહ

તું રાખ અષોઈ અંતરની:
ભિત્તરની—હા—જીગરની: —તું.

"હૂમત"થી કર રૂડા વિચારો,
એથી જશે સિહાઇ અંદરની!—તું.

મીઠા સખુનો "હૂખ્ત" બોલાવે—
દફે થશે બલા સૌ સરપરની:—તું.

ભલાં સત્કર્મો દાખે "હૂવર્શ્ત,"
દઇ આપી ખુશાલી પરવરની;—તું.

તનમન અષોઇ દિયે ખુશબોઇ,
નિજ ખૂરાઇ એકદમ દૂર કરની!—તું.

અષવહિશ્ત શિખવે અષોઇ,
નિત સ્મરણ એનું તું દિલ ધરની:—તું.

અર્દીબહેસ્ત તો બેદાનો વૈદ છે—
એનું એજગાતી નાગં તું ઉચ્ચરની!—તું.



## (૪) શાહેરેવર: ખુદાઈ સત્તા

રાગ: ઝિંઝોટી–ત્રિતાલ

"મારા અહુરાની યાદી સમાઈ રહે"—રાહ

**શાહેરેવર**ની સ્તુતિમાં હું રીઝાઇ રહું—
રીઝાઇ રહું—સુખ પાઇ રહું;—ટેક.
અહુરમઝદની એ શક્તિ અનેરી,
ખુશીથી દઈ દેતી બક્ષેશ ઘણેરી—
એના ગુણોનાં ગીતો હું ગાઈ રહું:—શહેરેવરની૦
હોરમઝદી સત્તાની એ છે નિશાની,
એનામાં ઝળકી રહે શાહી પેશાની,
ગણી રાજાનો રક્ષક હરખાઇ રહું:—શહેરેવરની૦
દુનિયાને નવી બનાવવાને કાજે—
શહેરેવર અમશાસ્પંદ ઉંચે બિરાજે—
એની દયા સૌ દુ:ખિયાં પર ચાહી રહું:—શહેરેવરની૦



## (૫) અસ્પંદારમદ: નમ્રતા

રાગ: **જોગી આશાવરી—ત્રિતાલ**

"લચલી લચલી પુકારું મયેં બનમેં"—રાહ

નમનતાઈ ને ડહાપણની રાણી
ભલી **આર્મઈતિ** સૌએ વખાણી:—ટેક.
અહુરમઝદની બેટી ગણાતી,
પૃથ્વી રૂપે એ રહેતી રહવાતી;
બધી આબાદી એનાંથી જાણી:—ભલી૦

વળી ભક્તિનો એ છે ફિરસ્તો,
ગફરીનો ન એનો શિરસ્તો;
ખરા ઉદ્યોગની એ દેતી લ્હાણી:—ભલી૦
એનાં પગલાંની કેવી પુનાઇ,
કે ગાથામાં પણ એ ગવાઇ!
સુશિલ, સભ્ય એ, સુંદર ને શાણી:—ભલી૦



## (૬) ખોરદાદ: સુખાકારી

રાગઃ **સિંધુડો-ત્રિતાલ**

"જયોજી જયો બડે દાનકે દીલવાને વાલે"—**રાહ**

ગાવો સૌ ગાવો શ્રી ખોરદાદની ખુબી ગાવોઃ—ટેક.
ગાઇને એ સમજાવો—સમજાવી દિલ બહલાવો,
તનમનના તાપ શમાવો—અંતરના પાપ જળાવો—
દેખી દુઃખિયાં ઝટપટ તમ એને અપનાવોઃ—ગાવો૦
**હઉર્વતાત** વડે તમ દેખો સઘળે સુખાકારી,
દુઃખવાલા ઉપર અમૃતમય જળની બલિહારી;
શાંતિ સૌ ઘેરેઘેરે—ખુશાલી ઠેરેઠેરે,
વૃદ્ધિ છે ગામે શ્હેરે—ખોરદાદી મ્હેરે લ્હેરે!
એની યારી ગમ નિવારી સુખ વધારી દે ઉગારી,
બંદગી એની તમ કરો કરાવોઃ—ગાવો૦



## (૭) અમરદાદ : અમર્ગી

રાગ: **પ્હાડી**—તાલ **દાદરો**

"જુઠી જુઠી કાયા ને માયા જાણુ રે"—રાહ

લેજો, લેજો **અમરદાદનું** નામ રે:—ટેક.
ભવસાગરથી એ તમને તારી લિયે,
નહી ખ્વારી દિયે—આવે કામ રે:—લેજો૦

**સાખી.** ફળફુલો તરૂપાનમાં, અમરદાદનો વાસ;
એનાથી વળી પામશો, અમ્મરતા ઉજાસ;
એના ગુણો છે અગણિત અપાર ઘણા,
એ પર કરજો તમ ઉંડા વિચાર ઘણા
—આઠો જામ રે—લેજો૦

31,975

## (૮) દેપાદર : અમૃત

**ભજન-લાવણી**

"ક્યા માગું, મેં ક્યા માગું?"—**રાહ**

પીતો જા, યાર! પીતો જા તું,
પ્રભુનામઅમૃત પીતો જા!—ટેક
દિસે બી પી અને રાતે બી પી તું—
એ પીવાથી કદિ ના બીતો જા!—યાર.
ઘુંટડાઓ ભરી ભરી પળપળ પીયા કર;
એ રસપાનમાં ચકચૂર થઇ તો જા!—યાર.
'અફુરા'નું દે ભલે સુધાને નામ કે
'રામ' 'રહીમ' 'ખુદા' કહી તો જા!—યાર.
એ પીવાથી લુટારા* સાગર તરી ગયા—
તું પણ તેમ તેને તરી તો જા!—યાર.
એ અમી દે રગરગમાં દિવ્ય ખુશાલી:
એ ખુશીમાં સદા રમી તો જા!—યાર.

* વાલ્મિકિ.

## (૯) આદરઃ આતશ

રાગઃ પહાડી ગઝલ

ઓ આઝર! તું કેબ્લાની નૂરી નિશાન,
સૌ પ્રકાશનો પિતા પિછાણું તને—
તે મહાનામી મઝદાનું "જીગર" નિદાન,
એ નામે હું જાણું-વખાણું તને!

થા ઍસમ ને બૉયે તું લાયક, આતશ!
થા ખોરાકોમાં પણ સુખદાયક, આતશ!
થા આરાધના વિષે તું નાયક, આતશ!
દઉં સુગન્ધી ચન્દનનજરાણું તને!

રે દૂર દૂરની કયામત તક બળતો રહેજે!
ને વૃદ્ધિ ને શુદ્ધિમાં જળતો રહેજે!
આ ગરીબ અમ ઘરમાં ઝળહળતો રહેજે!
ગણું અમપર તે દાવરનું લ્હાણું તને!

મને રક્ષણ ને પોષણ સુખ આપી તું દે,
અને શક્તિ ને ભક્તિ ઉર સ્થાપી તું દે,
ભલું કીર્તિવંત ફરજંદ નિષ્પાપી તું દે,
મુજ અંતરઉંડાણે દઉં થાણું તને!

તું કરજે અમ પશુધનને જ્યાદા, આતશ!
ને હરજે સહુ ખૂરા ઇરાદા, આતશ!
નહીં રંજાડે મૃત્યુ-તગાદા, આતશ!
નમન હોજો નવસો ને નવ્વાણું તને!



## (૧૦) આવાં: જળશક્તિ

રાગ: **ભીમપલાસ-લાવણી**
"પરદેશી સૈયાં" ની ચાલ

**અર્દ્વીસૂર બાનુ !**

જનજન હૈયાં હરખાવતી
અર્દ્વીસૂર બાનુ !

દિવ્ય દેશેથી તું આવતી, મન ભાવતી, હરખાવતીઃ અર્દ્વીસૂર બાનુ !

સોળે શણુગારવાળી,
કુલીન અવતારવાળી,
પવિત્ર વિચારવાળી,
સુંદર દીદારવાળી

કન્યા રૂપે જગપર ડગ લંબાવતી, સુખ લાવતી, હરખાવતીઃ અર્દ્વીસૂર૦

આરોગ્ય આપનારી,
શૂળોને કાપનારી,
આબાદી સ્થાપનારી,
દુર્જન સંતાપનારી,

પળપળ નિજના આશિષો વરસાવતી, નવ તાવતી, હરખાવતીઃ અર્દ્વીસૂર૦

ફળફૂલથી મ્હાલતી એ,
અંતર અજવાળતી એ,
ભપકાથી ચાલતી એ,
અબોજન સંભાળતી એ,

અહુરમઝદની પ્રિયપાત્ર કહેવડાવતી, ભવ તરાવતી, હરખાવતીઃ અર્દ્વીસૂર૦

દેવોથી દૂર એ છે,
શૂરોમાં શૂર એ છે,
નિર્મલ જરૂર એ છે,
રહાયે આતુર એ છેઃ

દલિત પતિત સૌને એ અપનાવતી, બિરદાવતી, હરખાવતીઃ અર્દ્વીસૂર૦

❀

## (૧૧) ખોરશેદ : સૂર્ય

રાગ-દેશ: તાલ-**ત્રિશ્રજાતિ ત્રિતાલ**

સહુ નૂરો તણું નૂર તું જ છે,
સમિપમાં છતે દૂર તું જ છે;
સકળ ભેદની છે કિલીદ તું,
નમન પામજે, **ખૂરશીદ** ! તું. ૧

અમર તેજઅંબાર તુજના,
ઝડપી સાત તોખાર તુજના;
દરૂજને કરે નાઉમીદ તું,
નમન પામજે, ખૂરશીદ ! તું. ૨

તુંથી અષો સહુ વૃદ્ધિ પામતાં,
જળ થળો બહુ શુદ્ધિ પામતાં;
વિપદને કરે નાપદીદ તું,
નમન પામજે, ખૂરશીદ ! તું. ૩

તિમિરજોર તું તોડતો અરે,
કિરણબાણ તું છોડતો ખરે;
જગતજીવને દે નવીદ તું,
નમન પામજે, ખૂરશીદ ! તું. ૪

ચશમ તું જ છે જગતબાપની,
જડ તું બાળી દે તાપ પાપની;
ફિરસતા મહીં છે શહીદ તું,
નમન પામજે, ખૂરશીદ ! તું. ૫



## (૧૨) મોહોર : ચન્દ્ર

---

**રાગ-ભયરવી: તાલ-ઝપતાલ**

નમાજ હું કરૂં તે **મહાતાબને**,
ધરે નિજ સ્વાધીન સૌ આબને;

પ્રકાશે મહાતાબનું તેજ જ્યાર,
ફૂટે ઉર્વરોનાં મૂળો ભોંય ત્યાર;

પૂનમ ને અમાવાસીઆ ચન્દને,
નમીએ અમે સૌ ખરાં વન્દને;

શિતલ તેજ એનું હરે થાકને,
નવું દે જીવન માનવી લાખને.

યઝદ માહ દાતાર ઓખ્તાર છે,
સમર્થ એ સદાનો મદદગાર છે;

લીલીછમ કરે એ બધી જહાનને,
દરે યોગ્ય એથી બહુ માનને.

પ્રકાશે જગત ઉપરે જ્યાર માહ,
કરી દે બૂરાઇ તણી એ તબાહ.



# (૧૩) તીર : વરસાદ

રાગ: જીલ્લા ઝિંઝોટી*

સદા ધાજો અમારી વ્હાર; ઓ **તીર તેશ્તર** પ્યારા !
તમ તો ખોરેહના ભંડાર, ઓ તીર તેશ્તર પ્યારા !

જીગર જીગરમાં તમની યાદી,
પાણીના દઈ અમૂલ પ્રસાદી

તમ હરખાવો હૈયાં બિરચાર, ઓ તીર તેશ્તર પ્યારા ! —સદા૦

દેવ પરીનાં જાદુ તોડી,
ધારા અમીવર્ષણની છોડી

કરો જડમાં જીવસંચાર, ઓ તીર તેશ્તર પ્યારા ! —સદા૦

ત્રણ જૂદાં છે રૂપ તમારાં,
પુરુષ – અશ્વ – વૃષભનાં ન્યારાં;

કરો અપઓપ સદાનો ખ્વાર, ઓ તીર તેશ્તર પ્યારા ! —સદા૦

તાપ પડે જ્યાં, ધરણી ત્રાસે,
જીવે તમના આશે-શ્વાસે;

તમ તો ત્રિવિધ તાપ ઉતાર, ઓ તીર તેશ્તર પ્યારા ! —સદા૦

જ્યાં જ્યાં તમની સ્તુતિ ગુંજે,
ત્યાં ત્યાં રસાળ કુંજનિકુંજે;

છો તમ તારાગણ સરદાર, ઓ તીર તેશ્તર પ્યારા ! —સદા૦

જળચર ભૂચર ખેચર પ્રાણી,
કરે ટગર તમ ડોકાં તાણી;

બધે તમનો જ જયજયકાર, ઓ તીર તેશ્તર પ્યારા ! —સદા૦



* "અદ્દભૂત ચાતુરીભંડાર, ઓ મહારાજ મારા !"—**રાઉ**

બધે ઘેરાય દુઃખ વાદળ, ખરે પળપળ;
કર રહાય હવે, દુઃખ થાય દહે—
હું તો પડયો રે નિર્બળ;
નથી મને કોઇની આશ, તારેજ વિશ્વાસઃ
જો આજ મને દે યારી, તો જાય સહુ પીડ મારી,
તુજ હેસાન માનું ભારી—
હવે કર તું મને આઝાદ, અરે ખુદા !—હવે૦



## (૧૯) મેહેર : વફાદારી

રાગ: માઢ—તાલ: દાદરો

"મેરા ગમકા તરાના, સુનિયે ફિસાના"—રાહ

જરથોસ્તી નરનારો, અંતર ઉતારો, ગાઇને મિત્રગાનઃ—ટેક.
પુરાણો ને ન્યારો રોશની સિતારો ઇરાનીઓ દર્મિયાનઃ—જર
**સાખીઃ** બહુ બહુ પ્રાચીન કાળમાં **મેહેર** યઝદ પૂજાય;
જરતોસ્તની પણ આગળ એ, ધ્રુવ ધ્રુવમાં વખણાય !
અહુરાનો એ પ્યારો, શેને વિસારો, બંધુઓ ગુણવાન ?—જર
**સાખીઃ** સૂર્યતણા પ્રકાશમાં, મેહેર તણો નિવાસ;
મેહેર અને ખુરશેદમાં, ના જુદાઇ ભાસ !
રસ્તાએઝે યારો, એ વિણ ના આરો, સાંભળો સુજાન !—જર
**સાખીઃ** સત્ય, નીતિ ને ન્યાયપર, મેહેરતણો અધિકાર;
કોલકરારો, મિત્રતા, પડતાં એથી પારઃ
મેહેર દાવરનો ધારો નિશ્ચલ વિચારો, અહીં ને ત્યાં સમાનઃ—જર



# (૧૭) સરોષ : રક્ષણ

---

રાગ: કવ્વાલી અપરથી

"અય બહારે બાગ દુનિયા ચંદરોજ"–રાહ

તાબેદારી તુજ નિશાની, ઓ સરોષ !
કર અમારી પાસબાની, ઓ સરોષ ! ૧

પાક પરવરતારનો કાસેદ તું—
દે બશારત નિત્ય ગ્નાની, ઓ સરોષ ! ૨

અહુરમઝ્દ ને અમેશાસ્પંદને
પહેલા પૂજ્યા તેં નૂરાની, ઓ સરોષ ! ૩

અહુનવર ને યસ્ન હપ્તંગૂહાઇતી
શસ્ત્ર તારાં માંથ્રવાણી, ઓ સરોષ ! ૪

પાક પયગંબરને વહી તુજથી મળી,
મિત્ર તેનો તું દિલજાની, ઓ સરોષ ! ૫

રાખ અમ રવાન તુજ પનાહીમાં,
ગેતી–મિનો જીંદગાની, ઓ સરોષ ! ૬

આવે છ છ વાર તું આ જેહાનમાં,
તોડવાને દેવહાનિ, ઓ સરોષ ! ૭

માન પામેલો તું થા આ શેરમાં !
તુંથી બ્હેશ્તની આમદાની, ઓ સરોષ ! ૮

## (૧૮) રશ્ને : રાસ્તી

———

રાગ: **બેહાગ-ઠુમરી**

તારૂં તો રૂપ સચ્ચાઇનું, રે રશ્નુ !
તારૂં તો રૂપ સચ્ચાઇનું:—ટેક.

રાસ્તી અને ઇન્સાફ અધિકારો
પરતું તુજ નૂર ખુદાયનું:—રે રશ્નુ !૦

રવાનના "ચેહારમ"ની બામદાદે તો તું
કાર્ય કરે તેના ન્યાયનું:—રે રશ્નુ !૦

મેહેર દાવર કચેરી ભરી બેસે ત્યાં
ઇન્સાફનું કામ ચોકસાઇનું:—રે રશ્નુ !૦

ત્યાં તો તું રશ્નુ, ત્રાજવાએ તોલ કરે
રવાનની ભલાઇ બુરાઇનું:—રે રશ્નુ !૦

સવાબ ને ગુનાહનું પ્રમાણ તપાસવું—
કામ જ એ બહુ કઠણાઇનું:—રે રશ્નુ !૦

નેકોને બ્હેશ્તની ખુશાલીનું કામ દે,
દુષ્ટોને દોઝખઉંડાઇનું:—રે રશ્નુ !૦

અપો લોકો તણું રક્ષણ નિત કરવું,
તારૂં એ કર્તવ્ય આલીનું:—રે રશ્નુ !૦

રશ્નુ ભલા ! અમને બચાવી રહેજો,
માગવું એ ઓજરખ્વાહીનું:—રે રશ્નુ !૦







ફરોહરની આકૃતિ

## (૧૯) ફ્રવરહીન : ફ્રેરોહરો

રાગ: **પીલુ બરવા-ગરબી***

અષો ફ્રેરોહર યાદ, કરવી લાજેમ છે;
ટળશે સહુ વિષાદ, એનાથી ક્ષેમ છે:—ટેક.

અષો તણી ફ્રવષીની સંખ્યા ગણુનાં નહી ગણાય રે,
આળે આસે, જગજગ ડગડગ અણદીઠ એ તો રહાય: —અષો૦

સૃષ્ટિસર્જનની પણ પહેલાં ફ્રેરોહરો તો છેજ રે,
સહુ પેદાયશની નેગેહબાની કરતી શક્તિ એજ: —અષો૦

માણસની પણ રેહબરી કરીને બતાવે સીધો રાહ રે,
દેવ દેવીઓ સામે લડીને કરે તેમને તબાહ: —અષો૦

ગુજરેલાં—જીવતાં—જન્મવાનાં સૌનાં ફ્રેરોહર હોય રે,
આતશ, પાણી, ઝાડે, પ્હાડે ગૅણી હસ્તી રહોય: —અષો૦

અહુરમઝ્દ ને બધા ફિરસ્તા, વળી અમેશાસ્પંદ રે,
સહુનાં ફ્રેરોહર જૂદા જૂદાં છે, શૂરાં, વૃદ્ધિવંત: —અષો૦

વીર સરદારો ને સુલતાનો, આબેદો દસ્તૂર રે,
ગયોમર્દથી સોશ્યોસ સુધીનાં ફ્રેરોહરો બહાદૂર: —અષો૦

એ સઘળાંને મ્યઝદ ધરીને બોલાવો ઘરમાંહ્ય રે,
માશ્રકલામે ખુશી થઇને દેશે દુઆ ત્યાંય: —અષો૦

ઇરાન તુરાન, ખાવર ચીન ને મિસર હિંદુસ્તાન રે,
ઇજન કરો તમ દેશ દેશનાં ફ્રેરોહરો બળવાન: —અષો૦

અષો નરો અપો નારીઓની કરીએ અહીંઆ યાદ રે,
તરત આપણી કુમકે આવી કરે ખરે દિલશાદ: —અષો૦

દોસ્ત અને દુસ્મન દેશોનાં ફ્રેરોહરો તમામ રે,
જ્યાં હો ત્યાંથી અત્રે આવો સ્વીકારો મુજ પ્રણામ. —અષો૦



*કવિ નર્મદાશંકરકૃત "જરથોસ્તી જેજેકાર, જગતમાં જાણીતો" એ ગીતની ચાલ.

## (૨૦) બહેરામ : ફતેહ

રાગઃ **ઝિંઝોટી ત્રિતાલ***

**ફિરોઝગર બહેરામ!**
તું ફતેહ દે મુદામ:

કાવાદાવા દુશ્મન કેરા તુંથી તૂટી જાય,
સત્ય જીતાવી જૂઠાંને તું કચરી દે નિજ પાય;

બહુ સગનવંતું તુજ નામ,
ફળદાયક સુખ્હો શામ! —ફિરોઝગર૦

જરથોશ્તીઓનાં ખાસ
તેં ટાળ્યા વિધવિધ ત્રાસ:

ભિન્ન ભિન્ન રૂપો બદલીને તું સ્હાય કરે નિશદિન;
ડૂબતાંને તું તારી દે, તુંથી બળ પામે બળહિન;

તોફાન ચઢ્યાં અમ જહાજ,
તેં રાખી સૌની લાજ. —ફિરોઝગર૦

તુજ યાદી તણો પ્રતાપ,
દૂર રંજો આપો આપ!

અહીંથી તહીં ખસડાંતાં વહાણો પામ્યાં અનુકૂળ લ્હેર,
સરસર સરતાં આવી લાગ્યાં સંજાણે સુપેર;

કરી હિંદમાં મુકામ,
સહુ વંચ્યા ધરીને હામ. —ફિરોઝગર૦

તુંથી માગી લઈએ આજ,
તું છે અમનો સરતાજ:

તેર સદીએ તાવી નાખ્યું ક્યાની અમ ખમ્મીર;
હાલહવાલી ડોળા ઘૂરકે—ક્યાંથી ધરવી ધીર?

કયામત સુધી, બહેરામ!
ઝલકાવો પારસી નામ! —ફિરોઝગર૦



* કવિ નર્મદકૃત "જયજય ગરવી ગુજરાત"નો રાગ.

## (૨૧) રામ : રામશ્ની

રાગઃ સિંધ—ગરબી

નમાવું શિશ મીનો રામને નિરંતર,
નમાવું શિશ મીનો રામને નિરંતરઃ—ટેક.

શાદી રામશ્ની ને ખુશી ખુશાલી
એ દે છે ખાસ અને આમને નિરંતરઃ—નમાવું૦

ખાણાની લિઝઝત છે એનાથી સર્વદા,
જપીશ હું રામખાસ્ત્ર નામને નિરંતરઃ—નમાવું૦

સાર રહિત સંસારે રસકસ ઉમેરી
આપે એ અહીં વિશ્રામને નિરંતરઃ—નમાવું૦

રામનામ કેરો છે મહિમા અનેરો,
લાવે બહુ શુભ પરિણામને નિરંતરઃ—નમાવું૦



## (૨૨) ગોવાદ : પવન

રાગઃ કાલિંગડો—પદ

"હરસે લગા રહો રે ભાઈ" એ નાનકના ગીતની ચાલ

ગોવાદ યઝદ ! છે તારી પવન ઉપર સરદારીઃ—ગોવાદ૦

ભલા પવનની લ્હેરો લાવે વૃષ્ટિ બલિહારી;
કુદરત સઘળી ખીલી રહી કરે ખુશાલી નરનારીઃ—ગોવાદ૦

રૂડા પવનથી કિસ્તી ચાલે ગતિ ત્વરિત ધારી;
ખુરા વાયુને વાવાઝોડે સઘળે ગમખ્વારીઃ—ગોવાદ૦

"વાએ વેહ"ની મદદ મળે તો નાવ લે ઉગારી;
"વાએ બદતર"થી જીવનૈયાં ડૂબેજ બિચારીઃ—ગોવાદ૦

બાગબગીચા ઉપવનમાં છે ગોવાદ સુખકારી;
અંતર અંતર વાઈ રહે એ શાંતિ વિસ્તારીઃ—ગોવાદ૦



# (૨૩) દેપદીન : હોરમજદનું નામ

રાગ: જીલ્લા-ઝિંઝોટી

"કુરબાન કરો કાયાને પરની ભલાઈમાં"—રાહ

દિનરાત દિલે ધારોને હોરમજદનું નામ જો !
હોરમજદનાં નામથી સહુ કામ સરંજામ જો !—દિનરાત૦

દિવસે એ પાળે ને રાત્રીએ સંભાળે—
એનાથીજ જીવનમાં પામીએ આરામ જો !—દિનરાત૦

સુખ સહુને આપે ને કષ્ટ પળપળ કાપે:
શ્રમ ભારી હરદમ લે-માગે કૈં ન દામ જો !—દિનરાત૦

સાગર સંસાર અહુર નામે તરીપાર છે—
યાદ એની વારવાર જાણે અમૃતજામ જો !—દિનરાત૦

કાયાની માયામાં શાને રહો વીંટાયા ?
ગીત એનાં ગાયાં તો પહોંચ્યો સ્વર્ગધામ જો !—દિનરાત૦



## દીન : પ્રેરણા (Intuition)

રાગ : દેશ મલ્હાર-પદ

"કયું આયે બાદર કારે, સંગ લાયે ન પ્રિયા હમારે" એ ગીતની ચાલ

**દીન** યઝદને જે ભજી જાણે, સુખ સંપત્ત નિજ ઘર આણે:—ટેક

અષો જરાથુસ્તે પણ પૂજી એને "ગાથા" ગાને;
ખુદાઈ ફરમાનોની શક્તિ "દીન"માં સહુ પિછાને:—દીન૦

ધરમ, વહી* ને અંતઃકરણનો શબ્દ "દએના" શાને ?
મીનોઇ ભુવનના ખ્યાલ શિખાવે દીન યઝદ સઘળાંને:—દીન૦

અંતરની છુપી શક્તિ ખીલાવી દોરે ઉંચાં ભાને;
એજ-સબબસર ગવાઇ દીન છે ઝંદઅવસ્તાને પાને:—દીન૦

ભલી પવિત્ર દીન તણું કરો ચિંતન ઉંડા ધ્યાને;
જરાથુસ્ત્રની દીન સહાય લઇ જાયે નિર્વાણે:—દીન૦

* પ્રેરણા (Revelation).

## (૨૫) અશિસ્વંઘ : દોલત

રાગઃ—**આરાગ કર્ણાટકી-તિશ્રજાતિ એકતાલ**

**અશિસવંઘુહી**! તને નમી કૃતાર્થ થાઉં છું,
અષોઇ દૌલતો તુંથી સદાયકાળ પાઉં છું;
અહુરમઝદ ને સપેંતઆરમૈતિ બે તણી
ગણાઈ બેટી પાક, બ્હેન મ્હેર–ઓપ–રશ્નની;
ખરેજ ખૂબસુરતી તણી તું છે સુમૂરતિ,
રૂડા વિચાર દિલમાં અહોનિશે તું પૂરતી;
સુખો બધાં મળે અહીં સુકાર્ય સાધવા થકી,
તુંથી જ એ સહુ થતું, હું માની એ લઉં નકી;
મળે સહાયતા તુંથી, બનેજ વિશ્વ બ્હેસ્ત રે,
કરે તું ત્યાગ, આદમી જીવંત દોઝખે ખરે !



## (૨૬) આસ્તાદ : સત્ય

રાગ: **પીલુ-ત્રિતાલ**

"કયસે કટે સારી રાત" ની ચાલ

ભજું તને, **આસ્તાદ** !
હાં રે દિલથી ભજું તને, આસ્તાદ !—ટેક.
સદ્‌ગુણો તારા
દીઠા મેં ન્યારા;
સત્ય સદાચરણમાં તું તો રીઝી રહે;
આપી દે સહુ મુરાદ,
હાં રે પ્યારા ! આપી દે સહુ મુરાદઃ—ભજું૦



## (૨૭) આસ્માન : આકાશ

રાગઃ **બિહાગ–પદ**

"મોં સમ કોન કુટીલ ખલ કામી" ની રાહ

તું છે **આસ્માન** ગગનગામી,
કુલ પેદાયશોનો સ્વામીઃ—ટેક૦

આકાશ પિતા, પૃથ્વી માતથી
જગ ઉત્પત્તિ પામી;
જૂના આર્યમાં માન્યતા એવી
ઉંડી હતી ગઇ જામીઃ—તું૦

ગગનગુંબજને યઝદ બનાવ્યો
ગણીને 'અસ્મન' નામી,
ભજન પૂજન તેનું ચાલુ કીધું—
જાણી નહી નિજ ખામીઃ—તું૦

અષો જરાથુસ્ત આવ્યા જ્યારે
તૂટી સહુ એ ગુલામી;
'અસ્મન' ખુદાઈ શક્તિ ગણાઇ—
સાથે ઉ પા બા મીઃ—તું૦



## (૨૮) જમ્યાદ : જમીન

રાગ : **વિભાસ-ગરબી**

"લીધી સંકેલી હરિએ વિચારી પ્રબળ નિજ માયા રે"–**રાહ**

નમું નમું તને, **જમ્યાદ**! પૃથ્વીરૂપ તું રે,
સહુ પારસી ઘર આબાદ, કરતો ખૂબ તું રે:
'ભલી પ્રભુસૃજીત એ ભોમ,' અર્થ તું ધારે રે,
ઝગતા જ્યાં તક રવિ ને સોમ, જીવવું તારે રે;

દુનિયામાં બહુ ફેરફાર, તેં તો દીઠા રે,
તડકા છાંયા પણ અપાર, કડવા મીઠા રે:
હતું એક વારે જ્યાં આબ, આજે જંગલ રે,
એક પળમાં રણને તાપ, કરે તું મંગલ રે;

ઉગી નીકળ્યાં આજે શ્હેર, જ્યાં હતી ખીણો રે,
તુજ ચેતન છે ચોમેર, મનુજ બળહિણો રે;
તને વન્દતા પ્રાચીન લોક, ગણીને માતા રે,
અદ્યાપિ પ્રણમી કોક, મગનજ થાતા રે;

મુજ નમન પણ સ્વીકારી, લેજે ભાવે રે;
સાહુ મુરાદો જે મારી, બર તું લાવે રે.



## (૨૯) મારેસ્પંદ : માંથ્રશક્તિ

રાગ : **કાફી-ઠુમરી**

"પિયુકી ચિત્ર બન પ્રિતમ પ્યારે, મન બેરાગી મોરા રે"–**રાહ**

**મારેસ્પંદ** છે મીનો ખરેખર
'માંથ્ર' ઉપર સરદાર રે :—ટેક.

પવિત્ર કલામો અવસ્તાતણા,
ધરમ મરમનો સાર રે :
એ ઉપર મુવક્કલ મીનો,
મારે સ્પંદ મુખ્ત્યાર રે :—મારેસ્પંદ૦
'યથા', 'અષેમ્' 'યેંઘ્હે હાતાંમ્'
વળી મંત્રો બેશુમાર રે :

સઘળાં પર આધિપત્ય એનું—
દીનનો રક્ષણહાર રે :—મારેસ્પંદ૦
કલામોની કેં ખૂબી ઓરજ—
હરે બદબખ્તી ભાર રે :
પવિત્ર મનથી કલામ ઉચારો,
પ્રભુનો સાક્ષાત્કાર રે !—મારેસ્પંદ૦
વૃદ્ધિવંત એ માંથ્ર ખુદાઇ
દારિદ્રનો દળનાર રે :
એ ઉપર મારેસ્પંદ મુકર્રર—
એનાજ એ ઉદ્દગાર રે: —મારેસ્પંદ૦



## (૩૦) અનેરાન : અનંત રોશની

રાગ : **દરબારી કાહાનરો–પદ**

"ઘુંઘટકા પટ ખોલ રે, તોહે રામ મીલેંગે"—**રાહ**

તું ભજી લેને અનેરાન રે,
એની સ્તુતિએ થા ગુલતાન ; —ટેક
આભે ઝગતી અનંત જ્યોતિ
અનેરાનનું દાન; —તું૦
ભ્રમણ કરંતા સઘળા ગોળા
એને દે સન્માન: —તું૦
સુંદર ચંદર રાતે ઝગતો,
દહાડે ઝળતો ભાણ : —તું૦
અંધારે વળી નવલખ તારા
ઝણુકી કરે કલ્યાણ : —તું૦
અનેરાનથી રોશન ઝમકે
હીરા આકાશખાણ : —તું૦
એ માટે અનેરાન ! તમારૂં
માનીએ સૌ અહેસાન : —તું૦



## (૩૧) હોમ : આરોગ્ય

રાગ : દેશ-ધ્રૂપદ

**હોમ** કેરી યાદ રોમ રોમને આહ્લાદ દેતી,
પાળો અને પીણું એણે શોધ્યું નિજ નામનું;
એ પાળાને કૂટી કૂટી, ક્રિયા મહીં ઘૂંટી ઘૂંટી
કાઢયો એનો રસ-થયું પીણું અમી જામનું !
એજ હોમ દેવદૂત પ્હેલો દુનિયામાં થયો,
રચ્યું જેણે ભણતર 'ગાથાઓ' તમામનું:
મોતને નિવારનાર - તારનાર પુનિતોનો,
ગણાયો એ મૂળ આરોગ્ય ને ધનધામનું !



## (૩૨) ઐર્યમન : આરામ

રાગ : માંડ - ગરબી

**ઐર્યમન** પણ યઝદ જ એક નાનો શો ગણાય :—ટેક.
માનવકુળને આરામ આપી એ તો મન મલકાય :—ઐર્યમન૦
'વંદીદાદ'માં ફિરસ્તાઓની એવી કહી વાત,
કે મારેસ્પંદની જેનદુઃખ હરવાની નહી થઇ તાકાત:—ઐર્યમન૦
અહુરમઝદે ઐર્યમનને સોંપ્યું એજ કામ,
એણે તે બજાવ્યું તેથી સ્તુત્ય થયું એ નામ :—ઐર્યમન૦
"આ ઐર્યેમા ઇશ્યો"* કહીને કરીએ સૌ વખાણ,
તનમનધનનાં સુખો દઇને રાખે આબાદાન; —ઐર્યમન૦



*અર્થ : હું ઐર્યમનને આરાધું છું.

## (૩૩) નૈર્યોસંઘ : દિવ્ય કાસદ

રાગ : ભયરવી – તર્જ
"કોઇ રબકી મરજી ક્યા જાને"—રાહ

**નૈર્યોસંઘ** યઝદ નામે છે, શિક્ષણ દેવાનાં કામે છે:—ટેક
એક આતશ ઉપર મુવક્કલ, સત્તા એની ત્યાં જામે છે:—નૈર્યોસંઘ૦
એ આતશ કહો, કયે ઠામે છે ? રાજાને ઉર વિરામે છે,
સારૂં રાજ એ પરિણામે છે: સુખ સંપજ સૌ હિંગામે છે:—નૈર્યોસંઘ૦
અહુરકાસદ બિરદ પામે છે, જંજાળો જગની વામે છે:—નૈર્યોસંઘ૦



## (૩૪) *અપાંમ્ નપાત : જળશકિત

રાગ દેશ : તાલ : ચતુશ્રજાતિ તેતાલા

તું **અપાંમનપાત** ભલા ! અમની
સમિપે રજની દિવસે ભમની;
તું બુલંદ હકુમત રે કરતો,
નૂરમંદ તુખાર શું વિચરતો;
અરથે 'જળનાભ' તને ગણીએ,
સ્તુતિઓ ફળદાયક તો લણીએ;
મનુજો પયદા તુંથી થાય બધા,
સહુ આકૃતિ ઘાટ તું દેજ સદા;
ખુદ પાણી મહીં અદીઠો વસતો,
બળ સાંભળવાનું ધરી મસ તો;
જળ શકિત અનેરી તને લહીએ,
'બરઝો' બીજું નામ વળી દઇએ.



*૩૩ ને બદલે ૩૪ ની સંખ્યાના ખુલાસા માટે જાઓ પરિશિષ્ટ.

## (૩૩) નૈર્યોસંઘ : દિવ્ય કાસદ

રાગ : ભયરવી – તર્ઝ
" કોઇ રખકી મરજી કયા જાને "—રાહ

**નૈર્યોસંઘ** ઇઝદ નામે છે, શિક્ષણ દેવાનાં કામે છે:—ટેક
એક આતશ ઉપર મુવક્કલ, સત્તા એની ત્યાં જામે છે:—નૈર્યોસંઘ૦
એ આતશ કહો, કયે ઠામે છે? રાજાને ઉર વિરામે છે,
સારૂં રાજ એ પરિણામે છે: સુખ સંપજ સૌ હિંગામે છે:—નૈર્યોસંઘ૦
અહુરકાસદ બિરદ પામે છે, જંજાળો જગની વામે છે:—નૈર્યોસંઘ૦



## (૩૪) *અપાંમ્ નપાત : જળશકિત

રાગ દેશ : તાલ : ચતુસ્રજાતિ તેતાલા

તું **અપાંમનપાત** ભલા! અમની
સમિપે રજની દિવસે ભમની;
તું બુલંદ હકુમત રે કરતો,
નૂરમંદ તુખાર શું વિચરતો;
અરથે 'જળનાભ' તને ગણીએ,
સ્તુતિઓ ફળદાયક તો ભણીએ;
મનુજો પયદા તુંથી થાય બધા,
સહુ આકૃતિ ઘાટ તું દેજ સદા;
ખુદ પાણી મહીં અદીઠો વસતો,
બળ સાંભળવાનું ધરી મસ તો;
જળ શકિત અનેરી તને લહીએ,
'બરઝો' બીજું નામ વળી દઇએ.



*૩૩ ને બદલે ૩૪ ની સંખ્યાના ખુલાસા માટે જુઓ **પરિશિષ્ટ.**

બહુ છે બરકત કલામની એ,
ફરી દે ફરકત તમામની એ:
અજબ કરામત વસી જ સુંદરઃ—ખુદાના૦

"મુલકનો રાજા ગણાય મોટો,
ધરમનો ઉપરી જણાય મોટો:
જગતજનોને સમાન સુખકરઃ—ખુદાના૦

ભલી તું કરણી અહીં બજાવે,
સદાચરણથી રહી બતાવે,
બહેશ્તના દર ખુલે ખરેખરઃ—ખુદાના૦

દુઃખિત દિલના વિદારી દુઃખો,
બહુ પ્રકારે ઉતારી સુખો,
દયા કરી દે ગરીબ ઉપર:"—ખુદાના૦

વિપત્તિ વાદળ ભલેને વરસે,
દુઃખોનું દોજખ ભલે ઉતરશે,
મુસીબતોના ઉગે જ ડુંગર:—ખુદાના૦

બદોની બાજી કદાપિ ફાવી
તને સતાવી દિયે ડરાવી,
"અહુનવર" તું સદાય ઉચ્ચરઃ—ખુદાના૦

બધી બદી ને બુરાઇ ભાગે
"અહુનવર"ની દુહાઈ આગેઃ
ખરો એ દુઃખહર—ખરો એ રહેબર!—ખુદાના૦



# "યેંઘ્રહે હાતાંમ્"

---

રાગ: મલ્હાર–તાલ : દાદરો

"યેંઘ્રહે હાતાંમ્" એ તો જરથોસ્તના કલામ,
નણીઓના નબી જે પર લાખો સલામ!

અષોઈની સીફારશ એમાં છે સરીઆમ,
જૂનું એટલું ઉમદા એ ભણતર સુદામ;

"એમાં છે વખાણીઆં નર નારી આમ,
અહુરાને ભજવે જે તત્પર સુબ્હો શામ;

બંદગી અર્પણ છે અમશાસ્પંદને નામ,
પવિત્રાઈનું જણાવ્યું છે બહુ મોઘું દામ;

જન્મવાનાં, જીવતાં કે મરેલાં તમામ
આદમીઓ પાક કાજે અમરતાની જામ:"

એવો સાર શીખવે છે "યેંઘ્રહે હાતાંમ્":
સ્પષ્ટ ઉચ્ચારે જપતાં મળશે આરામ.



# (૨) ઉશ્તવદ ગાથા

---

રાગ **કાફી** : તાલ **પિસ્તો**

હોય તેને સુખ જેથી સુખી બીજા થાય છે,
હોરમઝદી તંદુરસ્તી જોર તેને ર્હાય છે;
બક્ષ મુજને સંપત્તિ ને આશિષો તુજ, ઓ ખુદા !
તુજ દર્શન–પ્રેમ કેરી પ્યાસે જીવ ગભરાય છે.
જે ભલો છે પરને કાજે દે તેને સુખ સામટાં,
પાપી ને અપાપી બેઉ પર ચાલુ તુજની છાંય છે !
સર્વશક્તિ–સમૃદ્ધિનું મૂળ તુજને હું ગણું,
આતશી પ્રતાપદ્વારા બળ તું દે મનમાંહ્ય છે;
ઇનસાફી રીતિ મુજબ સૌને બદલો તું જ દે,
ન્યારૂં ડા'પણ તારૂં એવું ના કદિ ઠગાય છે.
આવી પૂછે વોહુમન ને સરોષ યઝદ મૂજનેઃ
'કોણ તું છે? કોણનાથી તોખ્મ તારી ત્યાંય છે'?
રાસ્તનો હું દોસ્ત છું ને દુષ્ટ કેરો દુશમન,
દાખવું કેમ દીન–નિશાની ! દિલડું મુંઝાય છે !
જ્યાં સુધી જીગરની અંદર હોશ કેરો જોશ છે,
અગ્નિની નેમાજ ને તુજ યાદ મુજ દિલ ર્હાય છે.
દીન તેં જે શીખવી તે લોક શું સ્વીકારશે ?
હું તો છું તૈયાર–અષોઇની ધરી મેં બાંહ્ય છે !
લાંબું જીવન ને ખુશાલી દે મને સરોષની,
સંતોષી વિચાર દે કે શ્રેષ્ઠ એ કહેવાય છે;

સત્ય ફાવે પૂર બળથી—સભ્યતા જગ ઉતરે,
આશિષો એ દે જેઓમાં સન્મતિ જણાય છે.

પૂછું, ખુદા! જે સવાલો તેના ખુલાસા તું દે:
શ્રેષ્ઠ જીવન કેરૂં મૂળ શું? સુખ કયાં દેખાય છે?

તુંજ સિવા કોઇ છે શું રાસ્તીનો પિતા ભલો?
ગ્રહમંડળ નિજ ગતિમાં કેમ ફરતું જાય છે?

આભ ને આ પૃથ્વી બંને કોણ ટેકાવી રહે?
ઉર્વરો ને આબ કહેને કોનાથી સરજાય છે?

વાદળાં ને વાયુ બેને વેગમાં વહાવે કોણ?
તેજ ને અંધકાર કોની કૃતિઓ કલ્પાય છે?

રાત ને દિવસ કોનાથી?—ઉંઘ જાગૃતિ વળી?
રાજ્ય તારૂં નેક ખ્યાલો ઉપર જ રચાય છે?

ફરતી દુનિયા કોણ કાજે તેં કીધી પેદા ખરે?
સભ્યતાનો ઉંચ દરજ્જો કોણથી અપાય છે?

પ્યારો કીધો દીકરો નિજ બાપને કોણે, કહે?
નેકી શી કરવી કે માગી મુરાદો પમાય છે?

દીનનાં ફરમાનોને હું પાક કેમ રાખી શકું,
દીન કે જે સૌ દીનોમાં ઉત્તમ ઓળખાય છે?

કેમ સારા ને નઠારા બેયને પિછાનવા?
આશમોઘો* દુર્વંદોને કેમ હઠાવાય છે?

સત્યતાને જૂઠ ઉપર સર્વોપરી કેમ કરૂં?
યુક્તિજુક્તિ દુષ્ટ કેરી કેમ ઉંધી થાય છે?

પાસબાનીકર્તા છે તુજ માંથ્રના કલામ જે,
એ વડે નિજ દુશ્મનોને કોણ દેતું ત્રાસ છે?

અહુરમઝ્દા! કેમ પ્હોંચું પ્રેમ તુજ, સંપૂર્ણતા,

જે વડે ગેતી મિનોઇ મુક્તિને વરાય છે!
લાભકારી દીનવાણી આજ હું જાહેર કરૂં,
લક્ષ દઇને સુણતાં અમ્મર એથી થવાય છે!
સર્વથી જે શ્રેષ્ટ યઝદાં તેની સ્તુતિ ગાઉં હું,
એ સદા ઉદાર મનની વ્હાર કરવા ધાય છે;
માનવી જે પાક હોશે, બ્હેસ્તમાહીં મ્હાલશે:
પાપીનાં રવાન સઘળાં દોઝખે દટાય છે.
હિતકારી હોરમઝદે સુખદુઃખ બેઉ નાખિયાં,
બુદ્ધિ સાથે બળ અકેલા એનાથી બખ્શાય છે.
ખેશીઓ ને દોસ્તદારો સૌ મને છોડી ગયા:
ક્યાં જવું? ને શુંય કરવું? વાયુ ઉના વાય છે!
રાજ નહીં કે ના પ્રજા—કોઇ મને ઉત્તેજતું,
નામુરાદીથી જીગર મારૂં હવે ચૂંથાય છે!
ઓ અહુરા! સંકટો મુજનાં ઉપર નેગાહ કર:
મિત્ર થોડા, કમ પુંજી: રે, હૈયું હારી ખાય છે!
દુષ્ટ કેરી સ્હાય કરતો જાતે બુરો જાણવો,
નેકની યારી કરે તે નેકમાં ગણાય છે;
કીનો જો બદકાર મુજપર લેવાને કમ્મર કસે,
મૂજ રક્ષક કોણ, ખુદા! તૂજના સિવાય છે?
નેકી નીતિ આચરી જે સત્પંથે રહે ચાલતાં,
પાર ચિન્વત હું કરાવીશ—મુજનો એ ન્યાય છે:
સ્પીતમાં જરથુસ્ત્રને જે સુખ દઇ ખુશી કરે,
જન્મભર વૃદ્ધિ પામી બ્હેસ્તમાં મલકાય છે!



---

*અપોઇનો નાશ કરનાર.

# (૩) સ્પેન્તોમદ ગાથા

રાગ: બિહાગ–તાલ: પિસ્તો

ભલા વિચાર વચન કામો અહુરાનેજ પ્યારાં છે,
દિયે સુખ ને અમર્ગી એ સપેનામિનો દ્વારા છે;
મિનોઇ શક્તિ એવી એ વડે છે દુઃખી પાપીઓ,
અષો સંતોષથી મ્હાલે–અસંતોષી નઠારા છે.
ભલા બદલો ભલો પામે–બુરા છે હાડમારીમાં,
ચુકાદા તુજ હે મઝદા! ન કોઇને અકારા છે;
વિજય પામે પવિત્રાઇ વડે સદ્‌ગુણી દુષ્ટોપર,
ગવાયાં રહે સ્તુતિગાનો ખરે તેથીજ તારાં છે.
લીધું છે કામ મેં * હાથે ધરમઉદ્ધાર કરવાનું,
કહે ફાવીશ એમાં હું? મહા તુજ જ્ઞાન ન્યારાં છે!
દીની મંત્રો અષોને તું શીખાડે છે, ખુદા મારા!
ધરે પાકી હૃદયની તે શખસને પહોંચનારા છે.
ભલા સરતાજ અમને દે, ન બુરા, આર્મઇતિ! તું–
અષોઇના તરીકા જન્મથી ધરવાજ સારા છે;
બિચારાં ગાયગોસ્પંદોતણી પરવરશી કરતા રહો,
અરે એના વડે જાણો ખુરાકીના વધારા છે.
કરો અખ્ત્યાર સચ્ચાઇ—વળી ગુસ્સાને ગુંગળાવો,
અદેખાઇ કપટ કીનો અહરમનના ધખારા છે;
કહે, અહુરા! શું છે ન્યાયી ભલી તુજ પાદશાહી નેમ?
મળે ઇનામ શું તેમને ખરા દીનદોસ્ત મારા છે?
કહે તું, આવશે ક્યારે મનુષ્યો મહાન બુદ્ધિનાં ×?
કરી દે દૂર આંહીં જે ખરાબીના ધુમ્મરા છે;

કહે, કયારે અમોને આવી મળશે આમ઼ઈતી જે ?
મળે કોને ડહાપણ ? કયાંય દૌલતના ઉતારા છે ?
ખરે તે છે સઓષ્યન્તો—ભલી દીનના રખેવાળો,
બધાં પાપી મનોને એ ખરેખર ખુબ ખારા છે !
ગણે જે શ્રેષ્ટ મુજ દીનને, કરે આબાદી તેની તે,
મુકામ એનુ મિનોઇમાં અસરરોશન કિનારા છે.
સદાચારી મનુષ્યોએ ન લેવી દુષ્ટસરદારી,
ગણું હું દીનના સ્થંભો ખરે જે હમકારાઉ છે;
હશે જેની દયાનત બદ દુઝખમાં ઠાર તેનો છે,
ખુરાકો ઝેહરી ખાવા કુકરણીના મુશારા છે !
કરૂં હું તલબ સર્વોત્તમ રહી તુજ મરજીને આધીન,
ખુદાયા ! તૂજ ગુણગાને રહ્યા મુક્તિઇશારા છે;
જમીન જે ખેડ વિનાની પડી પડતર નકામી રહે,
મુરાદે નિજ પ્હોંચે જે કરે ત્યાં પુષ્પકયારા છે.
તને—કેવળ તને—અહુરા ! વખાણું હું—હું યાચું એજ,
સુણું મુજ સ્તુતિગીતો જ્યાં ગરોથ્માની મિનારા છે !
જીગર મારૂં ખુશાલીથી બધું ભરપૂર કરી દેજે,
ભલી જે દીન તારી મૂજથી એ આશકારા છે.
દિલી ગાથા ઉચ્ચારીને તને પામું—તમન્ના એ,
ક્રિયાની ભેટ પણ તુજને ધરી, સરજનહારા ! છે;
ઝગે આ બામદાદી જયોત કીર્તિ તુજ ગાવાને,
કરે ગર્દિશ એ કાજે વળી ખુરશીદ સિતારા છે.
વખાણો તુજની ગાઇશ જયાંતક જોમ અંતરમાં,
નતીજો નેક નેકીનો—તુજ દરબારી પુકારા છે !



* જરતોશ્તે. × સઓષ્યન્તો. ઉ મારી સાથે કામ કરનાર.

# ( ૪ ) વોહુક્ષથ્ર ગાથા

---

રાગ **માલકૌસ** : તાલ **પિસ્તો**

આરમઇતી ને વળી દાદારને
મૂળ અષોઈનું ગણું કિર્તારને;
બક્ષ માગી મુજ મુરાદો, ઓ ખુદા !
નેક મનથી ભજ્યો જગદાધારને;
કામ ને અષોઈ ને ઝબાનથી
જે સ્તવે છે તૂજ શા સરદારને,
રાહનૂમા તેઓનો તું છે ખરે–
આખેરત સૌ તુજમાં ભળનાર ને ?
નેકીની સરદારી તું ત્યાં આપશે,
પાપમાફી મળશે પરોપકારને;
જે કરે ખુશનૂદ અહુરમઝ્દને,
ફાયદો તે પામે બેઉ જગબારણે;
ભક્તિ તેની જે કરે નહી આદમી,
કયામતે ખમશે જ દેવના મારને;
આપ તંદુરસ્તી ને અમ્મરપણું,

કોણ મારો દોસ્ત સાચો છે અહીં ?
કોણ છે કરનાર કયામતકાર્યને ?
રાસ્તી છે આશ્મોગી ઉપર ફાવતી–
દુષ્ટ પ્હોંચે ના કદિ સ્વર્ગદ્વારને !
માંથ્ર તુજના આશકારા હું કરીશ,
' કરણી તેવી ભરણી 'ના વિચારને;
દીનદારોને મળે બદલોજ એ,
ઓથમાની બ્હેસ્ત મરતાંવારને !
દીનદ્વારા જ્ઞાન પામી જે પુરુષ
પ્રેમથી પૂજાવે જનઉરતારને,
કાયદો મુજ ધર્મ કેરો શિખવે,
જીતી લે એ મુજ હૃદયના પ્યારને !
સાહ્યકારી, સહકારી અમશાસ્પંદ !
ચાહું સુખ હું મુજ મનસ્ની કારણે;
પાક વ્યક્તિથી જગત આબાદ છે–
દે જ સત્તા અહુર નેક કેદારને:
માગું એ આશીર્વાદો, ઓ યઝદ !
નેકબખ્તી માર્ગ પર ઉતારને !

# (૫) વહિશ્તોઇશ્ત ગાથા

---

**રાગ પીલુ : તાલ દીપચંદી**

અહુરે જરાથોસ્ત ઇચ્છા ફળાવી,
મુરાદો જે માગી સહુ તે અપાવી;
અમરતા અને દીનકામે ફતેહો
બુરા દુશ્મનોને સરાસર દબાવી;
દીનઆગાહ ફ્રશોસ્તર–ગુસ્તાસ્પ એ બે
ભલી દીન દુનિયાને દેશે શિખાવી;
રહે દીકરી જે વફાદાર ચાલુ
પિતાને—પતિને સદા અપનાવી,
ભલી એની નૈયત કાજે જ પામે
ભલો બદલો જે બહેશ્તની ચાવી;
જરાથુસ્ત કહે છે શિખામણ શબ્દો:
"પરણતાં પુરુષ–સ્ત્રી! દિયો ઉર લાવી,
ભલી દાનતે ચાહ રાખી રહેજો,
થશે તોજ સુખી તમો બેનું ભાવિ!
દરૂજી બધીને તમો દૂર રાખો—
મિનોઇ જીવનની કરે એ ખરાબી:
હવસ—લોભનાં મૂળ પેઠાં ઉંડાણે,
વિદારો, નહી તો દિયે પસ્તાવી;
બુરાઓ તણી હો સદાની શિકસ્તો,
ભલું ક્ષત્ર દેશે વિજય નિપજાવી:
ખુદા! પાદશાહી અજબ તારી તો છે–
ગરીબોની નેકી રહે અંત ફાવી."
નમાજો કરોડો તમોને, ઓ ગાથા!
ખુબીઓ તમારી કઇ જીભ ગાવી?



# ગાહમ્બારની ફિલ્સૂફી

રાગ **જેજેવંતી** : તાલ દાદરો

ઈજન કરૂં છું અહીંઆ, ઓ ગાહમ્બાર! તમોને,
આદરમાન હું દઉં છું, ઋતુના સરદાર! તમોનેઃ—ટેક.

ફસલ ફસલનાં જશન હિંગામો તમો છો—
ગણું જનજનમાં બિરાદરી કરનાર તમોનેઃ—ઈજન૦

બહારની મોસમના છો શેદ "**મૈદ્યોઝરેમ્ય**" તમ,
જાણું ફળ, ફુલ અને હરિયળીનો આધાર તમોનેઃ—ઈજન૦

ભલો "**મૈધ્યોઈષેમ**" છે ગાહમ્બાર બીજો—
આભારી ઉનાળે છે ખેતરનો ઉદ્ધાર તમોનેઃ—ઈજન૦

ત્રીજો "**પઈતીશહ**" છે પાક લણવાનો વખત,
પાનખરની શરૂઆતની છે દરકાર તમોનેઃ—ઈજન૦

ગરમીની આફત બધી ટાળી જે ઠંડક કરે—
એવા "**અયાથ્રેમ**" રૂડા! નમન વારંવાર તમોને!—ઈજન૦

ભર શિઆલે પધારીને પૃથ્વીને પાવન કરો,
મોંઘા "**મઈધ્યાઇર્ય**" અમારા! ગણીએ પાલનહાર તમોનેઃ—ઈજન૦

રાત દિવસ સરખા અને સર્દગર્મ સમતોલ કરે,
એવા અષો "**હમસ્પથમઈધ્ય**"! દઇએ આવકાર તમોનેઃ—ઈજન૦

જશનથી જરથોસ્તીઓમાં મજબૂત કરો પ્રેમગાંઠ,
પવિત્ર ગાહમ્બારો! હો વન્દન સદહઝાર તમોને!—ઈજન૦

ફિરૂ

# મધરાતની "બૉય"

રાગ માઢ : તાલ લાવણી

"મન માયાના કરનારા રે"—રાહ

સુણી ઘંટના એ રણકારા રે, મુજ ચક્ષુઓ ઝટ ખુલી જાયે !
મધ્યરાત્રીએ ટંકાર એ ન્યારા રે, દે અવનવી સ્ફુર્ત્તિ ઉર માંહે !—મુજ૦

કાળી ઘોર નિશા, સૂની સૌ દિશા—ઘડિયાળે બાર ગણાયે:
અવનિ આ આખી ભાસે સ્મશાન શી, ઉઠતાં તો જીવ મૂંઝાયે રે !—મુજ૦

નિદ્રાના ઘેન સૌ ઉડે પલકમાં ઘંટનાદ કર્ણે અથડાયે;
રજનિ રળિયામણી ખરે બિહામણી, એ વખતે તો દેખાયે રે !—મુજ૦
ભૂત પિશાચો—અન્ય દુરાત્મા, વાતાવરણે ગુંગળાયે;
સવા બે પહોરની એ જહાંગીરીથી, જનતા તો ખુબજ ગભરાયે રે!—મુજ૦

"દુશ્મત"* ડોકા પડે કે તત્ક્ષણ, પ્રેતાત્માઓ તો વિલાયે;
"દુઝુખ્ત"ના* ત્રણ ટંકારો થાતાં, ધંત્રમંત્ર ફફે થાયે રે !—મુજ૦

છેલ્લા ત્રણ ડોકા "દુઝવર્શ્ત"નાથી* પલીદી પૂરી પિસાયે;
વાતાવરણ ફરી નિર્મલ બની રહે—તૂટે બળ બુરાં બધાંયે રે !—મુજ૦

ઉપહેનની "બૉય"ની પ્રુજણીઓ દ્વારા, નવચેતન જનમન પુરાયે;
પ્રભાવ એ બૉયના જાણે અહીં કોય ના, એનાથી બુદ્ધિ પમાયે રે !—મુજ૦

જરથોસ્તી બંધુ ! જાણી એ સંધું, આળસ ન કરશો કદાયે;
સુણી મધરાતે "બૉય" ડણકારા, ભક્તિ કરો, પ્રભુ સ્હાયે રે !—મુજ૦



* "આતશ નિઆયશ" ભણતાં આ ત્રણ શબ્દો આવે છે ત્યારે "બૉય" દેનાર દરેક શબ્દના ત્રણ ડોકા લેખે નવ ટકોરા મારે છે, એનું સૂચન છે.

# સુદ્રેહ અને કુશ્તી

**રાગ : કાલિંગડો–ગરબી×**

સુદ્રેહ–કુસ્તી, હમદીનો ! રાખજો,
સદા રાખજો રાખજો રાખજો રે:–ટેક.
દીને જરાથુસ્તની એ નિશાન છે રે,
સુખ એનાથી બન્ને જેહાન છે રે,
એની બરકતે અમરતા ચાખજો—
ખરે ચાખજો ચાખજો ચાખજો રે:–સુદ્રેહ૦
'સુદ–રેહ' એટલે લાભનો રસ્તો રે,
'ધરમ–હદ' અર્થ 'કુસ્તી'એ વસ્તો રે,
પાપખીણમાં નિજ કાય ના નાખજો–
ના નાખજો નાખજો નાખજો રે !-સુદ્રેહ૦
શાહ જમશેદના અમલ દર્મ્યાનમાં રે,
સરોષ લાવ્યો એ ખુદાઈ ફરમાનમાં રે,
કહ્યું 'સૌ એને બાંધવા લાગજો–
હાંરે લાગજો લાગજો લાગજોરે ! '–સુદ્રેહ૦
શુદ્ધ સફેદ એ બન્ને જોઈએ રે,
નહીં દાગ એ પર પાડવો કોઈએ રે,
એ બેઉ વડે તનને ઢાંકજો–
તમો ઢાંકજો ઢાંકજો ઢાકજો રે:–સુદ્રેહ૦
સ્વચ્છ કુસ્તી બને મેઢાં ઉનની રે,
નકલ કરવી તે પ્રાણીના ગુણની રે,
નમનતાઈ નિર્દોષતા દાખજો–
સૌ દાખજો દાખજો દાખજો રે :–સુદ્રેહ૦
વળી કુસ્તીના ૭૨ તાર છે રે,
ચરન ગોતેરીનો શણગાર છે રે,

તમ મોઘાં મૂલ એનાં આંકજો-
એનાં આંકજો આંકજો આંકજો રેઃ-સુદ્રેહ૦
એના ત્રણ આંટા ત્રણ સિદ્ધાંત છે રે,
"હુમત-હુખ્ત-હ્વર્શ્ત" પ્રખ્યાત છે રે,
દૂર એનાથી કોઇ નવ ભાગજો-
નવ ભાગજો ભાગજો ભાગજો રે !-સુદ્રેહ૦
કુસ્તી અંદરથી છે કાં પોલી રે ?
ભેદ ગેતી-મિનોના દે ખોલી રે,
એની ઉંડી ફિલ્સુફી ઝાંખજો-
બંધુ ! ઝાંખજો ઝાંખજો ઝાંખજો રેઃ-સુદ્રેહ૦
વળી કુસ્તી તણા લર બે છે રે,
'હાવન-રપિથ્વન' સંજ્ઞા એ છે રે,
૭ લરી ૭ ગાહમ્બાર ભાખજો-
એને ભાખજો ભાખજો ભાખજો રેઃ-સુદ્રેહ૦
સુદ્રેહ ઉપર કીધું 'ગીરેબાન'ને રે,
'સવાબ-કોથળી' ગણો એ એંધાણને રે,
ભલાઇ કરતાં કદિ નહીં થાકજો-
નહીં થાકજો થાકજો થાકજો રે !-સુદ્રેહ૦
હૃદય આગળજ કુસ્તીનું સ્થાન છે રે,
ઉપલે ભાગે મનન-ચિંતન-જ્ઞાન છે રે,
નીચલા ભાગથી જીવનનાશ ત્યાગજો-
ભલા, ત્યાગજો ત્યાગજો ત્યાગજો રે !-સુદ્રેહ૦
રહી સુદ્રેહ-કુસ્તીરૂપી કોટમાં રે,
જીવન જીવો જરાથુસ્તી જ્યોતમાં રે,
દીનની પાસબાની કાજે જાગજો-
નિત્ય જાગજો જાગજો જાગજો રે ! સુદ્રેહ૦



* "ભજી સ્વામી હું સદૈવ રહું ચેનમાં"-એ રાહ.

# દોખમાની દાઝ

રાગઃ-**દેશ** : તાલ **ત્રિતાલ**

ભાઇઓ ! દોખમા કેરી દાઝ સૌ દિલે ધારજો રે,
ઉર ઉતારજો રે:—ટેક.

દોખમાની પુરાણી રૂઢી
દાખે ઉંચ વિજ્ઞાની બુદ્ધિ—
શુદ્ધિ મુવાં જીવતાંની એથી વિચારજો રે:—ઉર૦ ૧

પ્યારાં વતન ફરીને સાચે
દોખમાઓના ડુંગર રાચે—
એનાથી તો સરતાં તંદુરસ્તી કારજો રે:—ઉર૦ ૨

માનભરી એ જૂની રીતિ,
એમાં તે શી રાખો ભીતિ ?
હિત ચિંતી નિજ, "સુધારા" વિસારજો રે:—ઉર૦ ૩

બળવંતા બહુ શાહ પ્રતાપી
પોઢયા નિજનાં દોખમા સ્થાપી:
પાપી થઇ તમ કદિ ન એને ધિક્કારજો રે:—ઉર૦ ૪

કળિયુગનાં જ્યાં ચાલે છળબળ,
નવી નવી ઉઠે ત્યાં ચળવળ-
ક્રિમેટોરીઅમ - કબ્રસ્તાન નિવારજો રે:—ઉર૦ ૫

અનેકને છે ભઠ્ઠી વ્હેજાં,
બીજાં ધોરસ્તાની ભેજાં-
એ સામે તમ ઝુઝવા હિંમત નવ હારજો રે:—ઉર૦ ૬

પાક પુનિત એ દોખમા ગણજો,
જ્યાં પણ હો ત્યાં એને ચણજો-
બન્ને દુનિયામાં નિજ રવાન એથી તારજો રે:—ઉર૦ ૭



# કિસ્સએ કયામત

---

રાગ : **પીલુ-લાવણી***

જરાથુસ્તી જન ! કહું હું આજે વાણી,
સુણો કયામતની આ કહાણી: ટેક.

પહેલ્વી, ફારસી ને અવરતા ગ્રંથોદ્વારા,
હું કરું છું એ આશકારા;
થશે પૂરા જયાર ગેતીના બાર હજારા,
બજે કયામતનાંજ નગારાં:

એના ચિન્હો પણ બતલાવું,
"યસ્ન વોહુમન" સમજાવું,
જેમાં વર્ણન આપ્યું આવું—

વાંચક નરનાર! વાંચી રહેજ વખાણી:
સુણો કયામતની આ કહાણી. ૧

રફીક રફીકતણી અરેરે ગર્દન મારે,
શરમ આંખોમાંથી ઉતારે;
બાપ બેટાના, ભાઈ ભાઇના પ્યારે
ઉઠી જશે જગત કિનારે:

પડે સુરજ ઉપર તો છાબાં,
રહે આવદો નહીં લાંબા.
ઉગે દુરાચરણના ખરાબા,

---

* અથવા ખ્યાલે, રંગત ગરબીની.

ઝમીન ફળ કમ દે, પલીદી રહે ફેલાણી:
સુણો કયામતની આ કહાણી. ૨

ગુસ્સાના દેવ અઍશ્મતણી તોખમના
દેવ થશે મલેક અજમના;
પવિત્રાઇ શું? જાણે બધી આલમ ના,
સૌ ભેદો ભૂલાશે ધરમના:

એ સુખેદ કરે દુજશ્ને,
તેરવા ગણાશે મસ, ને
દરે સાચાં બદ કુનશ્ને—

નીચ, ચુગલીખોર, ઢોંગી રીતિ ફાવવાની:
સુણો કયામતની આ કહાણી. ૩

દોલત ને માન જશે ખરે પરજાતે,
દુષ્ટ હસી રહે સૌ વાતે;
ખાનદાન અમીર ભટકશે વાટેઘાટે,
પુગે બુઝર્ગીએ જે બુરા તે;

થશે અહુરમઝ્દની નિંદા,
ધરમગુરૂ પડે શરમિંદા,
નહીં બારાં રહે બક્ષિંદા,

જશન ગાહમ્બારે ન યકીન ફરવરદેગાની:
સુણો કયામતની આ કહાણી. ૪

ધુમ્મસ ને વાદળો રહે આકાશે,
ગુનાહ વધશે શ્વાસે શ્વાસે;
ગાય ગુસ્ફંદથી ઓછું દુધ અપાશે,
નાશ, કંગાલીઅત પથરાશે;

શેદાસ્પી ને ફ્રીલીસ્યાફી,
અએપગ વંશની નાપાકી,
ધસે ઇરાન ઉપર બેબાકી–

ઘટી જશે અરે અપાગનપાતનાં પાણી;
સુણો કયામતની આ કહાણી. ૫

મશરેકે ત્યાર દિસે નિશાની કાળી,
ફૂટે જ ર તો સ્ત બુ ન ની ડા ળી;
હોશેદરનામ વ્યક્તિ નિરનિરાળી,
ફ ઝ દા નુ ત ટ ભા ગ્ય શા ળી;

સદી વીતતાં હિંદુસ્તાને
'કય' જન્મે અમલ કરવાને,
કોઈ 'વરઝાવંદ' પિછાને—

દુઃખી દુનિયાને દે કંઇ સુખની લ્હાણી:
સુણો કયામતની આ કહાણી. ૬

ખરે આભેથી એજ પ્રસંગે તારો,
જબુન જંગ જાગશે, યારો !
નેર્યોસંગ યઝદ, સરોષ રાખનહારો,
વળી મહેર રષ્ને સરદારો,

બહેરામ ને આસ્તાદ સાથે
જાય પેશોતન સંગાથે,
કરી ધર્મક્રિયાઓ જાતે

દૂર કરે બધી બુતપરસ્તી નુકસાની:
સુણો કયામતની આ કહાણી. ૭

# હેરેમનના બચાવમાં !

રાગ : **જોગીઆ ત્રિતાલ** *

ટચાક ટચાક ટચાકડા ફોડી, કુસ્તી ફડાક પખોડી
જરથોસ્તી નરનારો નાખે હેરેમનને તોડી ! !
દેખાવ એવો યારો, બહુ લાગે છે ન્હારો. ૧

ગાથામાં તો અપો પયગંબર કહે, "એકજ છે ખુદા !"
ભૂતડાં જેવો ક્યાંથી ફૂટયો, ફટ હેરેમન ભુંડા ? !
પાછલાં બાર ધપકાવી, કાં સઉને દે અકળાવી ? ૨

"સ્પેન્તોમીનો" "અંગ્રોમીનો" એવી બે છે શક્તિ,
સાથે સાથે કામ કરીને રાખે જગને ટકતી:
પહેલો ભલાઇ સવાયો–બીજો દુષ્ટ ગણાયો ! ૩

પ્રકાશ, નેકી, આબાદી ને વૃદ્ધિ પહેલો દે છે,
અંધારૂં, વિનાશ અને બદી બીજાથી પહોંચે છે:
હોરમઝદ પહેલાને પક્ષે–બુરાઇને નહી રક્ષે. ૪

નરસું હોય નહીં, સારૂં ક્યાંથી લોક બધા પિછાને ?
દુઃખ પડે નહી સુખ તણી ક્યાં કદર જગતજન જાણે ?
છે બન્ને ઉપયોગી– એવું શીખવે જ્ઞાની જોગી ૫

"અંગ્રોમીનો" રફતે રફતે "હેરેમન" કહેવાયો,
'બુરાં મન'નો અર્થ જૂનો જે કાળબળે ભૂલાયો–
એની ફિલ્સૂફી જે ઉંડી–સાગરને તળિયે બૂડી ! ૬

---

* "કોઈનો લાડકવાયો" ની રાહ

સાઇરસની જવ સત્તા ચાલી, યહુદી લોકો આવ્યા
પારસીઓના નિકટ સંબંધમાં-ફત્વા પણ અપનાવ્યાઃ
'સેતાન' બન્યો અંગ્રોમીનો-થયો દુસ્મન ખુદાઇનો ! ૭

વંદીદાદે ગોટું ખાધું એવુંજ માની લઇને,
પહેલવીવાળા પણ ભરમાયા શ્રદ્ધા એ પર દઇને !
યુગયુગાંતરે ચાલી— ભૂલભૂલામણી પ્રણાલી ! ૮

યહૂદી પરથી ખ્રિસ્તી અને વળી ભૂલ લીધી ઇસ્લામેઃ
શયતાન ઇશ્વરશત્રુ થઇને ઉંચું સ્થાનજ પામે !–
હસવા સરખી આ ભૂલે– કંઇ મગજ ચડાવ્યાં ચૂલે ! ૯

કુરાનમાં તો કહે છે શયતાન હતો મૂળે ફિરસ્તો,
'અઝાઝીલ'નું નામ ધરીને જન્નત માંહી વસ્તોઃ
પછી અલ્લાહને પડકાર્યો–તેથી ધર્તીપર ઉતાર્યો ! ૧૦

બાઇબલમાં પણ પ્રકાશદેવતા "લ્યુસીફર" કહેવાતો,
જહોવા સાથે બંડ ઉઠાવે ફિરસ્તો એ મદમાતોઃ
ક્રાઇસ્ટને પણ લલચાવે—પણ ક્યાંથી બંદો ફાવે ? ૧૧

ગાથામાં તો હસ્તી એની જરા નથી સ્વીકારી,
તાલી ફોડો, કટકા મોડો?–છોડો રીત ગોઝારી !
હેરેમન છે બદ વિચારો–ન હરીફ ખુદાનો ધારો ! ૧૨

રાત અને દિવસ જેવા છે બે મીનો બે ભાઇ,
હળીમળીને કામ કરીને કરે આલમપનાહીઃ
હેરેમન ખ્યાલ છે જુદો–એ તો કલ્પનાનો બુદ્દો ! ૧૩

ફરમ બુરાં જન કરીને નાખે "હેરેમન પર લ્યાનત !"
ગરીબ બિચારો હેરેમન તો જાણે નહી બદ દાનત !
ટચાકડા ખુદ મગજપર ફોડો–સૌ ઢોંગધતુરા તરછોડો ! ૧૪



# અમારી રાહનુમાઇ કર

રાગ : કાલિંગડો–તાલ ઝંપક

અષો જરતોસ્ત ઓ પ્યારા ! અમારી રાહનુમાઇ કર:
ઉતારી આશિષો તારા, અમારી રાહનુમાઇ કર ! ૧

તુંથી શિખ્યા ધરમ કર્મો, અને બહુ બાતેની મર્મો,
દફે કીધા તેં દેવધારા, અમારી રાહનુમાઇ કર ! ૨

જગત ડૂબ્યું"તું અંધારે, પ્રકટયો સૂર તું ત્યારે—
બતાવી માર્ગ કૈં ન્યારા, અમારી રાહનુમાઇ કર ! ૩

મનસ્ની ને ગવસ્નીથી, વરત્યો ખુબ કુનસ્નીથી,
ઉઠાવ્યા દુ:ખના ભારા, અમારી રાહનુમાઇ કર ! ૪

તિરસ્કારી સહુ લાંચો, રહ્યો અહુરાતણોજ સાચો:
અષોઇ રાહ વિચરનારા, અમારી રાહનુમાઇ કર ! ૫

નિડર તેં દીન ફેલાવી, 'યથા'ની રાખીને ચાવી:
ભગાડયા દુષ્ટના ચારા, અમારી રાહનુમાઇ કર ! ૬

સહુનો તું જગદ્‌ગુરૂ, મિનોઇ–જ્ઞાની સદ્‌ગુરુ;
બનાવ્યા કાયદા સારા, અમારી રાહનુમાઇ કર ! ૭

સચાઇ પક્ષે ફાવીને, બદીને કુલ દબાવીને,
જીત્યો નિજ આત્મબળદ્વારા, અમારી રાહનુમાઇ કર ! ૮

સદી પર કૈં સદી વહી ગઇ, પ્રભા તુજની કદિ નહી ગઇ:
વખાણે આજ નરદારા, અમારી રાહનુમાઇ કર ! ૯

દુનિયા દુ:ખદિવાની થઇ, પકીનો દીનની હાનિ થઇ,
દીનો દીલના અષો કયારા, અમારી રાહનુમાઇ કર ! ૧૦

જેહાં કુલ પાપમાં ગબડે, બેદીની–આપમાં સબડે—
અમૃતકૂવા થયા ખારા, અમારી રાહનુમાઇ કર ! ૧૧

હવે તારી—ઉગારી લે, ઉકળતાં ઉર ઠારી દે:
પયમ્બર પાક ઓ મારા ! અમારી રાહનુમાઇ કર ! ૧૨



# ઈરાન

---

**અખ્યાતઃ જોગી આશાવરી**

ઈરાન ! એ વતન મુજ નયાગાનના !
વતન પાદશાહો પહેલવાનના !

વતન એ મહેલો ને બુર્ઝો તણા !
વતન એ તું નેઝા ને ગુર્ઝો તણા !

વતન એ પહાડો ને દરીઆવના !
વતન ગુસફંદો અને ગાવના !

ઈરાન ! એ આબાદતર મુજ વતન !
વતન જેની યઝદાન કરતો જતન !

વતન જે પરે ફિરસ્તા નેગેહબાન !
વતન જ્યાં હતા દેવ સરગર્દાન !

દરફશે કેઆની તણું નેક વતન !
ભલી પાદશાહી તણાં ખુબ રતન !

જ્યાં પેશદાદીઅન સિંહ મારતા પુકાર,
જે માઝન્દી દેવોના લૂટતા કરાર :

હખામન ને સાસાની નર જ્યાં થયા,
તુરો ગ્રીક ઝેરોઝબર જ્યાં થયા :

જ્યાં બુરાઇની આખર શિકસ્ત થઈ,
જ્યાં દેવોની હાલત ખારોપરસ્ત થઇ :

જ્યાં ગયોમર્દ નેકે પણ લીધો જનમ,
જ્યાં દાદારે વેહ-દીનને દીધો જનમ :

જ્યાં હુશંગ જમશીદ જેવા નર થયા,
જે દુનિયામાં જાવીદ નામબર થયા :
પહેલાએ આતશને શોધ્યો પ્રથમ,
જ્યાં મઝહબને બીજાએ બોધ્યો પ્રથમઃ
જ્યાં ફરીદુને બાંધ્યોજ ઝોહાકને,
દીધો ટાળી ગેતીના બીમબાકને :
જ્યાં કેરશાસ્પનો ગુર્ઝ ઉછળતો હતો,
ને દુષ્ટોને દોઝખ મોકલતો હતો :
જ્યાં રૂસ્તમો ઝાલો નરીમાન સામ—
એ નામોથી કંપતા'તા અફ્રીત* તમામ :
જ્યાં કયખુસ્રવે પાક ને નામવર
કરે નાશ પેદરખુની× સરબસરઃ
જ્યાં જરતોસ્ત પાક અને ગુસ્તાસ્પ શાહ
એઓએ ફેલાવી હતી પાક રાહ :
જ્યાં દારા ને કુરૂશ ને અર્દશીરબાબેગાન
ગયા સ્થાપીને સલ્તનત બહુ મહાન :
જે લંબાતી ઇરાનથી હિંદુસ્તાન,
વળી ચીન, બાવર, ઝરનેગાર, તુરાન ;
જેઓ હફતકેસ્વર ધ્રુજાવી રહે,
સહુ જેને પૂજી પૂજાવી રહે :
જ્યાં શાહપુર, નૌશિરવાને અદલ,
કરીને ગયા'તા બખુબી અમલ :
જ્યાં પર્વિઝ, બહેરામગુરના આવાઝ*
બનાવી દે ઇરાન અતિ સરફરાઝ :

---

* દેવો. × અફ્રાસિઆબ. * કીર્તિ.

જ્યાં દરીઆને કોલજુગ—અલ્બુર્ઝ કોહ
કરે છે અકેક સાથ ખુશ ગુફ્તગો !
જ્યાં આગળ સુખ ને આબાદી હતી,
જ્યાં મેવા ને ફૂળ ને ફળાદિ હતી:

જ્યાં રહેતી'તી ચાલુ ખુદાઈ મહેર
જ્યાં નહી હતો કુદ્રત તણો કાંઇ કહેર:
જ્યાં શેરો ને બબ્રો ને પીલો પલંગ
કરે જંગલોમાં હમીશાજ જંગ:

જ્યાં ફુંફારતા અઝદહા નાબકાર
પહેલવાની ગુર્ઝોથી ચગદાતા યાર:
જ્યાં સાલારો વસ્તા હતા ખીનઝીર,
અને શહેનશાહો ને દાના વઝીરઃ—

જેઓને ઝમીનો ઝમાનો નમે,
ઇન્સાનો ને દેવો, હયવાનો નમે:
જ્યાં દિને બેહી ડંકો વાગતો હતો,
ને જુસ્સો વીરોમાંહી જાગતો હતો:

જ્યાં આતશ રોશન રહે સુબ્હ શામ,
કરી દે પલીદી દફા એ તમામ:
દસ્તુર દાવરો બહુ થયા'તા જ જ્યાં:
અવસ્તા – સરોદો વહ્યા'તાજ જ્યાં:

જ્યાં આદરબાદ અને અર્દાવિરાફ
ગયા મેળવી ઇલ્મ મિનોઈ સાફ:
જ્યાં બુઝર્ચમહેર અને તાન્સર દાનાવ
જેવા પણ થયા છેજ દિસે દરીઆવ:

જ્યાં સુખ અને શાંતિનો સાંઢો હતો,
જ્યાં સુલેહનો સંગીન બહુ પાયો હતોઃ—
અરે આવી પેઠા જવ કાજાર ત્યાં,
ઇરાને સહ્યા બહુજ આજાર ત્યાં :
જુલમ ને સિતમનો તો બારાન થયો,
ખરે મુલ્ક હયરાન પરેશાન થયો :
ધરમમાં ઝબરદસ્તી ફાવી રહી,
બધે હાય હાય પોકરાવી રહી :
કદીમ જલ્વો ઇરાન ગુમાવી રહ્યું,
જહન્નમનું તોફાન જમાવી રહ્યુંઃ
જુની મૌજ જાહોજલાલી ગઇ,
ઇરાને બધી પાયમાલી થઇ :
ઓ અફસોસ હોજો હઝારાં હઝાર,
ન ગુર્ઝો ફેરવનાર—ન નેઝાબર્દાર :
ન ઝુંડાનો તાબ કે ન જંગી દલીર,
ન પહેલ્વાની શાહો, ન દાના વઝીર :
ન શેરોનું ગર્જન—ન અસ્પની તેઝી,
બસ માંહોમાંહેની જોવીજ ખુનરેઝી :
પેદર ને પેસર વચ્ચે પયદા ફિસાદ,
બેરાદર બેરાદરના કજ્યા નાશાદ :
જ્યાં ચકબાર શેરો હતા ને બબર,
ત્યાં ત્યારે શેગાલો* થયાં'તા ઝબર :
બસ ફિરક અને ફિત્ના ને ફરેબ ને ફંદ,
થયું'તું ઇરાને અઝીઝ એથી બંદ :

* શોકડીઓ.

ઓ ઇરાન ! તુજ હાલતથી આંસુ ચોધાર
વહ્યાં દીઠું કાજાર કેરૂં શિકાર :
થઇ તેર સદ્દીઓ આજે પસાર,
જુદાઇ ઝખ્મે જાગ્યાં જીગર અપાર :
ભલે આવિયો શાહ રેઝા ભલો,
અને ફાવિયાં રાસ્તીનાં બળો :
સુધારા વધારા કીધા બેશુમાર,
કરી દેઇ ઇરાનને આશકાર :
જુની પારસી રસ્મો રાહો બધી,
ફેલાવી દઇ નિજ પનાહો બધી :
બીજો શાહ નૌશિરવાન આવિયો,
કે દાદો અદલ સહુ મુલક ફાવિયો.
જનુનો જુનાં દીન કેરાં ગયાં,
તરક્કી—તરક્કી — તરક્કીજ થ્યાં :
હવે આવિયો પાસ બખ્તાવર દીન,
થઇશું તુજ દર્શનમાં તલ્લીન :
ફરી એકવાર તુજ ભૂમિ રસાળ,
ચુમીને ફિદા કરીએ જીવ ખુશાલ :
જમાના જીવો શાહ રેઝા નકી,
ન પહોંચે ઝીઆં એક લેહઝા નકી :
કત્રો ખૂન કેરોજ રેડયા વગર,
કીધો મુલ્ક આઝાદ એણે મગર :
ખુદાવંદ પરવર ! ઓ બક્ષેશગર !
ઇરાનને કરી દે તું આબાદતર !
ઉમીદ એજ આખર અમારી, ઇરાન !
કે મરવું તો ભૂમિમાં તારી, ઇરાન !

# સિયાવક્ષનામુ

---

## ( દેશી ઢાળોમાં )

---

### ચોપાઈ

અહુરમઝદનું નામ સ્મરીને, આર્મઇતીને પ્રણામ કરીને,
આરંભું શિયાવક્ષ દાસ્તાન, 'શાહનામા'થી લઇને ધ્યાન;
આંખે વહેશે આંસુધાર, કરુણારસ તણો નહી પાર.

### ઢાળ

સિયાવક્ષની કહું કથા, પયગમ્બર જે કહેવાય,
કયકાઉસનો દીકરો, આજ સુધી પૂજાય.
કાઉસ કેરા અમલમાં, તુસ—ગેવ બે પ્હેલવાન
વુહ્યા શિકાર એકદા, ઉભય સુવામરતાન;
હેરી ત્યાં એક કામિનિ, રૂપ રૂપનો અંબાર,
જેની ન જડે જોડ કહીં ત્રણ ભુવન વિસ્તાર;
એને જોતાં બેઉ વીર સંમોહ પામી લલચાય;
તુસ કહે, 'એ હું લઉં !' ગેવ કહે, 'મુજ થાય !'
બન્ને વચ્ચે ચાલી રહી જબરી ત્યાં વઢવાઢ,
એક અમીર વચ્ચે પડયો કે વામે ફેસાદ;
સલાહ એણે આપી કેઃ "સુંદરતમ આ નાર
શાહની આગળ લઇ જવી, ઉત્તમ એજ વિચાર !—
નિર્ણય તે જે આપશે કરજો તમો કબુલ, "
રૂચી આ શિખ બેઉને, જોઇ નિજનિજ ભૂલ.

લલનાને લઇ ચાલિયા ઈરાની દરબાર,
કાઉસ પંડે મોહિત થયો દેખી રૂપભંડાર;
સરદારોને આપિયા સરપાવો વળી માન,
શામા પોતે પરણિયો, એ જ વિધિ વિધાન;
પુત્ર રતન પણ સાંપડયું આપ્યું સિયાવક્ષ નામ,
ફિરસ્તા શા રૂપગુણ અર્ભકમાં અભિરામ.

**વલણ**

સાત વરસનો બાળક થાતાં બહુ થયો હોશિયાર રે,
રૂસ્તમને તેડાવી શાહે વ્યક્ત કર્યો નિર્ધાર રે;
"તારી સાથે રાખી એને કેળવ ચાહે મંન રે,
પાદશાહીને લાયક હુનરો એમાં કર પુરવિંણ રે;"
સર નમાવી જેહાનજોયે માન્ય કરી એ વાત રે,
નિજ મુકામે ઝાબુલ ગયો એ સિયાવક્ષની સંગાથ રે;
રેવંતસ્વારી શમશીરબાઝી નેજા તીર નિશાન રે,
આપી સહુ લડાયક તાલીમ પટકીને નિજ જાન રે,
સાત વર્ષ વીત્યાં ત્યાં સિયાવક્ષ રૂસ્તમને કરે અર્જ રે,
પેદરદીદારો જોવાની મુજ પવિત્ર માનું ફર્જ રે:
ચાલો જઈએ ઈરાન શહેરે, ખુશ થશે મુજ બાપ રે,
હુન્નર મુજ બતલાવી તેને પાડીશ ઉંડી છાપ રે!"

**રાગ રામગ્રીની દેશી**

રૂસ્તમ અને સિયાવક્ષ આવ્યા ઈરાનેજી, દિલે આનંદ સૌ કોઇ માણેજી;
કયકાઉસ પ્રસન્ન થયો જયાદાજી, પાર પડયા એના સૌ ઇરાદાજી;
રૂસ્તમને તો ન્યાલ કરી દીધોજી, તનુજને જરા ન અળગો કીધોજી;
સિયાવક્ષનું રૂપ એવું ઝળકેજી, જાણે આફતાબ આભે ચળકેજી;
શાણી એની વાણી સૌને ગમતીજી, મૂર્તિ એની ઉરઉર રમતીજી;
રાય રંક ઉંચનીચ સૌનાજી, હૃદય એણે જીતી લીધાં બહુનાંજી.

## રાગ સામેરી

કાઉસતણી સોદાબે રાણી, સિયાવક્ષપર બેઠી મોહ આણી,
રાજનને સમજાવ્યો સાને, 'મોકલ એને ઝનાનખાને !'—ટેક.

'સુંદરીઓ ત્યાંની સૌ ઇચ્છે, એને ગાઢી પ્રીતે પ્રીછે,
મોકલ એને ત્યાં અમપાસે, દેખી અમને શેનો નાસે ?'—કાઉસ૦

કાઉસે વિનંતિ સુણી બોલાવ્યો નિજ પુત્ર સદ્ગુણી,
સમજાવ્યો 'તું ઝનાનખાને જા, તુજ કાજ સૌ ડોળા તાણે,—કાઉસ૦

ત્યાં નથી અંજાણી તને નારો, સોદાબે તને ગણેજ પ્યારો:
બીજી કેવળ તારી બ્હેનો, રાખે એમાં ડર તું શેનો?'—કાઉસ૦

ગયોજ ત્યાં તે ભોળા દિલે, સોદાબે મુખપંકજ ખીલે,
એને છાતી સાથે ચાંપ્યો, ચુંબનથી અકળાવી નાખ્યો :—કાઉસ૦

સિયાવક્ષે દીઠું આ જ્યારે, પામી ગયો ભેદ પલકારે;
તે સ્થળ તરતજ છોડી ચાલ્યો, જવ સોદાબેહાલ નિહાળ્યો;—કાઉસ૦

થોડા દિવસ જ્યાં નહી જાવે, બીજી વેળા પણ બોલાવે,
સમજ્યો જો કે કાવાદાવા, હુકમથી કેમ ફરવું આવા ?—કાઉસ૦

ગયો ફરીને ધચુપચુ મનથી, ડરતો સોદાબેવર્તનથી,
તણીએ એને જ્યાં જોયો, કાબુ નિજ મનપરનો ખોયો:—કાઉસ૦

માગણી અયોગ્ય એને કીધી, એણે તે તુચ્છકારી દીધી,
સિંહણ જેવી ફાળ ભરીને, વદી વદન વિકરાળ કરીને:—કાઉસ૦

## રાગ મારૂ

"મારી માગણી તેં હડસેલી, સિઆવક્ષ ! ચેતજે રે !
હું છું જાતે ડાકણ ઘેલી, „ „ „
તુંને કહ્યો મેં મારો ભેદ, „ „ „
દિલમાં હતી કૈં કૈં ઉમેદ, „ „ „

તેં કીધી મજ ધૂળધાણી, સિઆવક્ષ ! ચેતજે રે !
તારી કમ્બખ્તી લે જાણી, ,, ,, ,,
તુંને કરીશ ખરતે ખોહાર, ,, ,, ,,
નહી દઉં ક્ષણિક કરાર, ,, ,, ,,
તને નથી મુજની પિછાન, ,, ,, ,,
મને લાગ્યું વેરનું તાન, ,, ,, ,,

### રાગ મેવાડો

સોદાબે ત્યાં પાડે રાડ, " આવો કાઉસ રાજા !
મુજ શિયલતણો વણસાડ, ,, ,, ,,
તમ સુત સિયાવક્ષ છે અતિ દુષ્ટ, ,, ,, ,,
આવ્યો મુંને કરવા ભ્રષ્ટ, ,, ,, ,,
ચાંપી નાખી મમ કોમળ કાય, ,, ,, ,,
એના ભૂજથી કયમ છુટાય ? ,, ,, ,,
લાગ્યો કરવા મુજને પ્રેમ, ,, ,, ,,
સાંખી હું શકું એ કેમ ? ,, ,, ,,
ધોળે દિસે આ શી ધાડ ? ,, ,, ,,
ઉમટયા મુજ શિરે ત્રિદપ્હાડ ,, ,, ,,
રાજ્યમાં આ શાં અંધેર ? ,, ,, ,,
આવી ઇન્સાફની આખેર ? ,, ,, ,,
કપડાં ફાડે પીંખે ગાલ, ,, ,, ,,
તીણાં નખથી વીંખે વાળ, ,, ,, ,,
કુલટાએ કીધા આક્રોશ, ,, ,, ,,
ઉડી ગયા સૌના હોશકોશ, ,, ,, ,,
સારાં નગરે ઉઠયો શોર, ,, ,, ,,
જાણે આવ્યો કયામત દોર, ,, ,, ,,

### રાગ વેરાડી

સુણી સોદાબેનાં આક્રંદ પાદશાહ દોડી આવ્યો,
'શું છે? શું છે?' પૂછ્યું તેણે, 'આ શો શોર મચાવ્યો?'
મકર અને ફરેબે પૂરી સોદાબે તું જાણ,
કાઉસને ભરમાવવા માંડયો સિયાવક્ષને નુકસાનઃ
"તારા પુત્રે મુજની પાસે આવી કીધી માગ,
ધિક્કારી મેં કાઢી એને, એનો શોધ્યો ત્યાગ;
એણે તો બળજબરી કરીને જકડી ભૂજને પાશ,
એવા દુરાચારીનો તો થવો ઘટે સર્વનાશ!"
પાદશાહે ઉંડી તપાસને અંતે એવું ચિન્તું,
સિયાવક્ષ નિર્દોષ ખરો છે—માન્યું ન કુશીલ સ્ત્રીનું;
તેણીને ધમકાવી કાઢી ઠપકા દઇ બિસ્યાર,
એથી ભભૂકી ઉઠયો તેનો વેરતણો અંગાર;
ગોટવા લાગી ચારા, કરવા સિયાવક્ષને બદનામ,
બૂરાં કર્તુક એવાં કીધાં દેવ બૂઝે સરીઆમ;
કાઉસ પાસે શરત કરી કે બનાવ આતશચેહ,
દોષરહિત સિયાવક્ષ હોશે પામે નહી એ છેહ;
આતશ કેરી કસોટીમાંથી ઉતરે એ જો પાર,
નિર્દોષતા નિજ સિદ્ધ કરી દે દાદારી દરબાર!

### રાગ સારંગ

મોટી એવી ચિતા ખડકી લાવી જંગલદારુજી,
હલમલી રહી આખી જગજનતા હેરવા પરિણામ ન્યારૂંજી;
ભારેભારા કાષ્ઠ સિંચિયાં, કીધાં એના ડુંગરજી,
વચ્ચે રાખી વાટ સાંકડી બે ઢગલાની અંદરજી;
અગ્નિ પરીક્ષા વાતો પેખી ખળભળે લોક હજારોજી,
સિયાવક્ષની સ્તુતિ સહુ કરે, સોદાબેપર ફિટકારોજી;

આતશ ભડભડ બળવા લાગ્યો ધૂમ્રે ગોટેગોટજી,
પાવકજ્વાલા આભે પુગતાં સૌની હિંમતઓટજી;

એવે પધારે શૂરો સિઆવક્ષ પોશાક સુફેદ પહેરીજી,
અસ્પે સિઆહ પર સ્વાર થયો ને માથે ટોપ સુનેરીજી;

એનાં મુખપર હાસ્ય છવાતું, શોકતણી નહી છાયાજી,
નમન પિતાને કરી પ્રભુને અરજ કરી, 'જગરાયાજી !

દોષિત હોવું તો ભસ્મ કરી દો તનમન મુજનું આજેજી,
બેગુનાહનો તું છે રક્ષક, તુંજ તેને નવાજેજી !'

એવું વદતાં ધગધગતી એ ચેહે હોમી કાયાજી,
રોવા લાગ્યાં જોનારાં સૌ સિયાવક્ષ કેરી માયાજી,

"દેખો, દેખો ! એ તો નીકળ્યો—આંચ એને નહીં આવીજી!"
એવું કહેતાં હર્ષોદ્ઘોષે સૌએ જગ ગજાવીજી;

ફૂલ મિસાલે હસ્તો આવ્યો સિયાવક્ષ સૌ પાસેજી,
યઝદાં જેનો રાખનહાર છે કોઇથી તે નવ ત્રાસેજી.

રાગ રસિકમલ્હાર

કુંવર તણી બેગુનાહી નિર્ખી કાઉસ થયો દિલશાદ,
શુક્ર તે બારેતાલાનાં બજાવ્યાં પુરએતેકાદ રે;

સોદાબેને શિક્ષા કરવા તેડાવી નિજ પાસ,
કડવાં વેણો સંભળાવીને ભયભિત કીધી ખાસ રેઃ

જલ્લાદને બોલાવી કહે છે, 'એનું મસ્તક છાંટ,
બદકારી આ ઓરતદ્વારા અવનિએ રહે અશાંત રે !'

સિયાવક્ષે ઘટના દીઠી થયો અતિ દર્દમંદ,
કાઉસને વિજ્ઞપ્તિ કીધી, 'ઓ શાહે બુલંદ રે !

બક્ષી દે તું તકસીર એની, ચાહું તુજથી એજ:
એનાં નિધનનો ડાઘ શ્યામ તો મુજ ગરદનપે રહેજ રે !"

સત્પુત્રઆજીજી સુણી કાઉસે કર્યું માફ;
સિયાવક્ષ તો મિનોઇ હૂતો-તનથી મનથી સાફ રે;

એ ઉપર તો ગુજરી ચૂકયો લાંબો એવો કાળ,
સુધરી નહી લગારે પેલી સોદાબે કંગાળ રે;

સિયાવક્ષને ઈજા કરવા ખેલે છૂપા દાવ;
એવે ઘટના નવીન ઉપની કરૂં જેનો પ્રસ્તાવ રે.

### રાગ ચમનકલ્યાણ

એવે લાવ્યો અફ્રાસિઆબ ચઢાઈ, ઇરાન ઉપર એની નજર ખોભાઇ;
સિયાવક્ષે વાત જાણી જયાર, દિલમાં એણે કીધો વિચાર:
'સોદાબેનાં છળથી હાય ! કરી રહ્યો હું છું ત્રાહ્ય ત્રાહ્ય,
બહેતર છે કે હુંજ ચઢું સંગ્રામે, કીર્તિ મારી ખંડેખંડ જામે :
ઇશ્વિરનો કંઈ એમાં હોય સંકેત, દે એમાંથી મને મુકિતભેટ !'
સંકલ્પવિકલ્પ કરી એવા, ગયો જનકને તે કહેવા :
કાઉસે રજા દીધી સહર્ષ, કહીને 'ઇરાનનો ઉત્કર્ષ
તારાથીજ સદા બઢતો રહે, તુજ દિ વધુ વધુ ચઢતો રહે !
રણાંગણે તું હસ્તો સિધાર, આપું દળ પણ બેશુમાર.'
યુદ્ધતણો સઘળો સામાન, ગુરજ, બખ્તર, ભાલા, બાણ:
આપ્યું સઘળું દિલદરીઆવ, દાખીને વાત્સલ્યભાવ;
રાહનુમાઈ કાજે વળી દેય, પીલતન રૂસ્તમ સમરઅજેય;
તાતાત્મજ અંતિમ મુલાકાત, દર્દ ભરેલી થઈ સાક્ષાત;
કાઉસઆંખે વરસે મેહ, ગદ્દગદ્દ કંઠે ભેટયો એહ,
પુત્રને દીધ સારી સલાહ, ઉરથી ઉઠ્ઠલવી ઠંડી આહ:

ઉભયને લાગ્યું : છેલ્લી વાર, મળત શું નથી અમ અત્યાર
બેઉનાં હૈયાં ગવાહી દેજ, 'છેલ્લું' મિલન આ તો છેજ
સિયાવક્ષે રૂસ્તમની સાથ, લીધી તુરાન કેરી વાટ
કાઉસ પુનરપિ ગયો ઈરાન, વિધિતણું એવુંજ ફરમાન

રાગ ખટ

બલ્ખ સમિપ આવ્યું લશ્કર રે, સિયાવક્ષ રૂસ્તમ જેના અફસર
દરવાજા ત્યાં તો બંધ દીઠા રે; તુરો કયાં હતા સૌમ્ય મીઠા રે
ગરશિવઝ સ્પેહેરમ સરદારો રે, ખોલે તો શેનાંજ કોટદ્વારો રે
ત્રણ દિવસ મચ્યો જંગ દારૂણ રે, અલોપ થઇ ગઇ દેવી કારૂણ્ય રે:—

ત્રણ દિનો ને જામિનિ, મચ્યું ઘોર ધમસાણ.
ઇરાનીઓ ફાવિયા; તુર્કીઓ ધૂળધાણ !

ગરશિવઝ ત્યાં થકી નાઠો રે, કીધી અફરાસિઆબને વાતો રે:—બલ્ખ

'કાં બેસે આરામમાં, તુરાની રાજંન,
તુજ સેનાનું બુનબેખ, ઉખડી ગયું તદંન;

કોઇ પણ રિપુઓમાંથી રે, જખ્મી થયો નથી કશાથી રે ! '—ગર૦

સળગી ઉઠ્યો તુરપતિ, શ્રવતાં આવું બ્યાન,
થરથર ધ્રુજી કાય એ, પેખી જવ નિજ હાણ :

અંગઅંગે ક્રોધ- વ્યાપ્યો રે; ભાઇને નયનથીજ કાપ્યો રે!—ગર૦

અર્ધી ઉપર રાત ગઇ, કીધો તેણે ખાબ,
ધીરજ હૈયે ના જરી, દિલ તો પેચોતાબ—

ભયંકર ભાળ્યો સપનો રે, એ શાહી દોર શા ખપનો રે ?—ગર૦

બિછાનેથી ગબડયો ભોંય રે, ચીસ પાડીને રોય રે :
ગરશિવઝ દોડી આવ્યો રે, ભ્રાતને બહુ સમજાવ્યો રે;—ગર૦

આશ્વાસન જ્યાં ભાઈ દે, કહે છે અફ્રાસિઆબ,
"પ્યારા બાંધવ! સાંભળો, બિહામણો એ ખ્વાબ:
જંગલ જોયું ભૂજંગભર, ધૂળભર ધરણી હોય,
ગરૂડવૃંદભર આભલો, એવું જોશે કોય ?
એકતરફ મુજ છાવણી, લડવૈયા ચોપાસ,
એવે વાવંટોળથી, વળી ગયું સત્યાનાશ !
ઝુંડા તંબુ ઉંધા થયા, વહી રહી શોણિતનહેર,
તારાજી તો થઈ રહી, સેનાની ચોમેર:
ઝંઝાનિલ શાં આવિયાં, એવે સેન ઇરાન,
મને ઉઠાવી તખ્તથી, બાંધ્યો સિંહ સમાન ;
ખ્વારીથી દોડાવતા, લઈ ગયા કાઉસ પાસ,
દીઠો ત્યાં યુવાન કો, ચૌદ વરસનો શ્વાસ:
વાદળ શાં ગર્જન કરી, મુજ પર ધસ્યો તેહ,
તલ્વારે ટુકડા કીધા, મમ તનુ કેરા બેય!
એવો હું અભાગ્યો રે, શમણું જોઈને જાગ્યો રે : " —ગર૦
ભ્રાત તેને ત્યાં ધૈર્ય દે, 'રોક ન ચિંતા ચિત્ત,
સ્વપ્નાની સંભાવના, બને ખરે વિપરીત :
શોક તું નવ લવ કરતો રે, રહેજે શાંતિ ધરતો રે: '—ગર૦

રાગ કેદારો

વળતો દિવસ થાય રે, શાહે જોહાં
તેડે નજુમી ત્યાંય રે, ,, ,,
ખોલવા સપનાભેદ રે, ,, ,,
બોલાવે મુબેદ રે, ,, ,,
જયોતિષી કરે સ્ફોટ રે, ,, ,,
સળગી દવાનળજ્યોત રે, ,, ,,

એનાથી થશે જ્યાન રે, શાહે જેહાં
મૂક તુજ અભિમાન રે, ,, ,,
સિયાવક્ષ દાનાવ રે, ,, ,,
આકરો એ જીવભાવ રે, ,, ,,
માગી લે સુલેહ રે, ,, ,,
નહીતર મળશે શોહ રે, ,, ,,
સિયાવક્ષ અપનાવી રે, ,, ,,
લઢાઇ દે મિટાવી રે, ,, ,,
સિયાવક્ષ કેરૂં ખૂન રે, ,, ,,
વિપાક દિયે જખૂન રે, ,, ,,
એને આવી આંચે રે, ,, ,,
ખીલાઉપાડ તુજ સાચે રે, ,, ,,
ઈરાનીઓ હઠીલા રે, ,, ,,
રહેવા ન દે તુરશિલા રે, ,, ,,

## રાગ સોરઠી

રહસ્ય જાણે શમણાં કેરૂં, જ્યારે અફ્રાસિયાબ,
લડાઇ પરથી હાથ ઉઠાવે, તે નરપતિ શેતાબ—
સિયાવક્ષ પર સંદેશ મોકલે રે, મને સુલેહ તણા છે કોડઃ—ટેક.
સુલ્હતણાં ફળ કારમાં, જારી રહે કુસંપ,
મનમાં સદા ઉચાટ રહે, જનમાં કયાંથી જંપ?—સિઆવક્ષ૦
લાંબો કાગળ લખાવિયો, ઘણી મૂકી છુટછાટ,
શાંતિકાજ ઉત્સુક થયો, તુરાનનો સમ્રાટ :—સિઆવક્ષ૦
સિયાવક્ષ ને રૂસ્તમે, સુણ્યું જવ આ કે'ણ,
ઉત્તર એ કહેવાડિયો, અમે છીએ દિનરેન—સિઆવક્ષ૦

ઇંતેજાર સુલેહ થકી, લડાઇનો ના શોખ,
માનો તમ યદિ કરાર અમ, શાંતિ દેખે લોકઃ—સિઆવક્ષ૦
કીધા દસ્તાવેજ ત્યાં, બેઉ પક્ષે એકસાન,
કર્યો જ્યાં નાબુદ થયો, સૂનું પડયું મેદાનઃ—સિઆવક્ષ૦

ઢાળ

કાઉસ શાહની આગળ ગયો રૂસ્તમ પેગામ લઇને,
સુલેહ તણી જ્યાં ગોષ્ટિ કીધી, ઉઠયો ભડાક દઇને
તુંદમિજાજી કાઉસ ત્યાં તો, ખખડાવ્યો રૂસ્તમનેઃ
'શા સારૂ તમે સલાહ કરી ત્યાં ? કેમ ના પૂછયું અમને ?

ખુરામાં ખુરો જે તુર્કી, શાંતિ તે શું રાખે ?
મૂર્ખાઇભર્યું કામ કરી તું આવ્યો અહીં શું નાકે ? '

રૂસ્તમને અપમાન કીધું ને સંભળાવ્યા બહુ તાણા,
ક્રોધિત થઇ એ ચાલી નીકળ્યો જાબુલ નિજ ઠેકાણા;
કાઉસે નિજ પુત્ર ઉપર પણ પાઠવ્યો પત્ર ઝેરી,
'લડાઇથી તું મુછ ઉઠે તો કેમ ચગદશે વેરી ?

મોકલું છું નોદરસુત તુસને, સોંપી તેને સેના
એકકેદમ અહીં ચાલી આવ તું ! ' માર્યાં એવાં મ્હેણાં;
આવી ઘટના જ્યારે જાણી, સિયાવક્ષ કપ્પાળ કૂટેઃ
'તુર્કીઓને દગો કરીશ ન, ભલેને મુજ શિર ફૂટે !

કોલકરારો મેં જે કીધા, અભયવચન જે આપ્યાં,
મરતાં પણ હું ફોક કરૂં નહી જીગરમહીં જે સ્થાપ્યાં ! '
ચિંતન એવું કરીને પોતે અન્યને લશ્કર સોંપ્યું,
ખુદાઇ બંદા સિયાવક્ષ ઉપર દૈવ જ જાણે કોપ્યું;

સર્વસ્વનો પરિત્યાગ કરી દઈ હાલ્યો એ તુરાને,
તુરનરેશે વિગતો જાણી તેડયો મ્હેલમકાને;
જોતો જા, ઓ ખાકી આદમ! કિસ્મત કેરૂં ચક્કર,
એક તડાકે પીસે સૌને—શકે ન લઇ કો ટક્કર!

રાગ દેશાખ

કાઉસ શાહનો રે, લઇને આવ્યો તુસ પયગામ,
ઇરાની સેનમાં રે, ધારી સિયાવક્ષ તે મુકામ.
આવી જોય શું રે, કાઉસસુત ગયો તુરાન,
લશ્કર સઘળું રે, દુઃખે ડૂબ્યું તે દર્મ્યાન.
તુસે મામલો રે, જોયો બિચકેલો તમામ,
ડહાપણ વાપરી રે, પડતો મૂકયો ત્યાં સંગ્રામ.
ઇરાન દિશમાં રે, નિજદળને કરાવી કૂચ,
કાઉસ આગળે રે, તુસ ફરી આવ્યો નીચી મૂછ.
અહેવાલ ત્યાં કહ્યો રે, જે જે બન્યો બલ્ખની માંહ્ય,
સિયાવક્ષ તણી રે, હકીકત કહી દીધી દુઃખદાઇ.
ખબરો સાંભળી રે, શાહની ગ્લાનિનો નહી પાર,
એનાં ઉરથી રે, ઠંડી હાય નીકળી તે વાર.
શ્રાવણ ભાદરવો રે, વરસી રહ્યો એની આંખ,
ભૂલ નિજ જોઇને રે, કીધા પશ્ચાતાપો લાખ:
'ફરતો આસમાં રે, ફરશે કેમજ મુજની સાથ?
બનશે મહેરબાં રે, કે એ ઘડશે મારો ઘાટ?'
ઉત્સાહ ઉમંગો રે, દાખે યુદ્ધ વિષે તે શાહ,
ઠંડા થઇ ગયા રે, બળબળતી રહી દિલની દાહ.

### રાગ બેહાગડો

અફરાસિઆબે તુરાન શહેર, શણગારી દીધું સુપેર,
સિઆવક્ષ આવ્યો મહેમાન, ભારી મેળવ્યાં માનપાન.
તુરપતિએ શાહી રીતે, સ્વાગત એનું કીધું ખચીતે,
આવવા ન દીધી ઉણપ રહેજ, ઉદાર બનતો જે જવલેજ.
સિઆવક્ષની દેખી શાન, રાજન દિલથી રહ્યો હેરાન,
કયાની કુંવરની રીતભાત, મુગ્ધ કરે હદયો દિનરાત.
જોરાવર એ દિલાવર પર સૌનાં દિલ ન્યોછાવર,
જ્યારે શાહ શિકારે જાય, સિઆવક્ષ હમપા તેનો થાય;
કળા કૌશલ્ય એનાં જોયાં, અફરાસિઆબ એપર મોહ્યા.
સુતા હતી નામે ફરંગીસ, સૌંદર્યે ખ્યાતિ દશદિશ,
શાદી કીધી સિઆવક્ષ સાથ, સારસબેલડી થઇ અભિજાત,
"સિઆવક્ષગર્દ" નામે એક નવીન નગર બંધાવ્યું નેક.
જાણે હોય તે બાગેબ્હેસ્ત, સૌ શહેરોમાં સર્વશ્રેષ્ટ,
રાજા અમાત્ય બંને જંન, મુદિત થયા જોઇનંદનવંન.
કાઉસસુત ત્યાં દિવસ પસાર, સુખે કરતો, ભય ન લગાર.
ફરતાં આકાશે અદેખાઇ કરીને બદલી બાજી ત્યાંઇ.

### રાગ ગોડી

એવામાં એત્તેફાક બન્યો નજીવો જે દેખાયજી,
કિંતુ બાતેન દષ્ટિ કરતાં જણાય ઉદાડી લ્હાય રે,
ભાવિનો ઘડયો એણે ઘાટ રે, મચાવ્યો ઉગ્ર ઉલ્કાપાતઃ–ટેક.
એકદા સુલતાને મોકલ્યો ગરશિવઝ નિજ ભાઇજી,
સિઆવક્ષની આગળ દેવા ભેટો બહુ સુખદાઇ રેઃ—ભાવિ૦

સિઆવક્ષનો મર્તબો દેખી ગરશિવઝ અકળાયોજી,
કર્પિણ કપટી તુર્કી ત્યારથી દ્વેષવડે ધૂંધવાયો રેઃ— ,,
સિઆવક્ષે તેનું સન્માન હાતમદિલથી કીધુંજી,
જાણે કયાંથી નાપેકારે ઇર્ષ્યાવિખ હતું પીધું રેઃ— ,,
રમતગમતને કાજે પડયા સહુ વીરો મયદાનજી,
ઇરાનીઓ તુર્કીસાથે રમ્યા દડી ચોગાન રેઃ— ,,
એ પછી બંને પક્ષ વચ્ચે કૃત્રિમયુદ્ધ ગોઠવાયજી,
સિઆવક્ષ ત્યાં એકલ ઉભો, સામે બે તુર થાય રેઃ —,,
નામ એકનું ગરવિજરહ ને બીજાનું દમૂરજી;
તુરાનીઓમાં એ બેઉ હેરેમન શા શૂર રેઃ— ,,
પ્હેલાને ભોંયે પટકીને બીજો ઉંચકી લીધોજી,
કયાનીનાં પરાક્રમ જોઇ સૌએ ધન્યવાદ દીધો રેઃ— ,,
મ્લાન થયું નિખીં આ ઘટના ગરશિવઝનું મુખજી,
મનમાં એણે ગાંઠજ વાળ્યો, લાગી કીનાભૂખ રેઃ— ,,
તુરપતિ પ્રત્યે પાછો ફર્યો બંધુ આ બદકારજી,
ઉંધું ચત્તું સમજાવીને ભરમાવ્યો શહેરયાર રેઃ— ,,
કાચા કાનના અફ્રાસિઆબે સઘળું લીધું માનીજી,
બારીક તેહકીક કરવાની પણ અગત્ય નહી પિછાની રેઃ—,,

**રાગ મેવાડાની દેશી**

સિયાવક્ષને એક શમણું આવ્યું જો, ભીતિ વડે એનું શરીર તાવ્યું જો;
ચિત્કારી એ ઉઠયો જાગી જો, ફરંગીસ પણ કંપવા લાગી જો.
પૃચ્છા કરે, 'શું થયું, પ્યારા ? જો, સ્વપ્નાના કંઈ કર તું ઈશારા જો,
"ઉભાં શસ્ત્રાચ્છાદિત લશ્કર જો, 'ગર્દ' સળગતું ત્યાં તો અકસર જો,
ધીખતો પાવક બળે એક બાજૂ જો, બીજે સરિતાવારિ ઝાઝું જો,
સામે તુરાધિપ લઇને હાથી જો, દેખી મારી આંખડીઓ ફાટી જો,
ગુસ્સાથી તે મુજને જોતો જો, આતશ રોશન કરતો મોટો જો,
ગરશિવઝ પણ વહનિને સળગાવે જો, રોમરોમ મુજના પ્રજલાવે જો;

ભેદ હશે શો? ખુદા જાણે જો, લાગેછ મુજ શિર ઉડે પરાણે જો,
એવો બનાવ અવશ્યે બનશે જો, ગરશિવઝ મમ કબર ખણશે જો;
તુંને મુજથી થશે શૂરો પુત્ર જો, શિખવજે તેને શાહી સૂત્ર જો,
'કયખુસરૂ' તું પાડજે નામ જો, ધરણી ધ્રુજશે એને દોરદમામ જોઃ
મારી આવે અત્ર કમબખ્તી જો, તુજ પર પણ બહુ પડશે સખ્તી જો!
તનુજ મારો કીનો આખર લેશે જો, તુરનરેશને તલ્વારે રહેંસે જો!"

### રાગ જોગી આશાવરી

પ્હો ફાટતાં સિઆવક્ષ નીકળ્યો ઇરાંની સેન સંગાથ,
ઇરાન દિશાએ મુખડું કીધું વિષાદ હૈયાંફાટ,
એવે ભારી લશ્કર લઇને આવ્યો અફ્રાસિઆબ;
ગરશિવઝ કારસ્તાન ફાવ્યાં સઘળાં સિઆવક્ષબાબ.

સિઆવક્ષ તો કોલ દીધો'તો; તે પર રહ્યો મુસ્તાક,
ચાહ્યું હત તો લડાઇ લડતે ગજબ દહેશતનાકઃ
યુદ્ધ કાજે તો તલપી રહ્યું'તું સારૂં ઇરાની સેન,
સિયાવક્ષે વાર્યું તેને, રખે તૂટે નિજ વેણ;
શૂર હતો સિઆવક્ષ પંડે, કરત રિપુછેદંન,
વિશ્વાસઘાત કરે નહી એ તો, પાળ્યું નિજ વચંન;
ઉતારી સૌ દીધાં શસ્ત્રો, ઉભો બિનહથીઆર,
ઇરાનીઓ ભીષ્મપ્રતિજ્ઞા જોઈ થયા લાચાર.
અફ્રાસિઆબે હલ્લો કીધો, ચાલી કાપાકાપ,
સહસ્ર ઇરાની મડદાં પડયાં મૂકમુખ આપોઆપ!
સિઆવક્ષને કાજે દીધાં સૌએ નિજ બલિદાન,
આત્મત્રાણે! અંગુલિ ન ઉંચકી, ધન્ય ધન્ય ઇરાન!
સિઆવક્ષને જકડી બાંધ્યો ખેંચી ખ્વારી સાથ,
'ગદ' મહીં ઘસડતા લઇ ગયા—દયાતણી કયાં વાત?

ખૂનનો બદલો ખૂન લેવાયો, વર્ત્યા હાહાકારો,
સિઆવક્ષનો ઘાત કરંતાં તૂર થયો ગોઝારો;
જવાન કયખુસરૂએ પછીથી પૂરોજ લીધો કીનો,
તેગઝરઅથી કાપી નાખ્યો અફ્રાસિઆબનો સીનો !
ગરશિવઝ ને ગરવિજરહ પણ ખ્વાર થઇને મૂવા,
બેગુનાહનો વધ કરાવી ખોદ્યા ઝેરના કૂવા;
ખુદાઈ નૂરના સિયાવક્ષે દીઠી બધાથી હાનિ,
વચન પાળવા કાજ હસીને કીધી જાનકુર્બાની !
દિલ ધડકાવે, અશ્રુ વરસાવે, એવું દાસ્તાન એનું
ખતમ કરીને યજી રહીએ અષો ફ્રોહર તેનું.



# બેજન-મનીજેહપ્રણયાખ્યાન

## દોહરા

પૃથ્વીના રચનારની, પહેલી કરીએ યાદ,
પછી કથા આલેખીએ, તનમન કરતી શાદ.
કવિતગગનમાં ધ્રુવ શો, ઝળકે કો કવિરાય ?
ફિર્દૂસીનું નામ તો, લેતાં મુખ મલકાય.
કોડ જમાના ભલે ગયા, બીજા કોટિ જાય;
'શાહનામા' રસસ્વાદ તો, કદિ નહીં વિસરાય.
બેજન-મનીજેહ વારતા, કરે અજબ ખેંચાણ;
પ્રેમતણા જે પાઠ દે, તેની દઇએ લ્હાણ.

## અનુષ્ટુપ્

એત્તેફાક બન્યો એવો, જ્યારે કેખુશરૂ હતા
ઇરાનભૂમિના તખ્તે, શાહી દર્બારમાં થતા
રંગરાગો નિહાળીને સૌ આનંદે મહાલતા,
એવે ત્યાં અરમાનિયાવાસીઓ એક દિ છતા
થયા દૂરદૂરેથી જે શાહી ઇન્સાફ ચાહતા;
"બોલોને, ફરિયાદ શી ?" ન્યાયી રાજે પૂછી લીધું:
"ભૂંડાથી અતિ ત્રાસીને ઇરાને મુખ તો કીધું:"
બોલ્યા તે અરમાનિઓ લોહીનાં આંસુ પાડતાં:
"ક્ષેત્રો ને જમીનો તણો ભૂંડો ઉચ્છેદ કાઢતા;
ફૂલો ફળો લીલોતરી વિનાશાધીન સૌ થઇ,
કીધા ઉજ્જડ ક્યારાઓ, ત્રાસી સારી ભૂમિ ગઇ !
વિનંતિ અય શાહ ! છે, ધીરો કો વીર મોકલો,
કરે જે નાશ ભૂંડાનો, છે કિંમતી પળેપળો."

### ત્રિભંગી છંદ

ન્યાયમૂર્તિ સલૂણી, રાજને ગુણી, જ્યારે સુણી ફરિયાદો,
ત્યાં દાદ જ દેવા, સદયશ લેવા, લીધો સેવાપથ સાદોઃ
પૂછે સૌ વીરને, ભડ રણધીરને, "લઈ ધનુ તીરને નહી જાશો ?
લઈ નિજ તોખારો, કરજો ચારો, ભૂંડને મારો–યશ પાશો !"
સુણી ભૂંડના બ્યાનો, સકળ યુવાનો દમ આશાનો કયાં મારે ?
થરથર સહુ કંપે, ખરે અજંપે, જરી ન ઝંપે તે વારે.

### મંનહર છંદ

ગેવતણો સુત ભડ બેજન ત્યાં ગાજી ઉઠયોઃ
" નામવર પાદશાહ ! હું જાતે તૈયાર છું !
જેહાંજોય રૂસ્તમનો નબીરો કહેવાઉં છું હું,
જંગે મયદાનમાં તો હું સામે સવાર છું !
શરાબની જામ મને હરામ તમામ હવે–
સિંહદાંતો ખેંચવાને અતિ ઈંતેજાર છું !
તુંદ એવાં ભૂંડ તણાં ઝૂંડ ઝૂંડ છુંદવાને,
ફ્રમીનો હું તુજની રજાનો તલબગાર છું !"

### રૂચિરા છંદ

શાહે જ્યારે એવા શબ્દો સુણ્યા બહુ ખુશાલ થયો,
ઉંટ અને ઘોડા ખચ્ચરથી બેજન માલામાલ થયો;
ગુરગીન જેવા પીર મરદને રાજન દે હમરાહીમાં,
વાટે ઘાટે રહબરી કરી દે સહાય વળી લડાઇમાં.
મીલાદસુત એ ગુરગીન હૂતો મક્કર હુન્નર પૂર બહુ,
હસી હસાવી કામ કઢાવે–ફંદ ફરેબે શૂર બહુ :

અરમાન દિશે બેજન–ગુરગીન મંજલ દર મંજલ ચાલ્યા,
ભૂંડો ફેરે જંગલ પુગતાં પ્હાડ સમાં એ તો ન્યાળ્યાં !
ગુરઝ ઉઠાવી બાણુ ચલાવી બેજન તો ત્યાં વર્તાવે
પ્રાણીઓમાં કેર અનેરો–વીરતા નિજની બતલાવે :
એની શેરદિલી દેખીને ગુરગીન આંખે અંધારાં
આવ્યાં, થયો અદેખો કપટી, નુકસાને શોધે ચારા :
બહારથી ખુશામત કરતો, અંદરથી બળબળતો રહે,
તાલતલાવટ કરી કરીને બેજન સાથે ભળતો રહે;
અંતરમાં જે વિષ વ્યાપેલું આખર બહાર ઠલવાવે,
દિલ્લાં બ્હાનાં કાઢી વીરને વિનાશ પ્રત્યે લલચાવે :

કોકિલાશારદા છંદ

" સુણ તું, બેજના ! વાત મારી ખરી,
લેશ ના જૂઠનો અંશ એ માંહ્ય:
આપણા રિપુ અફ્રાસિયાબે કર્યાં
આહીં પાસેજ બાગો બતાવાય;
લાખ વારે હું તો અત્ર છું આવિયો,
ભાવિયો ભાગ એ જ્યાદ જ્યાદા જ,
બાગમાં ઉતરે સુંદરી નામની
જે, મનીજેહ કહેવાય છે ત્યાં જ:
દીકરી એજ તુરાનના રાજની,
જોડ જેની જડે પૃથ્વીમાં નાહિં–
ચાલ ત્યાં આપણે આજ દિ જાઈએ,
પાઈએ ચારૂઅંગી વળી ત્યાંહિ."

## પાવક છંદ

શબ્દ મધુરાથી બેજન તો
મોહિત મુગ્ધાપ્રેમે બનતો,
એકલ ચાલ્યો ભૂલી સઘળું,
તંબુ તુરાની પ્રત્યે ડગલું

એ વીર લંબાવે, ના ખબરે
કેસરીગુફા કેરે ઉંબરે

જાઈ ચઢે એ શત્રુમુખમાં,
મિત્ર સહુને નાખે દુઃખમાં:

લેખ લલાટે એવા લખિયા,
કોઇ ન એને ભૂંસી શકિયા:

સુંદરીએ જ્યાં દીઠો વીરને,
અંતરમાંથી છોડી ધીરને,

મોકલી દાસી તેની સમિપે
જે રવિ જેવો ચ્હેરો પ્રદિપે,

ને મનીજેહે એને ત્વરિતે
તંબુમહીં બોલાવ્યો સુપ્રીતે,

મોજમજાહો બન્ને કરતાં
એક બીજાને પ્રેમે સરતાં:

પાઈ મદિરા બેહોશ કરી
બેજનને લઈ આવી જ પરી

રાજમહેલે છુપી રીતિથી,
પ્રેમ ડરે ક્યાં ભાવિ ભીતિથી ?

### હંસી છંદ

પ્રીતિ છાની કયાં સૂધી રૂહે ? પ્રણયખબર તરતજ દરબાને
તુરાની રાજાને કીધીઃ "અતિ બળિ રિપુસુત તુજ તનયાને
પ્રેમાલિંગે મ્હેલે તારા, અનુસર ઉચિત અવસર વિચારી;
મુંગો કાં બેસે ? બાંધી દે, ફરી કદિ તક અમૂલ ન મળનારી;
અફ્રાસિઆબે તે વારે અતિવ ઝડપથી ગરશિવઝ ભાઈ,
તેને આદેશી કૂહેવાડયું: "ઝટ અરિ પકડ તું દળસહ ધાઈ!"

### મંજુભાષિણી છંદ

ગરશિવઝે ન ઢીલ કીધી લેશ રે,
જઇ મ્હેલ ઘેરી લીધ, ક્રૂર બેશ રે;
સહુ ઐશમાંહ્ય લીન લોક ત્યાં હતા,
ગુલતાન ગીતમદિરા મહીં થતાં;
પુરભાનમાં જ પડકાર બેજને,
રણકાજ કીધ ઝટ ત્યાંય દુષ્ટને:
જવ આવી સ્થિતિ ગરશિવઝે દીઠી,
કરી વાત ખાસ જીભથી મીઠી મીઠી:
સમજાવતથી ભરમાઈ તે વીરો
અફરાસિઆબ પ્રતિ ચાલિયો ધીરો.

### સેનિકા છંદ

બેજને દીઠો જયહાર શાહને,
ઉરથી ઉંડી ભરી જ આહને;
દૂત મોતનો બુરો પિછાનીઓ,
જે થકી હજાર લાખ હાનિઓ.
પાદશાહ ક્રોધથી ધ્રૂજી પૂછે,

"આવવાનું કામ તારૂં હ્યાં શું છે?"
બ્હીક વિણુ વાત કૈં બનાવીને,
બેજને કીધી નવી અડાવીને.
શાહની પ્રકોપજ્વાલ ફાટતાં,
શૂળી શાસનોની કીધી વાત ત્યાં;
માંચડો બનાવવાનું યે કહ્યું,
વીરમાંથી લોહી તો ઉડી ગયું:
તોય આહ્‌વાન ભૂપને કીધું,
"હું કહું સુણી તું લે જ તે સીધું:
અશ્વશસ્ત્ર જો મને તું આપશે,
મુજ વીરતાનું માપ માપશે:
મૂક સામણે હજાર સૈનિકો,
જો ચલાવું કેમ રક્તની નીકો!"
માગણી કબૂલ ના રખાઇ એ,
બંધ થાય વીર ગુમરાહીએ.

## હરિલીલા છંદ

કલ્પાંત વીર કરે સ્વગત: "હાય હાય!
કેવો હું મૂર્ખ અરે! વિપદની બળાય
આજે મને કચરે ગરૂરીની સજા જ
રહેવી પડે છ ખરે, નવ કંઇ ઇલાજ!
રે રે! સહુ કરી લે અતિવ ઉપહાસ,
મ્હેણાં દઇ હરી લે સુકીરતિ પ્રકાશ:

ઇરાન સારૂ મને 'મૂરખ' નામ દેય,
લાજી મરે પિતુ ને જીવ જ ખુદ લેય !
શેતાબ જા. અહીંથી, અનિલ ! તું ઇરાન,
ને સ્હાય તું તહીંથી ખબર દેઇ આણઃ
ગુદર્ઝ, રૂસ્તમ ને જનક મુજ ગેવ,
બોલાવ ગસ્તહમને તુરત કેહી ભેવઃ
ગુર્ગીનને પૂછી લે : ગગન કેરી પાર
શો દે જવાબ મને ? નરક થાય ઠાર !"

**મલ્લિકા છંદ**

વિભુ જહિં રાખનહાર તહિં
લખ કોટિ રિપુ મુખ ઝેર ગળે,
લીલા અદ્દભૂત જણાઈ રહી,
પ્રભુ આગળ કોઈ તણું ન વળે;
જુઓ જવ બેજનને પકડી
સહુ સૈનિક ફાંસી પ્રતિ ઘસડે,
દીઠો જ પીરાન વજીર દૂરે,
બુધિવાન પ્રધાન મહાન ખરે;
સૂણી લીધી વાત સહુ વજીરે,
અને ફાંસી રખાવી મુલત્વી ઘડી,
તૂફાન તણી ગતિએ જઇને,
મળિયો નૃપતિ જઇ મ્હેલ ચઢી;
બહુ સમજાવત ત્યાંય કીધી,
રદ શૂળી કરાવી અતિ શ્રમથી,
પૂર્યો ભડ બેજનને જકડી
ઉંડી ગર્ત મહીં દૂર આલમથી;
અને બહુ સંગીન પત્થરથી

મુખ ગાંરતણું કીધું બંધ અરે !
તુરાનપતિ નિજ દુખ્તરને
નિજ મ્હેલ થકી ઝટ દૂર કરે;
ગઇ નિજ આશક પાસ ભલી
મનીજેહ તહીં મુખખોહ પરે,
બધે ભટકી ભીખ માગી લઇ
જળ અન્ન વહાલમને જ ધરે !

### કામરૂપ છંદ

બુઢા ગુર્ગીન પ્રત્યે નજર કરી જુઓ, અરેરે !
તુરાની જંગલે એ ભડવીરતણી રાહ જુએ;
આખો વીત્યો જ હફ્તો, ધનનસલ તે વીર કેરી
ર્હેજે ભાળી નહીં જ્યાં, નિજ હૃદયમાંથી ઉંડેરી
હાયો નાખી અને તે ઉચ નીચ બધે તે જગાએ
શોધી થાકયો, પરંતુ જરી નવ મળી ભાળ કયાંયે:
ભાળ્યો ઘોડો વીરાનો, જીન થયુ"તું ખંડિત જેનું,
જાણે ક્રોધિત દિસે હય ધણી વિના, ડીલ એનું
જાણે હૂતું ધવાયું, ફીણ ફીણ મુખે, એ નિહાળી
નાસીપાસી ભરેલો, ગુરગીન ગયો ધીર ચાલી
પાછો ઇરાન દેશે, પણ કુમતિવાળા બુઢાએ
ઉંધી ચત્તી બનાવી વિગત બની ના, કે ભ્રમાએ
સ્નેહી યુવાન કેરાં; પણ જનક ગેવે ઝપાટે
જાણી લીધી બીના સૌ–દુઃખિત થઇ તે ન્યાય માટે
ધસ્યો દર્બાર માંહીં, નમન કરીને શાહ આગે
હાથો જોડી ઉભીને હકીકત કહી દિલદાગે;
આપીને ધૈર્ય તેને નરપતિ વદે : "ગેવ પ્યારા !
ચિંતાથી મુક્ત રહેજે, અકળ પ્રભુના રાહ ન્યારા:

સૂણ્યું મેં ભાવિ એવું, સુત તવ અવશ્યે પધારી
આગામી તુરયુદ્ધે મુજ કુમકમાં ને ખુહારી
ભારી શત્રુતણી એ જરૂર જ કરે, શાંત થા તું,
છૂપાયો ક્યાંય હોશે તુજ તનુજ એ શૂર, જા તું !"

**ચંપક છંદ**

શાહે ગુરગીન નિજ પાસે
બોલાવ્યો ને ભરશ્વાસે
આવ્યો તે ને બહુ વાતો
ઉલટ સૂલટ કરી ત્યાં તો;
રાજાધિરાજ આગળ એ
જૂઠું વદવે નવ રહેજે
ડરતો ધરડો ખંધો ત્યાં
બનાવતો મિષ નવાં નવાં:
ચગોર જગપતિ પામી જૈ
કહે છે એને ગુસ્સે થૈ:
" ઉંધી અક્કલના મૂર્ખા !
તુંથી આફત આવી આ;
બદમાશી તુજ ખુલ્લી છે,
ખ્વાર કીધો તેં બેજનને;
આડી તીડી ગપ ફેંકી
કોની આગળ એ શેખી
કરી છટકવા માગે તું ?
શૂળી ઉપર તન તારૂં
અવશ્ય ચઢશે યદિ ના'વે
બેજન ખબરો મનભાવે !"
વપુએ જંજીર નંખાવી
દીધો જેલ ધકેલાવી.

## શાલિની છંદ

આવ્યો જ્યારે દિન નૌરોઝ કેરો–
ઇરાનીઓ શુભ જેને ગણે છે–
પ્હેર્યો શાહે સ્વચ્છ ઝબ્ભો અનેરો,
કીધી ભક્તિ એકચિત્તે બને જે;
લીધી હાથે જામ જેહાંનુમાઈ,
ધારી જોયા દેશ દૂરે વસંતા:
સૃષ્ટિમાંની સૌ જ વસ્તુ જણાઇ,
પત્તો લાધ્યો શોધ જેની કરંતા:
ઇરાની તે વીર દીઠો તુરાને
ઉંધે માથે ગારબંધે પૂકારે;
બાનુ કોઈ ખાનદાની નિશાને
સ્હાયે ધાતી વીરની જ્યાર ત્યારે;
ભાળી એવું પાદશાહે હસીને
કહ્યું કેઃ "ઓ ગેવ ! હાવે ખુશી થા,
સૂણી લે આ માહિતી વિલસીને,
ચક્ષુકીકી તુજ જીવે, હસી જા !
તુરાને એ બંધમાં છે પડેલો,
શાહી નારી કોઈ રક્ષા કરે છે;
અશ્રુધારાઉદધિમાં ડૂબેલો–
લોહી ચાલુ તંનમાંથી ઝરે છે !
છોડાવીશું–કોણ વીરો જશે ત્યાં ?
એવાં કાર્યો રૂસ્તમે તો કીધાં છેઃ
જલ્દી જા તું, લાવ એને, ધસે ત્યાં–
તુરાનીઓને કરે એ સીધા છે !"

### વૈકુંઠધામા છંદ

દોડતો ઉડતો હાંફલો ફાંફલો
 ગેવ તો આવિયો ઝાબુલસ્તાનમાં,
પુત્ર પોતા તણો કેમ ગુમાયલો
 જાઇને ભૂંડશિકાર તુરાનમાં,
પાદશાહે વળી આપિયો પત્ર જે,
 રૂસ્તમે હાથમાં વંદીને તે ધર્યો;
જાણતાં વિગતો રૂસ્તમે ગેવને
 શાંત કીધો અને જીવ તેનો ઠર્યો.
ચાર કે પાંચ દિનો પછી ગેવ ને
 રૂસ્તમે જાબૂલી સૈન્યની સાથમાં
માર્ગ ઇરાનનો લેઇને ચાલિયા,
 હાલિયા પાદશાહી તહેનાતમાં:
રૂસ્તમે ભૂપતિ સાથ વાતો કરી
 યુકિત પોતાતણી ત્યાં કહી તેહને;
" જો તુરાને અમો લશ્કરો લૈ જશું,
 હાનિ પ્હોંચે કદા બેજની દેહને!"
તાલ એવી જ થૈ, વેશ વ્યાપાર લૈ
 સાથમાં સાત વીરો સહે પ્હોંચિયા
શ્હેર પીરાનને, માલ અસ્બાબ સૌ
 ઉંટ પીઠે ભર્યાં, લેશ ના શોચિયા:
ગૌહરો કિંમતી જોઇ પીરાન તો
 મ્હેરબાની કરે કાફલા ઉપરે,
ખુશ એવી કરી રૂસ્તમે વાત તો,
 ભેદ પીરાન પામેજ ક્યાંથી ખરે!

એમ સ્થાયી થયો કાફ્લો ત્યાંહિ તો,
ત્યાં વળી એક દિ તેમના તંબુએ
બેટી તુરાનના શાહની જૈ ચઢી,
ઝારઝારી કરી આંસુએ તે રૂએ:
" આવિયા ક્યાંથી સોદાગરો સૌ તમે?
ગેવ ગુદર્ઝ શું ને વળી રૂસ્તમે
જાણતા ના હજી દુઃખ બેજન્ તણાં?
રાત દિ કષ્ટ ભારી અરે એ ખમે!
હું મનીજેહ છું કુંવરી તુરની, 'હાય,
પિયા!' કરી દિન વિતાવું છું--
વીર ઇરાનના શું મરી સૌ ગયા?
છોડવા તેહને કોઇ ના આવતું?"

### દીપક છંદ

આવી સુણી વાત, રૂસ્તમ ઘડે ઘાટ,
મનીજેહને જોઇ, ગાળે નાખી ધોઇ,
પામે નહીં ભરંમ, કે એજ રૂસ્તંમ:
બહુ બહુ રડી જ્યાર, આંસુનો ન પાર,
કીધી વિનતિ આમ, તે પીગળ્યો તમામ,
દઈ સુંદર આહાર, તૃપ્ત કરી તે નાર,
વધુ દઇ તે સાથ, કે એ બેજન માટ:
વીંટી નિજ તે માંહ્ય, મૂકી કળથી ત્યાંય,
જે જોઇ બેજંન, દિલથી થાય પ્રસન્ન;
મનીજહ ગઈ તુરત, વ્હાલમ સમિપ ઝટ,
લાવી'તી ખોરાક, તે મૂક્યો સુરાખ;

બેજન ઉરે મુદિત, ખોલે થઇ પુલકિત,
મુદ્રા ઝગી રહી જ્યાર, આનંદ અપરંપાર !
દઇ પ્રિયાને હાંક કહેઃ "વધુ બીમબાક
ધરવાનું ના કામ, વિપત્ત થઇ તમામ !"

**મંજારી છંદ**

હા હા હા હા ! મોટે સાદે બેજન હસવા લાગ્યો ત્યાં,
અંધારાંમાં ભારી બંધે જાણે ન હતો બાંધ્યો ક્યાં !
બિચારી એની પ્યારી મનીજેહે જવ આ સ્થિતિને
જોઇ ત્યારે અંદેશો વળી લાવી મનમાં ભીતિને–

કે શું વ્હાલો દિવાનો થઇ હાસ્યો કરતો હોશે કે ?
પૂછે, "પ્યારા ! આ શાં કૌતક ? મારી તરફે જોશે કે ?
આપત્તિમાં ડૂબ્યો છે વળી, શાને હસતો અત્યારે ?
દા'ડો જેનો રાત્રી શો છે ગાંડો થઇ હસ્યો કાં રે ?"

દે છે તેને પ્રિયતમ ઉત્તરઃ "માગું તુજથી, ઓ પ્યારી !
દે કૉલો કે ફોડે ના કદિ ભેદી વિગતો આ મારી;
ડાહ્યા લોકો કહે છે એવું જ, સ્ત્રીઉદરમાં રહેશે ના
ભેદો જાણે જે કૈં તે સહુ–એનો ભરૂસો લેશે ના !"

**ગહ્વર છંદ**

વાત આવી સુણી "હાય હાય રે !"
શબ્દ ઉચ્ચારિયા તે મનીજહે;
અશ્રુના સાગરો આંખથી વહે;
પિયુવેણે કુંળું ઉરડું દહે;
"વિધિવિધાનથી મેં સહ્યું બહુ,
આફતો ઉમટી–વાત શું કહું ?
ઉંધું છે થૈ ગયું કિસ્મતે અરે !

જીગરે ઘા ઝરે—આંસુડાં સરે !
પિયુને કાજ મેં સર્વ ત્યાગિયું,
અંતરે જ્યારથી બંડ જાગિયું;
ભીખીને દેશમાં રોટલો દઉં,
નિશદિ પાસ એ ઓટલો લઉં;
તોય એ મુજનો ના થયો, અહા !
સ્હેજ વિશ્વાસ તો ના ગ્રહ્યો, અહા !
મુજ પિતા અને સ્નેહીએ બધાં
વર્જી હિણી મને-કેવી આપદા !
તખ્ત ને તાજ મેં ધૂળમાં કીધું,
એવફા બેજને મૂળ ના કીધું !
પિયુની આશમાં શ્વાસ ચાલિયો,
ગેવના પુત્રથી ત્રાસ ભાળિયો;
દિલનો ભર્મ ના કૂહે હજી મને,
એવફા આશકો—ધિક્ક તેમને !
મુજની વાત સૌ ઓ ખુદા ! નથી,
ગુપ્ત કૈં તુજને રોજ રોજથી;
જીવવું કામ શું પ્રેમ ના જહિં ?
રે પ્રભુ ! તું મને મોત દે દઇ !"

## સર્વગામી છંદ

ખાત્રી થતાં બેજને ભેદ પૂરો કહ્યો
  ત્યાં મનીજેહને સાફ દિલેઃ
"વ્હાલી ! ખુશી થા અને જાણી લે તું,
  તને અન્નદેનાર કો છે, સુણી લેઃ
ઈરાન ભૂમિ તણો એજ હીરો
  છુપો વેશ ધારી અહિંયાં પડેલો

નામે કહે સૌ ખરો રૂસ્તમે ઝાલ
　　　　જેના સમાનો ન વીરો દીઠેલો;
આવી ચઢેલો મને મુક્તિ દેવા,
　　　　નથી કામ એને કંઇ વેપલાનું;
જૈને પૂછી જો, 'શું તું રખ્શવાળો ?'
　　　　વિપત્તિ ખમું જે કહે લેઇ ટાણું."
પ્યારા તણી મુક્તિ કાજે હવે તો
　　　　ઉડી ગૈ મનીજેહ પાંખો બનાવી,
માન્યું બધું રૂસ્તમે જાણી વાતો, કહ્યું:
　　　　"નાજની ! મેં રચી યુક્તિ આવી;
જ્યારે બજે બાર રાત્રી તણા ને
　　　　બધાં વિશ્વમાં છાય અંધાર ગાઢો,
ભેળાં કરી તું પ્રજાળીજ દેજે
　　　　સુકાં લાકડાં જ્યાં રહે કેદખાડો;
જોઇ ઉજાસો અમે આવશું ત્યાં
　　　　અને છોડશું બંધથી તુજ પ્યારો,
દોડી જઇ તેહને તું કહી દે,
　　　　નક્કી મધ્યનિશે થશે છૂટકારો !"
સાતે પહેલ્વાન સાથે લઇને
　　　　જહાંજોય ચાલ્યો અતિ શ્યામ રાતે,
આબે પહોંચી રહેતી જ્વાલા
　　　　નિહાળી તહીં પૂગિયા વીર આડે;
પાષાણ ભારી પડેલો દીઠો ત્યાં,
　　　　કહ્યું નાયકે: 'વીર સાતે ઉઠાવો !'
કીધી બહુ વેઠ ઉપાડવા તે,
　　　　ન શકયા હલાવી જરીયે બધાઓ !

પોકાર ભારી કીધો ઝાલસુતે,
નવે આસમાને પ્રતિઘોષ પાડયો !
લેઈ જમાં ઉપરે નામ 'ખુદા',
પુરાં જોરથી જંગી પાષાણુ કાઢયો–
કાઢયો, ઉપાડયો, દૂરે ફેંકી દીધો–
પડયો જૈ ચીની જંગલે તે ધડાકેઃ
ધ્રૂજી ઉઠી ધર્તી તેના અવાજે,
કહે કોઇ વિદ્યુત કેરે કડાકે !

**શુભતા છંદ**

પૂછ્યું ત્યાં રૂસ્તમે તો
ગદગદ હૃદયે વીરને ઝટ કાઢીઃ
"રે રે આવી દુઃસ્થિતિ કયમ તુજ થઇ,
બેજન ! કો તણી લાધી
તારે શિરે અકૃપા ? બુરૂં નવ કરતો
કદિ કો'નું તું કયારે,
ભારી જંજીર બાંધી કુમળું
તુજ વપુ ચીર્યું કો બદકારે ?
શાને આ આસમાને પરિભ્રમણ કરી
સિતમોની ઝડીઓ
વર્ષાવી તુજ માથે, અકરૂણ
થઇને શૃંખલાની કડીઓ
પોઇ નાજુક હાથે ? દડદડ
પડતાં મુજ અશ્રુ નિહાળે .
અંધારે બંધનોમાં દુપણરહિત
તું નબીરા જ અકાળે !

માગું તારી કને હું-વચન
તું દઇ દે–તુજનાથી ચૂરાશે
હૈયું મારું, સુણી લે, અગર
તું ન કરે, કહું હું તુજ પાસેઃ
બક્ષી દે આજ દિને ગુરગીન
નબળો મુજને દિલ ચાહી,
વેઠયું એનાથી તેં છે, પણ
સદય બની દરગુજર, ભાઇ !

વાંકો એના કરી દેઃ
બહુ બહુ રડતો ધરડો ભરશ્વાસે,
પશ્ચાતાપે બળે છે, ફરી કદિ
ન જશે જૂઠ કેરી અડાસે !"
સૂણીને વેણ આવાં ઉર
બળબળતો ભડ બેજન ત્રાડેઃ
"માફી એને હું આપું ? ચગદું
પગતળે ! અતિ દંભી લબાડે
નાખ્યો મુંને બળામાં;
અગર તું ન હતે, નક્કી મોત જ આવ્યું !"
"મારી આ માગણી તું
કબુલ ન કરશે, નવ મુક્તિ અપાવું !
હું તો ચાલ્યો અહીંથી !"–ધમકી
દઈ વદે વીર રૂસ્તમ ત્યાં તો,
"કાં તો સોંપી તું દે ત્યાં ગુરગીન
મુજને, સબડી મર કાં તો !"

" કહેવું છે માન્ય તારૂં—દૂર
કરી દઉં હું ઘરડા પ્રતિ વેરો,
ભૂલી જાઉં સહુ હું ! "—તરત
ઉંચકી લૈ વપુ બેજન કેરો
કાઢયો ત્યાં રૂસ્તમે તો : નખ
વધી ગયલાં, વળી વાળ વધેલા—
તોડી તે શૃંખલાઓ અંતિ
બળ કરતાં, બહુ કાટ ચઢેલા :
એવે ત્યાં ગુરગીને ગમગીન
દિલથી ડગલાં નિજ આણ્યાં,
ભારી ધાસ્તીથી એનું હૃદય
ધબકતું, પડશે કટુ તાણા;
પરતાયો અંતરેથી છળકપટ
વિષે ચહી બેજન માફી,
દાબ્યો છાતી શું તેને વિમલ
ઉર વીરે કરૂણા હદ સ્થાપી !
ચાલ્યા પશ્ચાત તેઓ સહુ
દળ લઈને રણકાજ તુરાને,
કારાવાસી હતો જે વીર
સફમુખડે ધસતો સિંધુ જાણે !

### વીરરસ છંદ

રાત એવી કાળી કોઈ તારોય ના ન્યાળી શકે,
તક ન્યારી ઝાલી પડયા જંગમહીં ઇરાનીઓ;
સાત પ્હેલવાન લઈ, રખ્શને જોલાણ દઇ,
રૂસ્તમે તો ધ્યાન દઇ ખોળી મ્હેલનિશાનીઓ;
આભ ઘનઘોર અને શાંત સહુ શોર થયા,
તુરપતિ ઘોર નિંદે ઘોરતો ત્યાં અજાણિયો;

સિંહ શો પૂકાર મારી લાતે તોડી દ્વાર ભારી,
રૂસ્તમે એ હૃષ્ટ પુષ્ટ ભ્રષ્ટ દુષ્ટ પિછાનીયો:
અફ્રાસીઆબ નિદ્રાગોદથી' શેતાબ જાગ્યો,
જાબૂલી રૂઆબ' દેખી ફાળ ભરી નાસી ગયો !
ઇરાની શમ્શેર તો ત્યાં ઠેરઠેર કેર કરે,
"મારો!" "કાપો!" "હાય હાય!" નાદે મ્હેલ ત્રાસી ગયો:
તુર તણાં રક્ત કેરાં પૂર બહુ શૂર વ્હેતાં,
અંધારે રૂસ્તમી ગુર્ઝ સૂર શો પ્રકાશી રહ્યો:
હાર્યા માર્યા ભાગ્યા સહુ તુર વીરે સ્થાન ત્યાગ્યાં–
વેરાન મેદાન શો પ્રાસાદ ત્યાં તો ભાસી રહ્યો !

સોરઠા 31,975

જામ્યાં એ ત્રણ યુદ્ધ, ત્યારે છેડો આવિયો,
તુરપતિની શુદ્ધ, ત્યારે ઠેકાણે પડી.
બેજન ને મનીજેહ, રૂસ્તમ સહ ઇરાનીઓ,
આવ્યા ઇરાન એહ, સરપાવ ભારી પામિયા.
પ્રેમતણી આ વાત, કલ્પનાનો કિસ્સો નથી,
ફિર્દૂસી સાક્ષાત, કબૂલ કરે છે દિલથી.
પિંગળ છંદે આજ, પહેલી એ દેખા દિયે,
બહુ બહુ ત્રૂટિ કાજ, માગી લઉં ક્ષમા અહીં.



# ગુલશીરીના
# યાને
# પારસીઓનો છેલ્લો પાસો

**બિરદાવળી છંદ** *

યઝદેઝર્દનાં મોત પછીથી
વર્ષ વહ્યાં દશ વીસ;
આરબ શમ્શીરો ઝબકી રહી
ઈરાને દિશ દિશ:
ઇસ્લામે તો કેર કીધો,
સારો મુલ્ક જેર કીધો,
તેનો દિ આખેર કીધો
પાડી કાળી નિશ;
ઈરાનવીરો ફરે છુપાતા,
ઓ ઇરાન ! ઓ ઇરાન !
હૈયે મુક્તિકોડ સમાતા :
ઓ ઇરાન ! ઓ ઈરાન ! ૧

યઝદેઝર્દની બેટી હતી એક
ગુલશીરીનાને નામ;
જરથોસ્તી શૂરા સંતાડે
એને ઠામે ઠામ;
દિસે ઉંડી આશ સૌને,
ભાવિમાં વિશ્વાસ સૌને,

* ચંદ્રાવળા, ચરણાકુળ, મનહર અને ઘોર છંદોનાં ચરણ મેળવી આ છંદ નવો રચ્યો છે.

શાહજાદી ખાસ સૌને
જીવનો આરામઃ
"ગુલશીરીનાને રાણી કરશું !
ઓ ઈરાન ! ઓ ઇરાન !
વંશ ફરી સાસાની કરશું !
ઓ ઈરાન ! ઓ ઇરાન !" ૨

રહબરી કરતો બુઝર્ગ આબેદ
નામે દસ્તુર દાદ,
ઇરાનનો એ સાચો સેવક
સ્વારથથી આઝાદઃ
નેવું સાલ માપી રહ્યો,
તોય એ તો ટાંપી રહ્યો,
દેશ લેવા આપી રહ્યો
એ તો આશાવાદઃ
"ક્યારે તોડીશ તુજ ઝંજીરો ?
ઓ ઈરાન ! ઓ ઈરાન !"
સતત રટણ કરતો એ વીરોઃ
"ઓ ઇરાન! ઓ ઇરાન!"

ભારી રંજ ઉઠાવી દાદે
ભેગા કીધા વીર;
શાહે ફેર્માન યારી દે છે
દઇને સઉને ધીરઃ
"ગુલશીરીનાને કાજે
ઉઠાવી તલ્વારો આજે

હઠાવીશું શત્રુ સાચે,
ફરે તકદીર !"
ઉદ્‌ગારો કાઢ્યા એ ટાણે:
"ઓ ઇરાન! ઓ ઇરાન!"
શાપૂર, રૂસ્તમ ફીરોઝાને:
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૪

અણગણ આરબ ફોજ પડી'તી
કુફાને મયદાન,
પારસ સૈન્યે હલ્લો કરીને
કાઢ્યો કચ્ચરઘાણ:
ચાલીસ હજાર મૂવા,
આરબો તો ઠાર મૂવા,
અનેક સર્દાર મૂવા,
નામ ન નિશાન !
ઇરાની ઉર ભડકે હોળી;
ઓ ઇરાન ! ઓ ઇરાન !
રિપુઓને નાખ્યા રગદોળી;
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૫

બલ્ખેઆમી તરતજ પડ્યું
મુખેદ લશ્કર હાથ;
એક્કે આરબ જીવતો ન રહ્યો
જઇને કરવા વાત;
ખલીફ ઉમરે જ્યારે
જાણી વાતો એ તો ત્યારે

બાલ પીંખીને પોકારે;
"આ શો વળ્યો દાટ ?"
જમાવ કીધી અગણિત ફોજો,
ઓ ઇરાન ! ઓ ઇરાન !
જાણે વહ્યો પ્રલયનો મોજો,
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૬

મશહુર નાયક 'ઓમરૂ' સાથે
જંગી દશ હજાર
કોહેસ્તુમ કિલ્લા પર ધાયા
આઝરબીઝાન દ્વાર;
પારસીઓએ સાંચાસ્વારો
યોજ્યા'તા જે અગ્નિમારો,
ચલાવી કરે સંહારો
શત્રુમાં અપાર !
શાપૂર ત્યાં તો બિરદ બતાવે;
ઓ ઇરાન ! ઓ ઇરાન !
ઓમરનું મસ્તક ઉડાવે;
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૭

સાસાની તોખમનો હતો એક
શાહજાદો ફીરોઝ;
ગુલશીરીનાના ઇશ્ક મહીં એ
છુપો બળતો'તો જ;
વાત જ્યારે જાણે તેણી,
વીંધે એને તાણે તેણી,

ફુર્જે ફુર્જા લાવી દીધો
લક્ષ રિપુ હાલ!
કુનેહ દસ્તુર કેરી દેખી,
ઓ ઇરાન! ઓ ઇરાન!
અબ્દુલ્લાની ઉતરી શેખી,
ઓ ઇરાન! ઓ ઇરાન! ૧૬

સીર્યન હાકેમ મોઆવ્યાએ
મોકલી ભારી ફોજ,
કે કેર્માન જીતી ઉતારે
કયાની ઓનું ઓજ;
કેર્માનના શાહ તણો
ભાઇ હોશિયાર ઘણો
નામ શ્હેરયાર સુણો,
વીરતાનો હોજ;
સેનાને બિરદાવી રૂહેતો,
ઓ ઇરાન! ઓ ઇરાન!
દુશ્મનને અકળાવી રૂહેતો,
ઓ ઇરાન! ઓ ઇરાન! ૧૭

બીજી ફોજની સરદારી લઈ
ધસ્યો મોઆવ્યાય;
શાહે કેર્માન સામે પડે
મોર્ચા માંડયો જાય;
લશ્કરો ભેળાઈ ગયાં,
હાથોહાથ થાઈ રહ્યાં

સાલારો ગુંચાઈ ગયા
સામસામા ત્યાંય;
કેર્માન શાહે પ્રહાર કીધો,
ઓ ઈરાન! ઓ ઈરાન!
હરીફ ઘાયલ ત્યહાર કીધો;
ઓ ઇરાન! ઓ ઇરાન! ૧૮

અશ્વ ઉપરથી ગબડી જોયે
મોઆવ્યા પછડાય;
એના બચાવ કાજે જબરૂં
સુલતાની જંગ થાય:
શાહે કેર્માને ત્યાં ઝાઝી
ચલાવી શમ્શેરબાજી
કીધી મુદ્દઈતારાજી,
મયદાન માંહ્ય;
કોટી આરબ જવ હોમાયા,
ઓ ઇરાન! ઓ ઇરાન!
મોઆવ્યાનાં રક્ષણ થાયાં,
ઓ ઈરાન! ઓ ઈરાન! ૧૯

કેર્માનીનું પણ દળ પુષ્કળ
સૂતું રણસંગ્રામ;
હાર સમાની જીત નિહાળી
દિલગીર ખાસોઆમ;
એવે મળ્યા સમાચારો
કેર્માને રિપુ ધસારો,

ફાવે રોજીંદો ગોઝારો,
રહ્યા યનું ના નામ;
જ્યારે જોઈ સ્થિતિ આવી,
ઓ ઈરાન! ઓ ઈરાન!
શાહે સેના મુલ્ક ધપાવી,
ઓ ઇરાન! ઓ ઇરાન! ૨૦

ત્યાંથી મોઆવ્યા તો ચાલ્યો
બલ્ખે બામી કોટ;
ગુલશીરીનાનું મથક હતું, જે
છેલ્લી શાહી જ્યોત;

શાહજાદો શાપૂર ને
બહેરામ દસ્તુર, બે
નાયક બહાદૂર જે
પ્રકાશી દે પોત;

તાઝી હલ્લા મારી હઠાવ્યા;
ઓ ઇરાન! ઓ ઈરાન!
મહિના ત્રણત્રણ ખૂબ હંફાવ્યા,
ઓ ઇરાન! ઓ ઈરાન! ૨૧

કિલ્લામાંનું સેન ઇરાની
જબ્બૂન જગાવે જંગ;
ચાલુ લાંબી ટક્કર ઝીલતાં
હાલત થઇ બતંગ;
કુમકે ત્યાં દાદ આવ્યો,
ઋષિ પાકજાદ આવ્યો;

જંગનો ઉસ્તાદ આવ્યો,
જામ્યો નવો રંગ;
મોઆવ્યાદળ હાલહવાલી,
ઓ ઈરાન! ઓ ઇરાન!
નાઠા પાડી તોબા તાલી,
ઓ ઇરાન! ઓ ઇરાન! ૨૨

શાપૂર ને જામાસ્પની સાથે,
દાદે પકડી પૂંઠ,
મોઆવ્યા દુંબાલે દોડયા;
ભૂતાવલના ભૂત!
સીર્યા સુધી પૂંઠે પડયા,
યોદ્ધાઓ સૌ હઠે ચઢયા,
કત્લેઆમ રઢે ચઢયા
ઈરાની ચોખૂટ:
ગગડાવ્યાં સઉ હાજાં દાદે,
ઓ ઇરાન! ઓ ઈરાન!
મૂકી ઝીનામાઝા દાદે,
ઓ ઇરાન! ઓ ઇરાન? ૨૩

વટલેલા ઈરાની રહેતા
શામતણે દમ્યાન,
મોઆવ્યાની સાથ રહીને
લડતા બેઇમાન;
દાદે આવું ભાળ્યું જ્યારે,
એને બહુ સાલ્યું ત્યારે,
કાપાકાપે ઘાલ્યું ભારે
એણે નિજ ધ્યાન;

સહઅો વટલેલ કુટુંબ માર્યાં,
ઓ ઇરાન ! ઓ ઇરાન !
અબળા બાળક પણ ન ઉગાર્યાં:
ઓ ઇરાન ! ઓ ઇરાન! ૨૪

મોઆવ્યાએ તેમની મદદે
છોડયાં આરબ વૃંદ,
" અલ્લાહો અકબર !" "યઝદાં!"ના
પડી રહ્યા પડછંદ;
મોઆવ્યાપે બાણ તાકી
તોખારેથી ઉંધો નાખી
દાદે દીધી ધૂળ ફાકી
કરી યુદ્ધ દ્વંદ્વ !
કિકિયારી કરી પાર્સી ધસ્યા
ઓ ઇરાન ! ઓ ઇરાન!
મુખી રક્ષી અરબો હસ્યા,
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૨૫

કેર્માનના કિલ્લા આગળ શો
બન્યો એ તે ફાક ?
કેર્માનરાયા આવી જુએ શું,
ઇસ્લામ આફતનાક:
અબ્દુલ રહેમાન નામે
સરદાર તે મુકામે
નિજ દળ સાથે થામે,
નહી બીમબાક !
તાઝી-કેર્માની ત્યાં બાઝયા;
ઓ ઇરાન ! ઓ ઇરાન !

બીજા ઓછા, ર્‌હેલા ઝાઝા,
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૨૬

વિજય પરાજય ત્રાજું રહ્યું' તું
અહીં તહીં ઝોલા ખાઈ;
અફસર બંને શૂર પર ચઢયા
ક ર વા ને હ રી ફા ઈ;
અબ્દુલ રૂહેમાને અસી
વીંઝી, નહી ઇજા કશી
શા હ ને શ રી રે વ સી,
ઢા લ ગૈ ક પા ઈ;
શાહે પણ નિજ હાથ બતાવ્યો,
ઓ ઇરાન ! ઓ ઈરાન !
પ્રતિસ્પર્ધિએ જાન ગુમાવ્યો,
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૨૭

સાઅદ બીન વક્કાસે લીધું
ના ય ક પ દ તે વા ર;
આરબ ધાડાં ઘેરી વળ્યાં
શાહને, કરવા ઠા ર :
શાહ જાતે કૂદી કૂદી,
દાખી કળા જૂદી જૂદી,
નાખે રિપુ ગૂંદી ગૂંદી,
સા મ અ વ તા ર !
શાહ અને જહાંગીર બે ભાઇ,
ઓ ઇરાન ! ઓ ઇરાન !
બોલાવે અરબોને ત્રાહી–
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૨૮

હજાર જખ્મો ઝીલી ખપ્યો
નાનો ભાઇ તે સ્થાન,
મોટાને કિલ્લો રક્ષવાનું
મરતાં દીધું ભાન :
શાહ ચાતુરી બતાવી
દુશ્મનોને દે મુંઝાવી,
નિજ સેનાને હટાવી
લે છે ગઢ સુકાન;
ખાંડા ખેલો ખેલી ગુજરે,
ઓ ઇરાન ! ઓ ઇરાન !
વરસાવી રૂધિરહેલી ગુજરે:
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૨૯

મુરલીમોમાં કુશળ પ્રણેતા
મોઆવ્યા અંકાય,
તાજું અરબી લશ્કર લઇને
બલ્ખ મુલકપર ધાય:
દસ્તુર બ્હેરામ ડાહ્યો
બચાવના લે ઉપાયો,
ગુલશીરીનાનો છાંયો
એકલો તે, હાય !
કત્લ થયો મોઆવ્યા હાથે,
ઓ ઇરાન ! ઓ ઇરાન !
ભારી જંગ જગાવી જાતે,
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૩૦

રક્ષણ લે છે દાદ સિપાહસહ
સીર્યાગઢ શીરોય;

સારી રાત્રી યત્ન પઢે છે
મંજૂસ સઘળા કોય:
પ્રભાવ અવસ્તા દ્વારા
ઉતર્યા ફિરસ્તા પ્યારા
તેત્રીસે ખોજસ્તા ન્યારા—
માંથ્રવાણી રહોય!
પાર્સીઓની પડતી ભાળી,
ઓ ઇરાન! ઓ ઇરાન!
પથરાતી મુખ છાયા કાળી:
ઓ ઈરાન! ઓ ઇરાન! ૩૧

ખોરાસાન તબ્રીઝના હાકમ
લાવ્યા જબરૂં સેન;
કિલ્લા ઉપર માર ચલાવ્યો
શયતાની દિનરેન:
શાપુરે શમ્શેર ખેંચી
ચલાવી ત્યાં ખૂનરેઝી,
ગજબ એ ગર્દાપેચી—
ચઢ્યું મદ્દ ઘેન:
તબ્રીઝ હાકમનું સર કાપ્યું:
ઓ ઈરાન! ઓ ઇરાન!
બદલામાં નિજ મસ્તક આપ્યું:
ઓ ઈરાન! ઓ ઇરાન! ૩૨

સહસ્રો અશ્રવન સેના થઇ ગઈ
એક તડાકે સાફ;
બ્હેરામ યઝદની યાદ કરી ત્યાં
દાદે આપોઆપ:

શ રા બ પી પે ા હ જા રે ા
ભોંયે છૂપ્યાં હતાં, યારો,
દાદે તેનો કીધો ચારો,
થૈ બ ર ખે લા ફ:
પીપોને સળગાવી મૂક્યાં:
ઓ ઇરાન ! ઓ ઇરાન !
અરિજનગણ હેબતાવી મૂક્યાં,
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૩૩

દારૂગોળો પુરો સળગ્યો,
ફાટ્યો તે ચોપાસ:
ધરણી ધણધણ ધ્રૂજી, કિલ્લો
ઉ ડી ગ યો આકાશ !
ભારી એ કડાકો થયો,
અગ્નિનો ભડાકો થયો,
હવામાં હડાકો થયો
દૈ ભુ કં પા ભા સ:
કિલ્લામાંના લાખો આરબ,
ઓ ઇરાન ! ઓ ઇરાન !
મૂવા ચિત્કારીને "યા રબ !"
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૩૪

બહ્‌ખભુમિના કોટ તણો પણ
જુઓ કંઈ રાહધાટ,
રૂસ્તમ ફીરોઝાન મચાવે
તે ગ ત ણો ત ર ખા ટ;
હજારો જંગીઓ મારી,
ખાઇ કોટી જખ્મો કારી,

પડયો રણે બળદારી
શાહજાદી માટ:
જામારપે એ જગ્યા પૂરી,
ઓ ઇરાન! ઓ ઈરાન!
ગુલશીરીના પણ લડતી શૂરી,
ઓ ઈરાન! ઓ ઇરાન! ૩૫

અંધારી રજનીમાં રિપુએ
કોટ લગાડી આગ;
આતશશોલા આભે પહોંચ્યા
ઉત્તર દક્ષિણ ભાગ:
જામારપ નાચાર થયો,
ભક્તિઅશ્વે સ્વાર થયો,
માંત્ર ભણનાર થયો
તીરનાં અથાગ:
તેસ્તર તીર સહાયે આવ્યા,
ઓ ઇરાન! ઓ ઇરાન!
બરફ તુફાને અનલ સમાવ્યા,
ઓ ઈરાન! ઓ ઇરાન! ૩૬

અંતિમ હલ્લો જ્યારે આવ્યો
કિલ્લા પર પૂરજોશ,
ગુલશીરીનાની બાનુ સેના
બાણ યુધ્ધે બાહોશ,
તીરે રિપુ દૂર રાખે,
ક્યાંસુધી સૌ નૂર દાખે,
મુસ્લીમોનાં પૂર આગે
નષ્ટ થૈ નિર્દોષ!

ઇરાન ઉપર કયામત બેઠી,
　　　　ઓ ઇરાન ! ઓ ઇરાન !
ઉતરી ખુદાઈ આફત હેઠી,
　　　　ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૩૭

જામાસ્પસહ શાહજાદી ચાલી
　　　　અલ્બુર્ઝ છુપે રાહ;
આંખે આંસુધારા વહી રહી
　　　　દેખી વતન તબાહ:
જીહુન નદીએ પ્હોંચે,
જામાસ્પ ત્યાં રસ્તો શોચે,
આરબો એ બેની ખોજે
　　　　પડયા ત્યાં નિગાહ:
અર્દિસૂરની યારી ચાહી,
　　　　ઓ ઇરાન ! ઓ ઇરાન !
મુસ્લીમ દળની ખ્વારી ચાહી;
　　　　ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૩૮

પતાળ કેરૂં પેટું ફોડી
　　　　પ્રચંડ ઉછળ્યો ધોધ;
ઘૂ ઘૂ ઘૂ ઘૂ ગર્જન કરતો
　　　　ધસ્યો એ અવિરોધ:
ધસ્યો પૂર જોર એ તો,
કરી ભારી શોર એ તો,
વ્યાપ્યો ચારે કોર એ તો,
　　　　આરબોને શોધ:
લાખો તનને તાણી ગયો,
　　　　ઓ ઇરાન ! ઓ ઇરાન !

નખ્ખોદ ભારી આણી ગયો,
ઓ ઇરાન! ઓ ઇરાન! ૩૯

પર્વતની કઢણે સંતાઇ
ઇરાની જન બેજ,
રક્તે રક્તે ટોંચે પ્હોંચે—
પામે મતલબ રહેજ;
જામાસ્પે ત્યાં કાલાવાલા
કીધા, "ખુદાતાલા આલા!
પી ઝેરી દુઃખાળા પ્યાલા
થયો હું આજેજ:
મોત મને તું દઇ દે હાલે!"
ઓ ઇરાન! ઓ ઇરાન!
અહુરા એને ઉંચકી ત્યાં લે:
ઓ ઇરાન! ઓ ઇરાન! ૪૦

વાએજેહાં શ્હાજાદી પડી
એકલ નિરાધાર,
અશ્રુતણાં દરીયાવો રડી એ
ધ્રૂસકે ધ્રૂસકે ત્યાર;
દાદારની સ્હાય ચાહી
દિલ તણી લાહ્ય માંહી,
માંગી એણે રાહ ત્યાંઇ
પ્હાડને મોઝાર:
"ફાટ તું, અલ્બુર્ઝ! રે જા ફાટી,
ઓ ઇરાન! ઓ ઇરાન!
પેટાંમાં દે મુજને દાટી!
ઓ ઇરાન! ઓ ઇરાન!" ૪૧

ઇરાન ઉપર કયામત બેઠી,
ઓ ઇરાન! ઓ ઇરાન!
ઉતરી ખુદાઈ આફત હેઠી,
ઓ ઇરાન! ઓ ઇરાન! ૩૭

જામાસ્પસહ શાહજાદી ચાલી
અલ્બુર્ઝ છુપે રાહ;
આંખે આંસુધારા વહી રહી
દેખી વતન તબાહ:
જીહુન નદીએ પ્હોંચે,
જામાસ્પ ત્યાં રસ્તો શોચે,
આરબો એ બેની ખોજે
પડયા ત્યાં નિગાહ:
અર્દિસૂરની યારી ચાહી,
ઓ ઇરાન! ઓ ઇરાન!
મુસ્લીમ દળની ખ્વારી ચાહી,
ઓ ઇરાન! ઓ ઇરાન! ૩૮

પતાળ કેરૂં પેટું ફોડી
પ્રચંડ ઉછળ્યો ધોધ;
ઘૂ ઘૂ ઘૂ ઘૂ ગર્જન કરતો
ધસ્યો એ અવિરોધ:
ધસ્યો પૂર જોર એ તો,
કરો ભારી શોર એ તો,
વ્યાપ્યો ચારે કોર એ તો,
આરબોને શોધ:
લાખો તનને તાણી ગયો,
ઓ ઇરાન! ઓ ઇરાન!

નખ્ખોદ ભારી આણી ગયો,
ઓ ઈરાન! ઓ ઇરાન! ૩૯

પર્વતની કઢણે સંતાઇ
ઈરાની જન એજ,
રક્તે રક્તે ટોચે પ્હોંચે—
પામે મતલબ સ્હેજ;
જામાસ્પે ત્યાં કાલાવાલા
કીધા, "ખુદાતાલા આલા!
પી ઝેરી દુઃખાળા પ્યાલા
થયો હું આજેજ:
મોત મને તું દઇ દે હાસે!"
ઓ ઇરાન! ઓ ઈરાન!
અહુરા એને ઉંચકી ત્યાં લે:
ઓ ઇરાન! ઓ ઇરાન! ૪૦

વાએજેહાં સ્હાજાદી પડી
એકલ નિરાધાર,
અશ્રુતણાં દરીયાવો રડી એ
ધ્રૂસકે ધ્રૂસકે ત્યાર;
દાદારની સ્હાય ચાહી
દિલ તણી લાલી માંહી,
માંગી એણે રાહ ત્યાંઇ
પ્હાડને મોઝાર:
"ફાટ તું, અલ્બુર્ઝ! રે જા ફાટી,
ઓ ઇરાન! ઓ ઇરાન!
પેટાંમાં દે મુજને દાટી!
ઓ ઇરાન! ઓ ઇરાન!" ૪૧

વિનંતિ એની સુણે યઝદાં,
ફાટયો કોહ 'ધડાક !'
એકજ પળમાં ગર્ક ગયો ત્યાં
સા સા ની ચે રા ગ !
પ્હાડો રડયા, ઝાડો રડયાં,
ચૌદ તો બ્રહ્માંડો રડયાં,
વાયુ પાડી રાડો રડયા,
ર ડયાં અ ફ લા ક !
છેલ્લું શાહી કિરણ બુઝાયું:
ઓ ઇરાન ! ઓ ઇરાન !
અવળે પાસે વતન ગુમાયું:
ઓ ઇરાન ! ઓ ઇરાન ! ૪૨



## ઇરાનશાહ

રાગ **ઝીંઝોટી**: તાલ **લાવણી**

નમું નમું આતશબ્હેરામ,
હો તમને લાખ સલામ !
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિતનિત સુબ્હો શામ !—ટેક.

એક લાખની પારસીઓની વસ્તી,
તમ અમાપ પ્રતાપે આજ લગી છે હસ્તી,
તમ રક્ષા કાજે દીઠી બહુ તંગદસ્તી—
બહુ ભટકયા ઠામે ઠામ,
હાંરે બહુ ભટકયા ઠામે ઠામ:
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિતનિત સુબ્હો શામ !—નમું૦

ઇરાનશાહ ! તમ નૂર તણા ઝલકારે,
સહુ સંકટ વિપત વહી ગયાં નિજ વારે,
તમ આશિષ કેરા અજબ ગજબ પમરાતે
કીધું અમર પારસી નામ,
હાંરે કીધું અમર પારસી નામ:
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિતનિત સુબ્હો શામ !—નમું૦

જ્યાં યઝદેજર્દનું રાજપાટ ગુમાયું,
જ્યાં અરબી તેગે ખૂન ખૂન રેડાયું,
ત્યાં ઇરાનશાહનું રક્ષણ હૈયે ધાર્યું-
એક થયા સહુ ખાસો આમ,
હાંરે એક થયા સહુ ખાસો આમ:
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિતનિત સુબ્હો શામ !—નમું૦

ખુરાસાનથી આવ્યા હોરમઝદ બંદર,
પરેશાન થઇ ભાગ્યા દ્વીવની અંદર,
ત્યાં રહ્યાજ વર્ષો ચાર અને વળી પંદરઃ
કીધી હાય હાય અવિરામ,
હાંરે કીધી હાય હાય અવિરામઃ
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિતનિત સુબ્હો શામ !—નમું૦

રે કિસમકિસમના સિતમ રહ્યા બહુ વેઠી,
વળી ધરતી કયાં પણ ઠાર ન દે રહેજેથી,
ઝડી આફત કેરી વરસી રહી આભેથી,
નહી હાર્યા કોઇ પણ હામ,
હાંરે નહી હાર્યા કોઇ પણ હામઃ
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિત નિત સુબ્હો શામ !—નમું૦

ભલે આજ રહ્યું તમ તખ્ત ઉદવાડા સ્થાને,
તમ કિરણુ કિરણુ તો ઝબકે પ્રાણે પ્રાણે,
ભલે વસે ભક્ત તમ દૂર દૂર ઠેકાણે—
તમ છાયા સૌપર મુદામ !
હાંરે તમ છાયા સૌપર મુદામ:
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિતનિત સુબ્હો શામ !—નમું૦

ઠેઠ ગગન સૂધી ભડભડતી રહો તમ જવાલા,
બનો ખંડ ખંડ નિશદિન એથી ઉજિયાળા,
ગણી તાજવર નમીશું અદના ને આલા,
દઈ જીવનાં મોઘાં દામ,
હાંરે દઈ જીવનાં મોઘાં દામ:
વધુ વધુ ઝળતું રહો તમ ખોરેહ નિતનિત સુબ્હો શામ !—નમું૦



# દૂધમાં સાકર

## શિખરિણી વૃત્ત

ઇરાની જહાજે સૌ સજનપુરી કિનાર ઉતર્યાં,
સુણે જાદી રાણા પરવતનીએ લંગર કર્યાં;
પૂછે ઉમ્રાઓને, "સબળ દળ આવ્યુંજ કહીંથી ?
સજી અસ્ત્રોશસ્ત્રો ઉમીદ ધરી હલ્લાતણી નથી ?"
વદી એવા શબ્દો સુલહદૂતને પારસી પ્રતિ
ત્વરિતે પાઠવ્યો, છળછળ ઘડાને જ દૂધથી
ભરીને તે સાથે નવ વળી કંઈ કે'ણુ કહીને;
ગયો એલ્ચી ત્યાંથી લઇ દૂધઘડો કષ્ટ સહીને:
પહોંચ્યો તે જ્યારે વતનવિખુટા લોક સમિપે,
ઘડો દીધો કૂહેતાં, "મમ ભૂપતિ જેથી જગ દીપે
તમારે કાજે આ છળછળ થતું પાત્ર દઈ દે—
કહે છે કે જગ્યા જરીય તમ માટે ન અહીં છે:
વિદેશીઓ કાજે તલતસુ સ્થળે ફાજલ નથી,
પૂરો વસ્યાં શ્હેરો, દિલગીર તમો કાજ છું અતિ !"
સુણી નૈર્યોસંગે શકર ઘટમાં નાખી તુરતે
દીધો સંદેશો કે: "દૂધશકર શા રૂહેશું શરતે !"
વિલોકી આ બુદ્ધિ નગરપતિ ખૂશી બહુ થયા,
અને ઇરાનીઓ શરત સહુ પાળી તહીં રહ્યા;
ભળી દૂધે જ્યાં સાકર ઉભય ઐકયે મળી ગયાં,
અને સાથે સાથે સુખદુઃખ સહ્યાં ભિન્ન, ન થયાં !



# સંજાણના જાદીરાણાને સંભળાવવામાં આવેલા સોળ સંસ્કૃત શ્લોક

---

सूर्यं ध्यायंती ये वै हुतवहमनिलं भूमिमाकाशमाद्यं
तोयं संपंचतत्त्वं त्रिभुवनसदनं न्यासमंत्रैस्त्रिसध्यं ।
श्री होर्मिज्दं सुरेशं बहुगुणगरिमाणं तमेवं कृपालुं
गौरा धीरा: सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीका: ॥ १

स्नाने ध्याने सुपाठे हुतवहहवने प्राशने मौल्यमौत्रे
शास्त्रोक्तं सप्तमौनं निदधति नृवरा: सर्वदा सर्वदा न: ।
नानाधूपै: सुपुष्पैर्वरफलबहुलै: पूजयंतीह धेनौ
गौरा धीरा: सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीका: ॥ २

रम्यंवस्त्रं पवित्रं कवचगुणमयं कंचुकं नित्यमंगे
युक्तामूर्णासकुश्तीमहिमुखसमताबंधनां चैव कट्यां ।
मूर्धानं वस्त्रगुप्तं पटयुगलतले रक्षणं कुर्वतो ये
गौरा धीरा: सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीका: ॥ ३

यन्मांगल्ये विवाहे कथितशुभदिने सुस्वरं गीतवाद्यं
श्रीखण्डं चंदनाद्यं वपुषि युवतयो धारयन्तीह येषां ।
स्वाचाराचे पवित्रा बहुगुणनिधयो रम्य शास्त्रार्थयुक्ता:
गौरा धीरा: सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीका: ॥ ४

येषां गेहे सुरम्यं मधुररसमयं चान्नदानादि नित्यं
कासारं कूपवापीजलपुलरचनं दानमेभि: प्रकारै: ।
वस्त्राद्यं द्रव्यदानं ददति गुणवतां सर्वदा याचकानां
गौरा धीरा: सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीका: ॥ ५

## તેમના કવિતાનુવાદ સાથે

---

### સ્રગ્ધરા વૃત્ત

સૂર્યોપાસી અમે સૌ જલઅનલહવાભૂમિઆકાશ પાંચે
તત્ત્વોને પૂજનારા ત્રણ વખત દિને ન્યાસ મંત્ર ઉચ્ચારી:
શ્રી હોર્મઝ્દા પ્રભુ જે ગુણનિધિ કરીએ એની સ્તુતિ જ સાચે,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧

સ્નાને ધ્યાને સુપાઠે વળી હુતહવને ભોજને હાજતે જે
સત્શાસ્ત્રોક્તિ પ્રમાણે મુનિવ્રત ધરતા સાત વેળા જ હોય;
નાના ધૂપે સુપુષ્પે પૂજનજ કરીએ, ધેનુને, વન્દીએ જે,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૨

સુદ્રાનામે સુવસ્ત્રે કવચગુણભર્યાં ઢાંકીએ આ તનુને,
છેડા કુસ્તીતણા છે અહિમુખસરખા ઉનવણ્યા સુરહોય;
રાખીએ શીર ઢાંક્યું પટયુગલ તળે, ના કદાપિ ઉઘાડું,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૩

જેઓનાં રમ્યસ્થાને અતિ શુભ સમયે વાદ્ય ને ગીત સુણો,
સુગંધીથી ભરી દે નિજ વપુ સઘળું નારી જે ચિત્ત મોહે;
ક્રિયાઓ એ કરે છે પૃથક પૃથક જે ધર્મ જે કહે સલુણો,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૪

પકવાન્નોનું સદાવ્રત્ ઘર ઘર કરીને નિત્ય હર્ષે ફૂલાતા,
કાસારો કૂપ વાવો જળપૂલરચના દાનતણા વીરો એ;
વસ્ત્રો ને દ્રવ્ય દેવે કદિ નવ ડરતા કર્ણ સમા સુદાતા,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૫

याद्दग् हर्षो विषाद: सुखमसुखमहोज्ञानमौने च याद्दक्
धर्माधर्मों च याद्दग् विमलकुलक्षतौ याद्दगारोग्यरोगौ।
उर्ध्वाधस्तौ च याद्दग् द्युतितिमिरमयौ सृष्टिसंहारकारौ
येषामुक्तो मते द्वौ निरविधिपुरुषो ते वयं पारसीका: ॥ ६

गोमूत्रैर्मंत्रपूते: शिरवदनमिता: स्त्रीपय:पान शुद्धा:
बाह्यंतस्नानमुक्तं तदनुपरिवृता मध्यदेशे च मुद्रा।
मुद्राबाह्यं न निद्रा जपनवमनसा स्वादुपूजादि कार्यं
येषां मार्गे हि तत्वं सततमभअनं ते वयं पारसीका: ॥ ७

काष्टै: षट्मासशुष्कैरगुरुमलयजै: काष्टकर्पूरधूपै:
होम: स्यात् पंचकालं प्रतिदिनमुदितैरक्षरैर्मंत्रयुक्तै:।
निर्वाणाग्निस्तु सूर्यावृतघनरुचिरैर्नो युगांतेपि येषां
सत्यन्याये: कुनिष्टा न च युवतिरतास्ते वयं पारसीका: ॥ ८

येषामेवांगना या ऋतुसमयदिना: सप्तरात्रौ भवेयु:
पूता: सूताश्चमासे प्रसवनसमयाद् देह शुद्धास्तथैव।
रम्याचारेण गौरा नवकनकनिभा वीर्यवन्त्यौ बलिष्ठा:
पूतात्मानोपि नित्यं विकसितवदनास्ते वयं पारसीका: ॥ ९

वेश्यास्त्रिभिर्न संग: पितृषु शुचिमुखं श्राद्धमग्निश्चधेयो
नो मासं यज्ञबाह्यं स्वपिति महिधराशय्यहो पुष्पनारी।
वैवाह्यं लग्नशुद्धिर्न हि भवति शुचिर्भर्तृहीनापुरंध्री
येषांमाचार एवं प्रतिदिनमुदितास्ते वयं पारसीका: ॥ १०

चत्वारिंशद्दिनानि पचरति न वधु: पाककार्ये प्रसूता
मौनाद्यस्वल्पनिद्रा जपनविधिरता स्नान सूर्यार्चनेषु।
ध्यायंते चैव नित्यं मरुदनलधरातोयचंद्रार्कयज्दान्
येषां वर्णे विदीना: सततमभियतास्ते वयं पारसीका: ॥ ११

જેઓ છે જાણનારા કુળઅકુળ અને જ્ઞાન અજ્ઞાન સાથે,
ધર્માધર્મો વિષાદો, હરખ સુખ દુઃખો, રોગ આરોગ્ય માટે,
હરતી ને નીરિત કેરાં દ્યુતિતિમિરતણાં દિવ્ય પ્રયોજનો ય;
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૬

સ્તુતિસ્તોત્રોપ્રભાવે વિમલ કરી દઈ મૂત્ર ગૌમાત કેરૂં,
ધર્માદેશો પ્રમાણે નિજ વપુ સઘળું તે વડે સાફ ધોય;
કુશ્તી જે બાંધનારા નિશદિન ભણતા માંથ્રનામું અનેરૂં;
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૭

ષટ્માસી શુષ્ક કાષ્ટો, સુખડ અગર ને કર્પૂર ધૂપ બાળી
દિને જે પાંચવેળા પ્રભુસ્તુતિ કરતા, અગ્નિ ભલો ન કોય
બૂઝાવા દે કદાપિ સૂરધનબળથી, ત્યાજ્ય ત્રિયા પરાઈ;
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૮

ઋતુપ્રાપ્તિપ્રસંગે સહુથી અલગ રૂહે સાત રાત્રી તમામે
નારી જાતિ અમારી, પ્રસવસમયમાં દિન ચાલીસ ગાળે—
વિચારાચાર રૂડા, કુલીન મુદિત એ સામર્થ્યવાન હોય;
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૯

ત્યાગે વારાંગનાને, ક્વવિ યજી રહે શ્રાદ્ધક્રિયા કરીને,
જેઓ તો વિધવાને અપશુકન ગણે, વ્હેમ ધારે ઘણોય;
જેઓ વિવાહ કાજે શુભ શુકન જુએ ભાવિ દુઃખે ડરીને,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧૦

જેની સ્ત્રીઓ ન રાંધે શિશુપ્રસવ પછી દિન ચાલીસ સૂધી,
કીધા સ્નાનો પછી જે દિનકરસ્તવને મોદ માણે સદાય;
જેઓ હંમેશ પૂજે પવન જળ અને ધર્તી અગ્નિ શશાંક,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧૧

पानीयं व्योम चंद्र हुतवहमनिलं भूमिमादित्यमेवं
श्री होर्मीज्दं च दातारमचलममरं चेतसा चिन्तयन्ति ।
नित्यं ये न्यासपाठं विदधति जयदं धर्मदं कामदं च
आहारे मौनमादौ तनुशुचिकरणे ते वयं पारसीकाः ॥ १२

उर्णामय्यां धृतायामतिफलबहुलां जाह्नवीस्नान तुल्यां
येषां नित्यं नराणां घनगुणरचितां हेमवर्णां च रम्यां
योगाकारां विशालां गुरुजनवचनैर्मेखलां धारयन्ति
शास्त्रोक्तैः श्रोणिदेशेऽहतकवचमिदं ते वयं पारसीकाः ॥ १३

प्रायश्चितं पवित्रं पशुमपि सहसा हंति चेत्पंचगव्यं
गोमूत्रं स्नानपूर्वं घनतरदिवसैः शुद्धिरेवं मनोज्ञा ।
नित्यं नित्यं गुरूणां सुवचनकरणं कल्मषक्षालनार्थं
येषांमाचार एवं प्रतिदिनमुदितास्ते वयं पारसीकाः ॥ १४

पूर्वाचार्य प्रबंधैर्विरचितरुचिरै र्मोक्षमार्ग प्रदातैः
संस्कारैः संस्थितानां विकसितविधिना कथ्यते व्योम दार्वं ।
सर्वेषां च त्रयाणां दहनवसुमतिभास्कराणां च पूजा
शुद्धे रम्या ये एवं प्रगदितमहिमास्ते वयं पारसीकाः ॥ १५

श्री होर्मिज्दमुखं सकलविजयकृत्पुत्रापौत्रादिवृध्यै
दाता श्री आतशोयं स भवतु भवतां पापनाशाय नित्यं ।
श्री सूर्यः स्वानुकूलो बहुतरफलदा न्यासजाप्याय पंच
हे सर्वे पारसीका असुरविजयिनो यांतु मान्यं च नित्यं ॥ १६



પાણી આકાશ પૂજે અનલ શશિ વળી ભૂમિ ને વાયુ જેઓ,
ચિંતે શ્રી હોરમઝ્દા અજર અમર જે સૃષ્ટિસ્રષ્ટા ખરો એ,
એનાથી પામીએ સૌ વિજય ધરમ એ, મૌન આહાર ટાણે;
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧૨

બાંધીએ કંમરે જે વિમળ ઉન તણી કુસ્તી જે શ્વેત દીપે,
ગંગાસ્નાને મળે જે પુનિત ફળ સહુ, પામીએ એ ક્રિયાએ;
લાંબા એ ઉર્ણતારો તણી વણી સદરા ઉપરે પ્હેરીએ એ,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧૩

જેઓને હાથ જો કો પશુ પણ સહસા માર્યું જાયે ત્યહારે,
ગૌમૂત્રસ્નાનદ્વારા તનુ પુનિત કરી પ્રાયશ્ચિતો કરે છે;
ચાલે જે પૂર્વજોનાં વચન અનુસરી નિત્ય ખુશાલ હોઇ,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧૪

આદેશો ધર્મ કેરા અતિ લલિત ઢબે ઝંદમાં છે લખાયા,
માર્ગો મુક્તિતણા જે પ્રદરશિત કર્યાં, મોક્ષ દે સર્વદા એ;
ગુરુનાં શાસનોથી કદિ નવ ફરીએ જાન જાયે ભલેને,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧૫

મૂરાંદો સૌ અમારી પ્રભુ સ્મરણવડે પાર નિત્યે પડે છે,
ફર્ઝંદોને વધારે શુચિ જ્વલન ભલો, દ્રવ્યનાં દેજ દાનો;
પાંચે તત્ત્વોની ભક્તિ નિશદિન કરીએ, દે ફળો તે ઘણેરાં,
ગોરા ધીરા સુવીરા તનમનબળિયા, એ અમો પારસીઓ. ૧૬

# ફેસાદે ફેબરવારી, ૧૮૭૪

## પુનરાવળી છંદ

અઢારસો ચુમોતેર સાલે
તેરમી ફેબરવારી કાળે
મુંબઇ મોજમજાહે મ્હાલે—
ઉગી શીળી શાંત સવાર;
પંખી ઉડે ચણવા ચારો,
આંબે કોકિલ કરે ટહુકારો,
દિવસ જશે કેવો ગોઝારો ?
કલ્પી કોણુજ શકે લગાર;
એવે 'દીન!' 'દીન!' પુકાર ઉઠયા,
પારસ વીર ! પારસ વીર !
મુસ્લીમ ધાડાં ઝનુને રૂઠયાં,
પારસ વીર ! પારસ વીર !
એવે 'દીન ! દીન !' પુકાર ઉઠયા,
મુસ્લીમ ધાડાં ઝનુને રૂઠયાં,
મસ્જીદ બંદર ઉપર લૂટયાં
પારસી ઘેરો બેશુમાર. ૧

ત્યાંથી ધસ્યાં મુસ્લીમ ઝુંડો,
અલાહીબાગે ભૂખ્યાં ભૂંડો,
ઉઠયો શોર ગજબનો ઉંડો—
કીધો ફરનીચરનો નાશ:
પવિત્ર આતશ કેબ્લો હૂતો,
ગુંડાઓના દંડે તૂટયો,

હાંડી, ઝુમ્મર ફોડયાં, લૂટયો
મોબેદોનો ગલ્લો ખાસ;
કપ્પાવાળાની અ ગી આ રી,
પારસ વીર ! પારસ વીર !
એ પર ટોળે નજર ઉતારી,
પારસ વીર ! પારસ વીર !
કપ્પાવાળાની અગીઆરી,
એ પર ટોળે નજર ઉતારી,
ત્યાં તો મારજ ખાધો ભારી,
નાઠા અંતે નાસિપાસ ! ૨

ત્યાંથી ધાયા ગુંડા કાળા
અગીયારીમાં મે વા વા ળા,
ગાળો દેતા, કરતા ચાળા,
આતશને પણ કીધા અવાવઃ
ઝંદ કિતાબો નાખી ફાડી,
સહુ વસ્તુને ઇજા પુગાડી,
લૂટ ચલાવી ખૂબ ઉંધાડી,
મવાલીનો ઉલટયો દરીઆવ;
એશબરનરની દરેમહેરે,
પારસ વીર ! પારસ વીર !
ઉશ્કેરાયા મુસ્લીમ કેરે,
પારસ વીર ! પારસ વીર !
એ શ બ ર ન ર ની દ રે મ હે રે,
ઉ શ્કે રા યા મુ સ્લી મ કે રે,
કયાની બહુ લોહીજ જ્યાં પ્રેરે,
તૂટી પડે વીર બેઅટકાવ ! ૩

એવે પોલીસ ફોજે આવી
ઓગણત્રીસ જણને બંધાવી
ચોકી ઉપર સત્વર લાવી,
હુલ્લડ ઝટ શમ્યું તે સ્થાન;
જ્યાં જ્યાં પારસી વસ્તીવાડી,
ત્યાં ટંટાએ લ્હાય ઉઠાડી,
આફત ઝડી વરસી નભ ફાડી
પારસ શિરે તે દર્મ્યાન !

બીજે દિન પણ આવ્યા ગુંડા,
પારસ વીર ! પારસ વીર !
ખેતવાડી ભૂરપારા ભૂંડા,
પારસ વીર ! પારસ વીર !

બીજે દિન પણ આવ્યા ગુંડા
ખેતવાડી ભૂરપારા ભૂંડા,
સ્વાગતરૂપે ખુબજ છુંદ્યા
પારસીજાયાએ બળવાન ! ૪

ભીંડીબજારથી ચંદનવાડી
હુલકું પાડે લોક અનાડી,
સીદી અરબો ભવનો ફાડી
વસ્તુ કરતા વેરવિખેર;
પારસીઓ સંખ્યામાં ઓછા,
પણ શૂરાતનમાં નહી પોચા,
માર ઝબર મારીને લોચા
કાઢે રિપુઓના ચોમેર;
ફરામજી ઇન્સ્પેક્ટર શૂરો—
પારસ વીર ! પારસ વીર !

એકલ તો પણ પડતો પૂરો,
પારસ વીર ! પારસ વીર !
ફ્રામજી ઇન્સ્પેક્ટર શૂરો,
એકલ તો પણ પડતો પૂરો,
એવા તો કચકંઈ બહાદુરો
તોફાનીને કરતા જેર. ૫

૧૫ મી ને આદિતવારે
બે મુસ્લીમ જનાજા જ્યારે
પ્હોંચ્યા સોનાપુરને દ્વારે,
'હા–હો'ના ઉઠ્યા પ્રતિઘોષ:
પાંચસો ઇસ્લામી પા'દસ્તે
ગૂગા કરતા ચાલે રસ્તે
બાંબુ સોટા ધરી નિજ હસ્તે,
દિલમાં તો કીનાનો જોશ:
એવે ત્યાંથી દીઠો જાતો
પારસ વીર ! પારસ વીર !
એકલડોકલ ને ગભરાતો,
પારસ વીર ! પારસ વીર !
એવે ત્યાંથી દીઠો જાતો,
એકલડોકલ ને ગભરાતો;
તૂટી પડ્યા દાદાઓ ત્યાં તો
નિરાધાર ઉપર, અફસોસ ! ૬

દીઠા જવ તે નફ્ફટ નકટા,
વાપરીને નિજ સમયસૂચકતા
હિંદુ મંદિર ચરણ સબકતા
લંબાવે જરથોસ્તી વીર:

પુજારીઓએ દ્વારે વાસી
આશ્રય દીધો ત્યાં વિશ્વાસી,
બદમાશો તો ડાચું વકાસી
સમમબકમ ઉભા ત્યાં સ્થિર !
એથી ચેતી પારસી જનતા,
પારસ વીર ! પારસ વીર !
મુદ્દઇઓ ફીનેખાહ બનતા,
પારસ વીર ! પારસ વીર !
એથી ચેતી પારસી જનતા,
મુદ્દઇઓ ફીનેખાહ બનતા--
જવાન જીવ ઉભા હણહણતા
બતાવવા ઇરાની હીર ! ૭

પુગે જનાજો કબ્રસ્તાને,
લાશો દફન કીધી તે સ્થાને,
ત્યાં તો જંગતણાં ગુલબાને
ધ્રૂજી રહ્યું ઉંચું આકાશ;
સોટા કુંદાનાજ અવાજે,
ધપધપ ધપકારાના સાજે
સોનાપુરનો લત્તો ગાજે–
ખુનામરકીના ઉલ્લાસ !
ક્યાની ખમ્મીર છૂપું રહે શું ?
પારસ વીર ! પારસ વીર !
જુલ્મ અને જાસ્તી તે સહે શું ?
પારસ વીર ! પારસ વીર !
ક્યાની ખમ્મીર છૂપું રહે શું ?
જુલ્મ અને જાસ્તી તે સહે શું ?

ફિસોદખોરી સાંખી લે શું ?
તેઓમાં વર્તાવે ત્રાસ. ૮

દયા કહે "એને તો છોડો !"
ફરજ કહે "એનું શિર ફોડો !"
ધરમ કહે "પાખંડ વખોડો !"
ઘૂમી રહ્યા વીરો ચોમેર;
પોશાગીરો પડયાજ ઠંડા,
નીચા નમ્યા તેના દંડા,
'હાય !' કરી ઉદ્‌ગારે સંધા—
ઉલ્કાપાત શમ્યો આખેર;
જરથોસ્તીએ હાથ બતાવ્યો,
પારસ વીર ! પારસ વીર !
મવાલીઓને પાઠ શિખાવ્યો,
પારસ વીર ! પારસ વીર !
જરથોસ્તીએ હાથ બતાવ્યો,
મવાલીઓને પાઠ શિખાવ્યો,
દાદાગીરી દોર દબાવ્યો—
હસી રહ્યું ફરી મુંબઈ શ્હેર ! ૯

પુલીસ કમિશ્નર સૂટર આવ્યો,
સિપાઇઓ પણ ઝાઝા લાવ્યો,
ઝાલી લેવા ગુંડા ફાવ્યો,
પારસીઓએ દીધી સ્હાય;
સૂટરે ત્યાં તો કીધી બડબડ,
"પારસીએ જ જગાવી ગડબડ!"
તરતજ રાણીનાથી* તડફડ
સામો ઉત્તર ત્યાં દેવાય:

---

* નાનાભાઇ રૂ. રાણીના.

"અમપર ખુન્નસ રાખો શાને ?"
પારસ વીર ! પારસ વીર !
"સવાર, ઝટપટ ધરી લે આને !"
પારસ વીર ! પારસ વીર !
"અમપર ખુન્નસ રાખો શાને ?"
"સવાર, ઝટપટ ધરી લે આને !"
કહી ઉગામે દંડો જાણે
સૂટર રાણીના શિર ત્યાંય ! ૧૦

"એક જરાથોસ્તી પણ મૂવો !"
કોઈ કહે, ત્યાં ધૂંવોફૂંવો
થઈને બોલે સૂટર બુવો,
"થાઓ ભલે બધા બેજાન !"
આવું સુણી થયા દુખ્યારા,
જરથોસ્તીઓ બહુ બિચારા,
જખ્મી જનને દીધા ઉતારા
ઇસ્પીટાલો તણે મકાન;
સારી મુંબઈ ગાજી ઉઠી;
પારસ વીર ! પારસ વીર !
પારસ દુઃખે દાઝી ઉઠી;
પારસ વીર ! પારસ વીર !
સારી મુંબઇ ગાજી ઉઠી,
પારસ દુઃખે દાઝી ઉઠી,
સૂટર ઉપર ઝાંઝી ઉઠી
પચરંગી જનતા યકસાન. ૧૧

ખટલો ચઢયો ન્યાયઅદાલત,
તપાસ થઈ બહુ ઉલટપાલટ,

નિર્દોષોની બૂરી હાલત—
આસ્માની સુલ્તાની, હાય !
પ્હોંચી વળ્યા પારસી વીરા
પાર્લામેન્ટ સુધી ગંભીરા,
હૈયે હૈયે લાખો ચીરા
પડયા છતાં શેના અકળાય ?
ઇંગ્લંડે શુભ ન્યાયજ તોલ્યો;
પારસ વીર ! પારસ વીર !
થયો અન્યાય ચરણ તે રોળ્યો;
પારસ વીર ! પારમ વીર !
ઇંગ્લંડે શુભ ન્યાયજ તોલ્યો,
થયો અન્યાય ચરણ તે રોળ્યો,
ક્યાની સદયશ સફોજ ખોલ્યો—
દિગ્દિગંત કીર્તિ પથરાય ! ૧૨

"પ્રસિદ્ધ કોમો ને પયગંબર,"
પુસ્તક રચ્યું બિન આડંબર
કોઇ જરથોસ્તીએ શ્રમભર
લઇને અંગ્રેજી આધાર;
એથી નીકળ્યો રખણો ફાટી,
ચોરબજારૂ દમ ને દાટી,
ફીત્નાઅંગીઝ આંખો રાતી
કરી મચાવે હાહાકાર;
કાયરડાથી શૂરા ડરશે ?
પારસ વીર ! પારસ વીર !
ના, ના, એ તો જંગ ઉતરશે,
પારસ વીર ! પારસ વીર !

કાયરડાથી શૂરા ડરશે ?
ના, ના, એ તો જંગ ઉતરશે !
ઝગડો શાંત થયે એ ઠરશે—
ત્યાં તક જાણે નહી કરાર ! ૧૩

શાંત, નમાની, સુલેહચાહક
કોમ અમારી સંદેશવાહક
શાંતિતણી, બંધુત્વ સુગ્રાહક—
નાની તોપણ કેસરી જાત;
ધર્મ બહાને કરી બખેડો,
એને રહેજો જો છંછેડો,
આફત જાણી બૂઝી તેડો
સર ઉપર નિજનાં સાક્ષાત !
વકરાએલા સાવઝ જેવો
પારસ વીર ! પારસ વીર !
ગરજે અકેક વીરો કેવો !
પારસ વીર ! પારસ વીર !
વકરાએલા સાવઝ જેવો,
ગરજે અકેક વીરો કેવો !
મોંઘા મૂલે પ્રાણજ દેવો—
એનો એજ જીવનસિદ્ધાંત ! ૧૪



# ટાવરનો ગરબો

"મારી ગરવી ને નેકજાદ. બેટી શ્યાણી તું"—રાહ

સૌ સાંભળજો દઈ કાન, ગરબો ટાવરનો,
નરનારો જરથુશ્તીઆન, ગરબો ટાવરનો:
'રાજાબાઈ ટાવર' નામે છે
મિનારો મુંબઇ મુકામે છે,
ઉંચો આસ્માને જામે છે,
ત્યાં થઈ હોનારત હાણુ, ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૧

હતું સાલ અઢારસો એકાણું,
૨૫ મી એપ્રીલનું ટાણું,
સ્થળ ટાવર સૌનું ફરવાનું
હલમલી રહ્યું એકસાન: – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૨

બે પારસી અબળા ટાવરને
જોવા ચઢી હતી ઉપર ને
લે ફાંદામાં તેમનાં સરને
જમરાજા તે દર્મ્યાન: – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૩

નામે એક બચુબાઈ
ને બીજી પીરોજા ડાહી
ઉમર વીસ અંદર અંકાઇ,
વરસી આફત ખીઝાન! – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૪

ટાવરથી પડતું નાખીને
પડ્યાં ભોંયે લાજ રાખીને,
નહી બેઠાં જબરી સાંખીને—
બેઉ સતિઓ સતની ખાણ: – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઈ કાન, ગરબો ટાવરનો. ૫

લફંગો પારસી અસલાજી
સતાવે બંનેને ઝાઝી,
પાકદામન કેરી તારાજી
કરવા મથતો શયતાન : – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૬

જ્યાં જ્યાં ફરતી તે બે અબળા
ત્યાં ત્યાં મુજી ભરતો ડગલાં,
પૂઠે ભમતો જાણી નબળાં,
એથી ત્રાસી બેઉ દિલજાન : – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૭

હતી બેઉ નણંદ ને ભોજાઈ,
એકમેક પર પ્રીતિ બંધાઈ,
સંસારે વળી સુખી થાઇ,
પણ કિસ્મત નામહેરબાન : – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૮

સાચવવા નિજની હોરમતને,
જાળવવા એકપતિવ્રતને
તૈયાર થઈ ગઇ ઝટપટ ને
માર્યો મોતનો ભૂસ્કો મહાન ! – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઈ કાન, ગરબો ટાવરનો. ૯

ફીધી જીવની જરી ના દરકારે,
ઉભી'તી એઉ યૌવનદ્વારે
શિલ રક્ષવા ત્યાંજ અને ત્યારે
પાથર્યાં બહુમૂલ પ્રાણ: – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૧૦

વૈભવને ઠોકર મારીને
મોહમાયા દિલથી ઉતારીને
ગઇ કોમગૌરવ વધારીને–
કુંળી કળીનો કચ્ચરઘાણ: – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૧૧

સારી મુંબઇમાં શોર થયો,
આ શું ઝુલ્મી દોર થયો?
ટાવર કેમ ક્રૂર નઠોર થયો?
થયો તેમનું કબ્રસ્તાન! – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૧૨

સૌ કાઢે આફ્રિનઉદ્‌ગારો,
'જે કોમમાં પાકે વીર નારો,
તેનો સદાય રોશન સિતારો!'
સૌ ગાય તેનાં ગુણગાન: – ગરબો ટાવરનો,
સૌ સાંભળજો દઇ કાન, ગરબો ટાવરનો. ૧૩



# પ્રાચીન ઇરાનમાં આજનું વિજ્ઞાન

રાગ: **તોડી–ત્રિતાલ**

ઇરાની લોકો જૂના વખતમાં સૌ વિદ્યાઓ જાણતા,
'સાયન્સ'ની શાખાઓમાં પણ કમાલીઅત અતિ આણતા;
"ગાથા"નો અભ્યાસ પરિચય દે છે મનવિજ્ઞાનનો [1],
ફરવરદીન યશ્ત ભાસ કરાવે રૂહાની ગેહાનનો;
અષો જરાથુસ્ત નાખી ગયા છે પ્રતિકારવાદના [2] પાયને,
એ મીનોની હસ્તી દ્વારાજ પ્રગતિકરણ કરાય ને?
અહુરમઝદને પ્રકાશરૂપ ને પ્રેમરૂપે ઓળખાવતાં,
ગહન ફિલસુફીનાં બીજ વાવ્યાં નબીએ બુદ્ધિભાવતાં:
નવા નવા ધર્માંકૂર ફૂટયા પછીથી એ બીજ માંહ્યથી [3];
જૂને ચીલે ચાલી તેઓ બચ્યા અધોગતિ ખાઇથી;
સુધરેલું જે નીતિશાસ્ત્ર [4] જૂનું એ બિલ્કુલ છે,
'હુમત–હુખ્ત–હવશ્ત' એવાં ઉંડાં એનાં મૂળ છે.
અષો જરાથુસ્તે વળી ઘડયા ધારાધોરણ કાયદા,
જેનું અનુસરણ કરવે આજે પામીએ અમ ફાયદા;
શાહ હુશંગે આતશ લોખંડ એની કીધી શોધ જો,
તેહમૂરસથી વણાટકામનો દુનિયા શીખી બોધ જો;
સોનું રૂપું અને જવાહીર ખોદાયાં જમશેદથી,
વાકેફ કીધી જગને એણે વહાણબનાવતભેદથી:
રસ્તા કીધા, શેરડી ઉગાડી, શોધ્યો વળી શરાબ જો,
સઉથી પહેલાં વિમાન લઈ એ ઉડયો જયમ ઓકાબ જો!

---

1. Psychology. 2. Law of Universal Polarism.
3. Christian and Muhammadan. 4. Ethics.

અસુરજનને[૫] તાળે કરીને લેખનવિદ્યા મેળવી,
ચાર વર્ગમાં વહેંચી દઇને રૈયતને પણ કેળવી:
સોળ પ્રકારના આતશકેરું શિક્ષણ મળતું ધર્મમાં,
આ જમાનાની કાર્યશક્તિનો[૬] સ્ફોટ કીધો છે મર્મમાં:
અવકાશનો જે સુક્ષ્મવાયુ[૭] જાણો 'મિથ્ર' નામથી,
આધુનિક જે પ્રકાશવિદ્યા[૮] ખુરશેદ યસ્તે જામતી;
અવાજભૂજણી કેરી અસર છે 'માંથ્ર'તણા લલકારમાં,
'છાલોપાલો—વ્હાડકાપ, લે અર્દીબહેસ્ત ઉપચારમાં.
સીમીઆ–કીમીઆ[૯] હુન્નરમાં પણ પ્રવિણ લોક ઇરાનમાં,
"નામાઓ" જો વાંચો, સમજી શકશો વિગત સાનમાં;
દરદ તણાં જંતુઓ વિષે વંદીદાદ ખહુ સ્પષ્ટ છે,
'દરૂજ નસુશ'[૧૦] જે અણુદીઠ રહીને દેતું જનને કષ્ટ છે;
ગોળ જ છે આ પૃથ્વી ફરતી–'ગાથા'માં કહેવાયલું,
પૃથ્વીનું ભૂપૃષ્ઠરૂપાંતર[૧૧] જમશેદથી નોંધાયલું:
ખગોળ અને જ્યોતિષવિદ્યામાં ઇરાનીઓ નિષ્ણાત છે,
'બુન્દેહેશ' શા પહેલ્વી ગ્રંથો સાક્ષીઓ હૈયાત છે!
તીર યસ્તમાં વાયુચક્રશાસ્ત્ર[૧૨] છે સમજાવિયું,
ખેતીનો ઉદ્યમ કરવા તો ઠેરઠેર ફરમાવિયું;
ખન્દક[૧૩] ખોદી લડાઇ લડવા શીખ્યા સઉ ગુરગીનથી,
દારૂગોળાનો પણ ઉપયોગ ચાલુ કર્યાની દિનથી;
ઝાડપાન વિજ્ઞાનમાં[૧૪] પણ આગળ પડતા લોક એ,
'હોમ' તણા પાળાની ખુબી જાણે અમૃતઔષધ એ;
શિલ્પ અને સ્થાપત્ય[૧૫] મહીં વળી વર્ચસ્વ ઇરાનનું,
મહેલતણું બસ કામજ જુઓ દારા કુરૂશ મહાનનું;

5. Assyro-Babylonians. 6. Energy. 7. Ether in Space. 8. Optics. 9. Alchemy. 10. Germ-Theory. 11. Geological changes. 12. Meteorology. 13. Trenches. 14. Botany. 15. Sculpture and Architecture.

માની જેવા ચિતારાઓ દુનિયામાં અજોડ રે,
શૂરા સાસાનીઓ સાંખે સંગીતમાં નહી ખોડ રે;
સુવેઝની જે નહેર પહેલી ડરાયસે ખોદાવી'તી,
હરેક વિદ્યા-હુન્નરમાં અમ ઇરાન ભૂમિ ફાવી'તી:
રશિયા કેરાં સામ્યવાદ[૧૬] પર મઝદકનો આભાર છે,
ઇરાનનાં કૌશલ્યકળાનો ટુંકો આ ચિતાર છે !



## આ શાં તુજ અંધેર?

### લાવણી

આ શાં તુજ અંધેર, ખુદાવિંદ ?
અજબ ગજબ તુજ લ્હેર !—ટેક.
જમશિદ જેવા સૂફી સંતે
પ્રસરાવી તુજ દીન દિગંતે,
સુંદર-કુશ્તી દીધી ખંતે:
ઝુહાક જંઝીરે એને કાં જકડાવ્યો આખેર?—ખુદાવિંદ !૦

ફરેદુનની આશ અધુરી,
સિઆવક્ષ પર ખૂની છૂરી,
કયખુસરોની હાલત ભૂરી:[૧]
કરસેવજ ને પશંગપુતને સપડાવ્યા બહુ દેર ![૨]—ખુદાવિંદ !૦

---

16. Socialism.

૧ કયખુસરોએ રાજ્ય તો લાંબો વખત કીધું, પણ તુરાનીઓ સાથેના ઝઘડાને લીધે એઓ શાંતિથી રાજ્ય કરી શક્યા નહી.

૨ કરસેવજ અને અફરાસીઆબ એ બે ભાઇઓએ બહુ બહુ ખુનરેજી કરવા છતાં ખુદાઇ સજા એમના ઉપર બહુ મોડી આવી પડી.

અમને તેં પયગંબર આપ્યો,
અંધારાંમાં પ્રકાશ સ્થાપ્યો,
તુર તલ્વારે છેવટ કાપ્યો:[3]
પવિત્ર પ્રેમી તુજ ભક્તોપર રાખે કૈં તું વેર ?—ખુદાવિંદ !૦

હખામની વીરો જવ થાકયા,
સાસાની શૂરાઓ પાકયા,
સત્તાનાં બીજ દશદિશ નાંખ્યાં:
યોગી યઝદેજર્દ જિગરમાં સરકાવી સમશેર ?—ખુદાવિંદ !૦

બાગબગીચા મહેલ મિનારા,
ફળદાયક ચારેવ કિનારા,
હતા ફિરસ્તાના જ ઉતારા :
બહેસ્ત સમા અમ ઇરાન વતનમાં ખડકાવ્યાં ખંડેર?—ખુદાવિંદ!૦

વિદ્યાદેવીનો જ્યાં વાસો,
ધર્મતણા ઉંચા અભિલાષો,
લલિતકળાના[4] પૂર્ણ વિકાસો:
અરબ લૂટારા લાવી દઇને કીધો કાળો કેર !—ખુદાવિંદ !૦

હસી રહી'તી જ્યાં આબાદી,
જળમાં થળમાં પુરી આઝાદી,
ત્યાં તેં પથરાવી નાશાદી:
મીઠા મધ અમ અમૃતપ્યાલે શાને નાખ્યાં ઝેર ?—ખુદાવિંદ !૦

---

૩ તુરબરાતુરને હાથે જરથોશ્તનો અંત આવતે નહી તો રસ્તાખેઝ થઇ શકતે નહી.

૪ લલિતકળા ( Fine Arts ): કાવ્ય, ચિત્રકળા, સંગીત, શિલ્પ-શાસ્ત્ર અને સ્થાપત્ય.

નૂરી કૈખશ્રા રક્ષણ કાજે,
છોડાવી અમ તખ્તો તાજે,
ભટકાવ્યા તેં ભીક્ષુસા જેઃ
આખર અહીં ઠેકાણે પાડયા–મોટી તુજની મ્હેર!—ખુદાવિંદ !૦

અમમાં પેસી ગઇ ફિરયારી,
ઉતરી ગઇ છે સૌ દીનદારી,
કોમ અમારી લે તું ઉગારીઃ
વખત બૂરો છે: સાત સાંધતાં તૂટે તારો તેર !—ખુદાવિંદ !૦

અજબ ગજબ તુજ લ્હેર, ખુદાવિંદ!
આ શાં તુજ અંધેર, ખુદાવિંદ ?



## ઇરાની બાનુઓનો ગરબો

**ગઝલ–સારંગ**

"સાંભળો પારસી બાનુ, તમને મારૂં આ ફરમાન છે"—**રાહ**

પાક ઇરાની બાનુઓનાં કામો કરીએ યાદ જો,
આપણાં પણ એથી થશે તન ને મન દિલશાદ જોઃ —ટેક.

ફરરોખ ફરેદૂનની માતા ફ્રાનક જેનું નામ જો,
આતબીન ભરથાર હતો એનો પાદશાહજાદ જોઃ —પાક૦

જાલેમ ઝોહાક ત્રાસથી એ જંગલ જંગલ ભટકી જો,
ફેદૂન જ્યારે રાજા થયો પામી મનમુરાદ જોઃ —પાક૦

રોદાબેએ જાલ કાજે ખેંચી બહુ બહુ સખ્તી જો,
તો પણ નિજ પ્યારાથી એનો ચળ્યો ન એતેકાદ જોઃ —પાક૦

રૂસ્તમ-તહેમીનાની હંસ-હંસી જોડ મશહૂર છે,
સોરાબમોતનાં ઘાવે થયો તેહમીજીવ બરબાદ જો: —પાક૦
રૂસ્તમની બે સુંદર અને બહાદૂર બેટી જાણજો—
બાનુ ગુશસ્પ, જરબાનુ નરશેરની ઓલાદ જો: —પાક૦
સિઆવક્ષની ફરંગીઝ તો પતિવ્રતઆદર્શ છે,
બેટી દૂર સમાની ત્યારે બાપ બેબુન્યાદ જો: —પાક૦
જફા પાડી અફ્રાસિઆબે ફરંગીઝ પર તોય પણ
એ તો સદા વળગી રહી નિજ પતિ પૂજ્યપાદ જો: —પાક૦
મનીઝેહે બેજન કાજે ઉઠાવ્યા દુઃખડુંગર જો,
ભૂખે દુઃખે સબડી પણ નહી કીધી કૈં ફર્યાદ જો: —પાક૦
ગોર્દાફ્રીદની વાત કરતાં હૈયાં હરખાઇ જાય જો,
સોરાબ જેવા શૂરાને ચખાડી દીધો સ્વાદ જો: —પાક૦
પાદશાહ ગુસ્તાસ્પ એની બાનુ વીર હૂતોશી જો,
જરાથોસ્તની દીન ફેલાવવે એનો સબળ સાદ જો: —પાક૦
સાસાની અર્દેશર ઉપર પ્રેમ ગુલનારનો—
પ્રેમી કાજે સુખ તરછોડી પહેરી દુઃખની ફાંદ જો: —પાક૦
શાહપૂર બીજાને કાજે દિલઅફ્રૂઝે શું કીધું ?—
કેદથી નસાડી કીધો રાજથી પૂરદાદ જો: —પાક૦
માશુક હતી સપીનૂદ તો બહેરામે ગૂરની,
સુંદરતા તો હરતી સૌનાં અંતરનો વિષાદ જો: —પાક૦
બહેરામે ચૂબીન એની બ્હેન હતી ગૂર્દીય,
ચઢતીપડતી બેઉમાં હતી ભાઇને આશીર્વાદ જો: —પાક૦
યઝદેજર્દની બેટી ખાતૂનબાનુ જે કહેવાય છે,
અરબોની સામે ઝૂઝી નારી નેકઝાદ જો: —પાક૦
બહાદૂરી, પ્રેમ અને ખૂબસુરતી કાજ પણ
બાનુઓ ઇરાનની વખણાઇ, ના પ્રમાદ જો: —પાક૦



# "ખોરદાદ સાલ"નો મહિમા

**ખંડઝુલણાં છંદ***

રોજ ખુરદાદ ને માહ ફરવરદીને
"ખોરદાદ સાલ" નું પર્વ છે,
સહુ જરથોસ્તીનો ગર્વ છે;
કોમ ઇતિહાસમાં,
વિજયસુપ્રકાશમાં
લાવતો દિવસ ઇરાનની મર્દીને,
દીની હમદર્દીને. ૧

પાક દાદાર જાહેર થયા જેમથી
એજ શુભ દિવસ દર્મ્યાનમાં,
લાવિયા સૃષ્ટિને ભાનમાં;
ગૈયમર્દ અને
મષિ સહિત મષ્યને
હસ્તી ધારણ કરી રબ્બ સાહેબથી,
પુનિત સહુ એમથી. ૨

ખોરદાદ સાલપે જન્મ હોશંગનો,
શાહ દાનાઇનો જે હતો,
અગ્નિશોધક વળી તે હતો;
તેમૂરસ ફાવિયો,
દેવ બંધાવિયો–
સ્વારીવાહન કીધો શત્રુ નિજ જંગનો,
અહરમન તંગનો ! ૩

*આ છંદ નવો રચ્યો છે.

એજ દિ ફ્રેદૂને તાઝી ઝોહાકને
ગુરઝથી ઝટ ફૂટી નાખિયો,
જૂલ્મ તેનો નહિ સાંખિયો:
સૅલ્મ ને તૂરને,
ઇરજ બ્હાદૂરને
રાજ્ય નિજ વ્હેંચિયું ફ્રેદૂને પાક, ને
ચેતવી આગને. ૪

જાણીતું નામ છે સામ નરીમાનનું—
સામ અસ્વાર કહેવાય જે,
ગણતરી શૂરમાં થાય છે;
'કરકુએ' દેવને
મારી તત્ખેવ ને
ખુન ઉખાડિયું માઝનેદ્રાનનું—
દેવ અભિધાનનું. ૫

રોશની રોજ એ જોઇ'તી જગતની
વખ્શુરે વખ્શુરાં સાલ્રએ,
અહુરના દુન્યવી નાયએ;
દીન ફેલાવીને,
નૂર ઝલકાવીને
અમર ખ્યાતિ લીધી પ્રભુતણા ભગતની,
ત્વારિખે અગતની. ૬

શાહ કૈખુસ્રવે ફીન સ્યાવક્ષનો
ખૂની 'ફ્રાસ્યાબ ઉપર લીધો,
ઝર્બ અસિનો અતિ ઝબર દીધો;
'હફતખાની' રઢે
એજ દિવસે ચઢે

રૂસ્તમે ઝાલ માલેક જે 'રક્ષ' નો,
જા ભૂલી પક્ષનો. ૭

ઐતિહાસિક ખરે ખોરદાદ સાલ છેઃ
વર્ષનો શ્રેષ્ટતમ દિન એ,
૬૯ કરે દિન આફ્રીન એઃ
એ દિને જો કરો
'આફ્રીન' ભણતરો,
જાય સારૂં વરસ સુખી ખુશાલ છે--
નેક એ ફાલ છે!



# પહેલા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ

**વિજય છંદ**

નરવીર ખાણ,
આપું જાણ ?—
રત્નગર્ભા નવસારી દેતી હિંદને હીરા બેશુમાર,
સર જમશેદજી તેમાંના એક જન્મ્યા એ નગરીને દ્વાર:
સત્તરસેં ત્યાસીના સાલે,
પંદર જુલાઈને કાળે—
માતપિતાની દરિદ્ર ઝુંપડી ઝગમગી રહી એને ઝલકાર !
કોણે જાણ્યા વિધિના લેખ ?
બાળક લેશે કેવા ભેખ ? ૧

ઉમર બાર
થઇ તે વાર
એનાં માતપિતાએ કીધો બ્હેસ્તમુકામે નિજ નિવાસ,
બાળ નીકળ્યો મુંબઈ સફરે, રળવાના દિલે ઉલ્લાસ:
માર્ગ હતો જો કે કાંટાળો,
એકલડોકલ ને પગપાળો
ચાલ્યો એ તો હસતો રમતો, કરતો ભય સામે અટ્ટહાસ્ય !
સાશ્ચર્ય સહુ જોતાં રહેજ,
અદ્દભુત પોર્યો છેજ ખરેજ ! ૨

થોડું ક જ્ઞાન
લઈ નિદાન
મુંબઇ છોડી સાહસ કરીને લાંબી યાત્રા કીધી ચીન,
રસ્તે વાટે જોખમ જોખમ, તોફાની દરીઆનાં ફીણ:

વધુ ડર ત્યાં તો ચાંચીઆનો,
લૂટારા ક્રૂર લાંચીઆનો—
રહેજો પરવા કો'ની ન કરે છાતીવાળો ને સ્વાધીનઃ
લાંબી સફરો કીધી પાંચ,
શૂરાને તે શેની આંચ? ૩

લક્ષ્મી લાલ
થઇને ન્યાલ,
રૂ, કાપડ ને વહાણુ કેરા ધંધા ઉપર દીધું ધ્યાન,
જહાજો એનાં ફરતાં સરતાં દેશો દેશાવર દર્મ્યાનઃ
દરિદ્રનારાયણ ના ભૂલ્યા,
સદાવ્રતો બહુ ઝટઝટ ખુલ્યાં,
ત્રાંબું રૂપાંમાં બદલાયું, રૂપું થઇ ગયું સોનાદાન!
દુકાળ, આફત, રેલો, આગ
નિવારવામાં એનો ભાગ! ૪

ગાયકવાડ
પરખી નાડ
સ્વાગત એમનું કરવા મોકલે સુબાને છડીસ્વારી સાથ,
હાથી, રથ ને અશ્વ રસાલા, અમીર ઉમરાવો પુર ઠાઠઃ
બંદર કરાડી ને મટવાડે
મહાજન સઘળું પાય ઉપાડે,
સરપાવો બહુ માનો દઇને નવસારી લાવે ભલી ભાત!
ગયો હતો જે એકલ વીર,
આવે સન્માનિત રણધીર! ૫

ઘણી નિશાળ,
ઈસ્પિતાલ,
પ્રસુતિગૃહો, પૂલો, બંધો, રસ્તાઓ, અથવાનો ઝાઝ
લાખો ખરચીને બંધાવ્યાં રાખી ઉર દુખિયાંની દાઝઃ
જોદુઈ ફ્રાનસના ચમકારા
ફરી ગણાયા હાતિમ ન્યારા,
અનાથ કેરા નાથ થઇને રૂપાં દાન દીધાં સહસાજ !
અજવાળી નિજ જીવનપંથ
ગયબ થયો એ સૂફી સંત ! ૬



# પહેલા સર દીનશા પીટીટ બેરોનેટ

---

**રાગ—"ઓધવજી, સંદેશો કહેજો શ્યામને"**

પારસીઓમાં પીટીટ પનોતું ખાનદાન
વધ્યા જેનાથી ધંધા વેપાર જો;
સારાં હિંદુસ્તાને પામે માનપાન—
કોમ તણો કરાવે જયજયકાર જો! ૧.

"પીટીટ" ગણાયે નાના*, મોટાઇ પાર ના;
માણેકજીના દીકરા તે દીનશાજી જો;
પંદર રૂપરડી પરથી વધતાં વાર ના—
"દીનની સ્હાય"+ એ યાદ જીગરમાં તાજી જો! ૨.

કાર્ટર પેઢી પર જીવનનાં નાવને
દીનશાજીએ તોફાને ઝોંકાવ્યું જો;
વખત વિચારી સાધી લઇ નિજ દાવને
ધીરે ધીરે નાણું ખૂબ જમાવ્યું જો. ૩.

બાપ અને બેટાએ મીલો સ્થાપતાં
અગણિત જન રોજી પામી મલકાય જો;
ઝાઝાં ઝાડી ઝાંખર ઝુંડો કાપતાં
એઓથી જંગલમાં મંગળ થાય જો! ૪.

પરાં મુંબઇનાં ખીલ્યાં-ફૂલ્યાં-ફાલિયાં
ખાનદાને પીટીટ તણે પરતાપ જો;
વાવ કૂવા ખોદી નામો ઉજાળિયાં—
સૌ કોઇના લઇ આશિષ બનતા બાપ જો! ૫.

---

* ફ્રેંચ ભાષામાં "Petit"નો અર્થ 'નાનો' થાય છે.
+ "દીન-શાહ"="દીન-સ્હાય"='ગરીબોને મદદ' એજ એમનો મુદ્રાલેખ.

ત્રીસ વરસનાં વ્હાણાં હજી ના વાય ત્યાં
દીનશાજીની સેવા જગમશહૂર જો;
'ટેરીફ કમિટી'ના સભ્ય નિમાય ત્યાં
પંચાયતના ટ્રસ્ટી બન્યા શૂર જો! ૬.

અહમદનગરને અમીજળ પુરૂં પાડવા
ખર્ચી ઉભા એ પચ્ચીસ હજાર જો;
રોગીઓના રોગો બધા મટાડવા
ઉભી કીધી ઇસ્પિતાલ બિસ્યાર જો! ૭.

હમદીન કાજે દિલમાં ધરતા દાઝને,
સખાવતે બહાદૂર ગણે અમ કોમ જો,
છુટ્ટે હાથે દાન દીધું સમાજને—
ભેદ ન ગણતા ભોમ અને પરભોમ જો! ૮.

સરકારે દરબારે બહુ માન પામિયા,
ઈરાન શાહે પણ દીધો ઇલ્કાબ જો;
ચાલીસ લાખંનો ધરમ કરી વિરામિયા—
આજે એવા શેઠીઆ બહુ કમયાબ જો! ૯.



# શેઠ ફરામજી કાવસજી બનાજી

"શે'રનો સુબો ક્યારે આવશે?"—રાહ

ખાનદાન બનાજીનું ભાગ્યશાળી,
દીધા એણે બહુ સપુત રે:
બ્હેનો ! આજે ફરામજી શેઠનાં ગીત
ગાઇએ રે...ટેક.

માતા તો દાદીશેઠ દીકરી તે
દોલતની જાણે ક્યાં ખૂટ રે?
બ્હેનો ! આજે૦ ૧

લાડમાં ઉછર્યા ફરામજી, પણ
સ્વભાવ તો સીધો ને સાફ રે:
થોડું ભણી ધંધે લાગીઆ એ,
કીધો 'દુબાશી' દરીઆફ રે:
બ્હેનો ! આજે૦ ૨

'સુલેમાની' નામે જહાજ મોટું
ખરીદી કીધા વેપાર રે:
હીંદી રૂ ચીને ચઢાવતાં તો
મેળવ્યા લાખો હજાર રે:
બ્હેનો ! આજે૦ ૩

જાહેર જીવનમાં ઝોંકાવતાં તો
આણ્યો કંઈ નવલો જોશ રે:
સવાલો લોકકલ્યાણ કેરા
ઉપાડે સૌને સંતોષ રે:
બ્હેનો ! આજે૦ ૪

કેળવણી ઝાઝી લીધી નહી, પણ
તેનો ફેલાવો રહે ચાહી રેઃ
નારીભણતરની ઝુંબેશ જગાવી—
આજે તે રહે વખણાઇ રેઃ
બ્હેનો! આજે૦ ૫

મેડીકલ કૉલેજને સ્થાપવામાં
એમનો હતો સબળ હાથ રે;
ખેતીનો હુન્નર વધારવાને
ચળવળ ચલાવી દીન રાત રેઃ
બ્હેનો! આજે૦ ૬

પવાઇની એસ્ટેટ ખરીદી લઇને
વધાર્યા બહુ બહુ ઉદ્યોગ રે;
ઉજડ એ વનને ઉપવન બનાવી
દીધા અમૃતના ઓધ રેઃ
બ્હેનો! આજે૦ ૭

પંચાયત ઝુંફતી ને ઝાકતી'તી,
તેમાં પણ પૂર્યા નવ પ્રાણ રે;
આપખુદી ત્યાંની સઉ તોડવાને,
ઝેહમતની કીધી નહીં વાણ રે;
બ્હેનો! આજે૦ ૮

જુદ્દીન નવજોત અને લગન સામે
પણ ભીડી મજબુત બાથ રે;
'દાવર'નો ખિતાબ એ પામિયા'તા
કોમ ધરમ સેવાઓ માટ રે;
બ્હેનો! આજે૦ ૯

ધરમાતુ જીવન ગુજારતા વાંચી
દીનની કિતાબો હંમેશ રે;
આતશબહેરામ બંધાવિયું, વળી
દખમું ઈજાવ્યું વિશેષ રે:
બ્હેનો! આજે૦ ૧૦

ઝરો સખાવતનો વહી રહેતો—
ખૂટે ક્યાં એ અખેપાત્ર રે?
ડાબો ન જાણે જમણો દીએ કર—
એવો નર કોણ જ માત્ર રે!
બ્હેનો! આજે૦ ૧૧

સાલો ૮૦ પર પાંચ ગયાં ત્યાં,
જમરાજે કીધી શેતાબ રે;
બનાજી શેઠ ગુજર પામિયા ને
ઝંખવાયું જરથોસ્તી આબ રે!
બ્હેનો! આજે૦ ૧૨

સભા મળી ટાઉન હોલમાં એક
ગંજાવર કોમ પરકોમ રે;
એમનાં મરણથી શોક વ્યાપતો હા,
વ્યક્તિ વ્યક્તિ રોમ રોમ રે;
બ્હેનો! આજે૦ ૧૩

લાખેણા ગુણ એના ગાઇ સહુ દે
અંજલી ગદ્ગદ કંઠ રે;
જોગંદરે જીવન જોગવી ખરૂં,
લીધો મિનોઇ પંથ રે:
બ્હેનો! આજે૦ ૧૪

# "ખુરશેદજી બાપા"

"નાગરવેલીઓ રોપાવ"—રાગ

ભગર અન્જુમન સરદાર, ભલા ખુરશેદજી બાપા !
પારસી કોમના શણગાર, ભલા ખુરશેદજી બાપા !—ટેક.

પથરાતાં અંધારાં,
ત્યાં તેજો કીધાં ન્યારાં;
ઝળકયા 'ખુરશેદ'ના દિદાર, ભલા ખુરશેદજી બાપા !—ભગર૦

વહેમો — બુતપરસ્તી,
ને માનતાસુનતા મસ્તી
તોડી ખોલ્યાં સુખનાં દ્વાર, ભલા ખુરશેદજી બાપા !—ભગર૦

**સાખી**

નોધારા આધાર થઇ, અનાથના માબાપ;
"બાપા" બિરદ પામિયા, એથી આપોઆપ.—ભગર૦

આતશને પરઠાવી
નિજ કીર્તિ દૂર પ્રસરાવી;
તમના ગાય ગુણ નરનાર, ભલા ખુરશેદજી બાપા !—ભગર૦

ગાયકવાડ-અંગ્રેજે
કીધી તમ કદર રહેજે;
દુઃખિયાં કેરા તારણહાર, ભલા ખુરશેદજી બાપા !—ભગર૦

દોઢસો વર્ષ ગુજર્યાં,
ના તમને કોઈ વિસર્યાં;
લાખો લાખ તમ ઉપકાર, ભલા ખુરશેદજી બાપા !—ભગર૦

કોમ તણી આબાદી-
માં તમ સેવાની યાદી;
તમ તો પયગમ્બર અવતાર, ભલા ખુરશેદજી બાપા !—ભગર૦

**સાખી**

ગુણ તમારા બેશુમાર, એ તો કેમ ગણાય ?
લાખો જીભે ગાઈએ, તોપણ ના ગવાય !—ભગર૦



# પહેલા દસ્તૂર મહેરજીરાણા

### ગરબી

કે પહેલા દસ્તૂર મહેરજીરાણાજીનાં નામથી તો
નવસારી થઇ બહુ વિખ્યાત જો

કે પહેલા એ દસ્તૂરજી મશહૂર થયા હિંદમાં ને
પસરાવ્યો નિજ પમરાત જો

કે ભગર અંજુમનમાં ખાનદાન ઉંચ અને
જ્ઞાન અને ઇલમે ભરપૂર જો

કે દસ્તૂર ખાનદાને પાકિયું એ મોતી જેણે
દૂર દૂર ફેલાવ્યું નૂર જો

કે ફારસી અવસ્તા ને પહેલવી શાણી થયા
ધર્મક્રિયામાં પણ કાબેલ જો

કે પાક પરહેઝગારી અને નીતિરીતિમાં એની
જોડ કહીં જડવી મુશ્કેલ જો

કે દિલ્હીમાં અકબર બાદશાહનો ડંકો બજે
નવસારી મોગલાઇ ગામ જો

કે શાહ અકબરે દરબારે નિજ બોલાવ્યા
મોટા પંડિત નેકનામ જો

કે નવો ધરમ સ્થાપવાનો આવ્યો વિચાર એને
જેથી રહે સઘળે સંપ જો

કે સહુ ધરમમાંથી લેવાં સારાં સારાં તત્વો જેથી
કોમો વચ્ચે થાય નહીં અજંપ જો

કે જૂદા જૂદા ધરમના ઉપાધ્યાયો બોલાવીને
માન બહુ દીધાં દરબાર જો

કે જરથોસ્તી મઝહબના પ્રતિનિધિ થઈને
મહેરજીરાણા પડયા બહાર જો
કે ધરમ ધરમ તણી ફિલસુફી સમજીને
અકબર થયો તાજ્જૂબ જો
કે જરથોસ્તી દીનકેરા ભેદભરમ જાણતાં તો
બાદશાહ થયો ખુશ ખૂબ જો
કે સદરો ને કુસ્તી ત્યાં શાહને પહેરાવ્યાં
દસ્તૂરજીએ લઈને પ્રસંગ જો
કે ત્રણ દિવસ ત્રણ રાત જરથોસ્તી થઈને
અકબ્બરે કીધો ઉમંગ જો
કે કીર્તિ ફેલાઈ એથી મહેરજીરાણાતણી
આખે બધે હિંદુસ્તાન જો
કે આવી એથી અદેખાઇ પરધર્મીવાળાઓને
બળતા તે દિલમાં નિદાન જો
કે દસ્તૂરજીને હલકા પાડવાને કાજ ત્યાં
આવ્યો એક જગદ્‌ગુરૂ નામ જો
કે જાદુઇથી થાળી એણે આકાશ ચઢાવીને
અકબરને કહે "જુઓ આમ જો
કે આસમાને એક નહીં બે સુરજ કીધા મેં
દેખો એ મુજ ચમત્કાર જો"
કે વાત આવી સૂણી બાદશાહ હેરત બહુ રહ્યો
જગદ્‌ગુરૂ મલકાય તે વાર જો
કે મહેરજીરાણાએ જ્યાં વાત જાણી ઉપલી, તે
આવ્યા અકબ્બરની પાસ જો

"કે બાદશાહ સલામત રજા મને આપશે તો
રવિ બે પર પાડું પ્રકાશ જો"

કે બાદશાહે હા કહેતાં દસ્તૂરજીએ માંત્રો ભણી
ઉંચેથી ઉતારી પેલી થાળ જો

કે જાદુગર ઝંખવાણો પડી ગયો ત્યાંજ અને
માગી શાહની માફી તત્કાળ જો

કે મહેરજીરાણાનો મોજેજો આ જોઇને તો
બાદશાહ થઈ ગયા ચકિત જો

કે સૂફી અને ઋષિ જેવા પૂજ્ય પારસી ગુરૂજીને
માન દીધાં વજીફા વિત્ત જો

કે દરબાર "આફ્રીન ! આફ્રીન!" પુકારી ઉઠી
તાનસેને છેડી ગીતતાન જો

કે પારસી ધરમગુરૂ સૌ માંહી શ્રેષ્ઠ ઠર્યો
પવિત્રમાં પવિત્ર ઇન્સાન જો

કે આજ વખતથી સારી આલમે પિછાણ્યાં
દસ્તૂરજીની ગાદી કેરાં મૂલ જો

કે સદી ઉપર સદી ઉપર સદી વહી ગઇ છતાં
આંચ એને આવી ન બિલ્કૂલ જો

કે રોઝે રસ્તાખેઝ સૂધી ચાલુ રહે એ અને
નિપજાવે નામીચા દસ્તૂર જો

કે જેમનો સુવાસ ખાસ ખંડ ખંડ પસરી–પમરી
ઝલકાવે ગાદી એ જરૂર જો !



# પહેલા સર કાવસજી જેહાંગીર બૅરોનેટ

રાગ : **કાફી–હોરી**

"રેડીમની" અટક ઓળખાવે
કાવસજી જેહાંગીર ભાવે: —ટેક.

'ગોડાઉનકીપર'થી જીવનસફર તું શરૂ કરીને ફાવે,
નમનતાઇનું નીચાણુ કબૂલી હોદ્દા શોભાવે,
તુજ શક્તિભક્તિલ્હાવે :—રેડીમની૦

અફીણુ વેપારે ચીન દેશે તું યાહોમ ઝંપલાવે,
અઢળક દૌલત હાંથ કરે નિજ કિસ્મતને દાવે,
વ્યવહારકુશળ થાવે :—રેડીમની૦

ખંત, ઉદ્યોગ, પ્રમાણિકતા તુજ અજબ તરી આવે,
રાજ્યપ્રજાની સેવા કાજ રંજ ભારી ઉઠાવે—
તુજ તોલ કોઇ ના'વે :—રેડીમની૦

પૂના ઇજિનેરી કૉલેજના શ્રી ગણેશ મંડાવે,
મકતબો અને મરીઝખાના બહુ બહુ બંધાવે,
બીજ સવાબનાં વાવે:—રેડીમની૦

'તૈયાર પૈસા' રેડીમણિ બેમૂલ મૂલ અંકાવે,
"ના કહેતાં તો નાક જાય" મુદ્રાલેખ અપનાવે!
બહુ વિસ્મય ઉપજાવે!—રેડીમની૦

પરનાં આંસુ લ્હોવા તત્પર, પંડ દુઃખે ન્હાવે;
છાનું છુપું બહુ બહુ દીધું, હિસાબ ક્યાં લાવે?
સ્વર્ગ સમાય તું હાવે :—રેડીમની૦



## જમશેદજી તાતા

"માતા પાવા રે ઘેરથી નીસરીઆં, મહાકાળી રે"—**ઢાળ**

મા હુન્નરનો હીરો ગણાય છે, જમશેદ તાતા રે,
ગણો ભારતનો સાચો સપૂત, સૌ હરખાતાં રે,
મા જન્મ્યા નવસારીને ગામડે, જમશેદ તાતા રે,
ખરા ખુદાપસંદા એ દૂત, સૌ હરખાતાં રે. ૧

મા ઉમર થઈ જ્યાર એની વીસની, જમશેદ તાતા રે,
વેપાર કરવાને એ ગયા ચીન, સૌ હરખાતાં રે;
મા પિતાનો વેપાર વધારિયો, જમશેદ તાતા રે,
એમાં તન મન દઈ થયા તલ્લીન, સૌ હરખાતાં રે. ૨

મા મુંબઇમાં પાછા એ આવિયા, જમશેદ તાતા રે,
કીધો રૂનો પણ મોટો ઉદ્યોગ, સૌ હરખાતાં રે.
મા એમાં પણ નસીબે ફાવિયા, જમશેદ તાતા રે,
બેંક સ્થાપવાનો વિચાર્યો જોગ, સૌ હરખાતાં રે. ૩

મા મુંબઈ ને નાગપુરે મીલ બે, જમશેદ તાતા રે,
કાઢી દેશની ઉન્નતિને કાજ, સૌ હરખાતાં રે.
મા કાપડ ને રૂ ને કપાસના, જમશેદ તાતા રે,
તે વારે ગણાયા સરતાજ, સૌ હરખાતાં રે. ૪

મા ગરીબ હિંદી વિદ્યાર્થીઓ, જમશેદ તાત! રે,
માટે સ્કોલરશિપ કાઢી ઉદાર, સૌ હરખાતાં રે.
મા ઉત્તેજન પામીને દેશીઓ, જમશેદ તાતા રે,
ભણી ગણીને થયા હોંશિયાર, સૌ હરખાતાં રે. ૫

મા લોખંડનો ઉદ્યોગ વધારવા, જમશેદ તાતા રે,
ખાણો શોધી કઢાવી અનેક, સૌ હરખાતાં રે.
મા મધ્યસ્થળ બિહારમાં બાંધિયું, જમશેદ તાતા રે,
નામ 'જમશેદપુર' જાણે દરેક, સૌ હરખાતાં રે. ૬

મા વિજ્ઞાનની શોધખોળો કાજ પણ, જમશેદ તાતા રે,
'શોધ સંસ્થા' એક આપી ખરેજ, સૌ હરખાતાં રે.
મા મ્હૈસૂરમાં સ્થાપી વિરામિયા, જમશેદ તાતા રે,
એનું દશદિશે ફેલાયું તેજ, સૌ હરખાતાં રે. ૭

મા પાણીમાંથી કાઢી વીજળી, જમશેદ તાતા રે,
દીધી મુંબઇને બહુ સસ્તે દામ, સૌ હરખાતાં રે.
મા ચાલીસ હજાર એકર ભોંયને, જમશેદ તાતા રે,
દીએ સારૂં જળ વરસ તમામ, સૌ હરખાતાં રે. ૮

મા કેળવણી વિદ્યા હુન્નરમાં, જમશેદ તાતા રે,
કીધું ભારતીનું નામ મશહૂર, સૌ હરખાતાં રે.
મા નામ સૌને જીભે રમી રહે, "જમશેદ તાતા" રે,
એથી આપણ તો રહીશું મગરૂર, સૌ હરખાતાં રે. ૯

મા સ્થાપ્યાં હુન્નરધામ હજાર કંઈ, જમશેદ તાતા રે,
દીધી રોજી કંઇ ક્રોડોને રોજ, સૌ હરખાતાં રે.
મા આંસુથી આજે સૌ યાદ કરે, જમશેદ તાતા રે,
એની સ્વદેશભક્તિતણું ઓજ, સૌ હરખાતાં રે! ૧૦



# શેઠ કાવસજી દીનશા એડનવાળા

---

### અંજની ગીત

કાવસ દીનશા એડનવાળા
સાર્વજનિક દાને રંઢિયાળા
ટાળ્યાં વિઘ્નો અતિવ દુઃખાળાં
કોમતણાં હરવાર;

છાપાખાને કાચ ઢસરડી
જીવન શરૂઆત ત્રણ રૂપરડી
પરથી કીધી હોડો કરડી—
રહેજો ના ઉંહકાર !

પછી પિતાની પેઢી અંદર
જોડાયા, પણ એડન બંદર
ઉપર લાભ દીઠો એકંદર,
સ્ટીમર પૉઈંટ સ્થાન;

ખાતાં પર ખાતાં ત્યાં કાઢયાં,
પારસીઓને કામ લગાડયા,
બાગ ઇદનના રણે ઉઠાડયા—
મોજેજો એ મહાન !

કિતાબખાના ને અગિયારી,
વાવ કૂવા હરવા બિમારી
ઔષધઆલય દીધાં ઉતારી,
પામ્યા મૂક આશિષ;

ઈંગ્લંડના પરણાઓ શાહી
આવ્યા જ્યારે એડન માંહી,
સત્કારે કાવસજી ભાઇ
રંજ લઈ નિશદિશ;

ખુશી થયા સૌ, ભેટો દીધી,
સરકારે ઘટતી કદર કીધી,
થયા સી. આઈ. ઇ. એ ધનનિધિ–
રંકની કામ દુધાય:

ધૂળમાંથી મેળવ્યું સોનું,
ગણ્યું કુલ જરથોસ્તીઓનું;
ભાળ્યું છે એવું અહીં કોનું
દુલ્લું જીગર ક્યાંય ?

હમદીનોને પોષી પાળી,
સ્વાર્થ વિહોણું જીવન ગાળી,
ગુમ થઈ એ વ્યક્તિ વગવાળી
સૌને કરી ઉદાસ;

એવાં નરરત્નો અહીં પાકે,
દીનબંધુની ઇજ્જત રાખે,
આદર્શજીવનઅમૃત ચાખે—
ચાહું પરવર પાસ!



# શેઠ સોરાબજી શાપુરજી બંગાલી

---

**બંદ હરિગીત**

સોરાબજી બંગાલી હા,
રક્ષક, મુરબ્બી, વાલી હા,
અમ કોમના,
બહુ જોમના,
જગ્યા એવણની ખાલી, હા !
ખોયું પિતાનું છત્ર એકજ વર્ષમાં,
બન્યા ભીખાઈજી ખરાં આદર્શ મા—
" જે પણ હું છું તે માતથી, "
સોરાબ કહે પક્ષપાતથી:
"ફાલો એનો સંગીન મુજ ઉત્કર્ષમાં !"
અમર કીધું એ માત નામ, સ્કુલ એક સ્થાપીને:
હો ધન્ય એવી જનનીને ! હો ધન્ય પુત પ્રતાપીને ! ૧

લઈ કારકુની હાથમાં
જીવનતણાં પ્રભાતમાં,
દલાલ થઇ
ને ન્યાલ થઈ
પડયા સેવાની વાટમાં:
સંસાર સુધારાના એ ચુસ્ત હિમાયતી,
સ્ત્રીઓ ભણાવવા સ્થાપી એક સોસાયટી;
જ્યાં સાથ દાદાભાઇ દે,
રે, એજ તો ગવાહી દે,
કે કામ અઘરૂં કેવું-નહી તદ આઇતી !

સમાજ ને ધરમ ઉપર લખ્યા નિબંધો લેખ નેઃ
સોરાબ શૂરો જ્યાં ઘુમે જયશ્રી વરે એ નેકને ! ૨

વારસા હિસ્સાઓમાં,
પંચાયતના કિસ્સાઓમાં,
ન કાયદા,
ગેર કાયદા
જણાય સઉ દિશાઓમાં :
ધારાધોરણની ખોટ એવી ટાળવા,
જરથોસ્તીઓના હક્કને સંભાળવા,
સોરાબજી બંગાલીએ
કોમની રખવાલીએ,
કજ્યા કંકાસના મૂળોને બાળવા,
લડત કીધી બહુ વર્ષ અને આખરે પણ ફાવિયા,
"પારસી ધારામંડળ" સ્થપાવી લાભ ઉઠાવિયા. ૩

ધરમની શોધખોળમાં
સોરાબજીજ હરોળમાં :
ધંતરમંતર
કૂવા કબર,
વ્હેમોના વાવંટોળમાં
ઘસડાઈ રહી'તી કોમ ભારી વેગથી,
ચાળી લેવા મઝહબ બદીના ભેગથી:
ચક્ષુઓ અંધ આંજવા,
બુતપરસ્તી ઝાંઝવાં
ઉરાડવા ઉત્સાહ અને આવેગથી,
કોમપરવર રહેબરોએ ચાલુ કીધી મંડળી,
"રાહનુમાયે મઝદયસ્નાન" આજ પણ દે અંજલી. ૪

સ્ત્રીઓની હસ્પિતાલનો
પ્રારંભ નેક ફાલનો
બંગાલીએ
જંગાળીએ
બરપા કીધો શુભ ખ્યાલનો:
સુવાવડખાના દેશ ને પરદેશમાં,
તનતોડ શ્રમથી આણિયાં ઉજેશમાં;
ઉભા વળી એઓ ખરે
પ્રજા સેવામાં મોખરે:
લડયા એ મીલમંજૂર કાજ આવેશમાં;
"હાર્યો નથી હું—જીત્યો છું!" શબ્દો એવણના આખરી;
નિજ કોમની ને દેશની કીધી અનેરી ચાકરી. ૫



# દસ્તૂર જામાસ્પજી જામાસ્પઆશાના

રાગ : ભૈરવ-તાલ: ધુમાલી

જામાસ્પઆશા ખાનદાન એ તો વિદ્વત્તાની ખાણ રે,
"પંડિતોનું પારણું" કહીએ-એ પણ છે એકસાન રે;
કાબેલ ફાઝેલ આકેલ કામેલ રત્નો બહુ બહુ દીધાં રે,
જેના ચમકારા ઝમકારા પૂગ્યા યૂરોપ સીધા રે.
માતાનાં પેટમાંથીજ એ લોક "અલેફ-બે-તે" બોલે રે,
જન્મે લઇને કલમજ મુખમાં-બાહોશી વણતોલે રે !
એવાં જ્ઞાની કુળે દીધા જામાસ્પજી દસ્તુર રે,
ખુદાશનાસી અંતર વસતી-મુખપર મિનો નવનૂર રે;
અઢારસો ને ત્રીસનાં સાલે નવેંબર બાવીસે રે,
જોઇ રોશની દુનિયા કેરી અહુરમઝદઆશિષે રે;
ઉમર જયાર થઈ એકત્રીસની દસ્તૂરપદપર આવે રે,
ભાષણ-વાચજ ઉત્તમ કરીને પદવી એ શોભાવે રે;
"પારસી ધારામંડળ"માં લે આગળ પડતો ભાગ રે,
તનથી, મનથી, ધનથી દેતા સેવા નિજ અથાગ રે;
મઝહબના ઉંડા અભ્યાસી, જાણે ઘણી ઘણી ભાષા રે,
દસ્તાવેજ હસ્તલેખ ઉકેલી દે નવા નવા ખુલાસા રે.
સાદું માદું સાધુજીવન દસ્તૂરજી ગુજારે રે,
ભાંગ્યું વ્હાણુ જે કોમ તેની ખામી બધી સુધારે રે;
ઇલ્મી દરીએ ડૂબકી મારી કાઢે પુસ્તક-મુક્તા રે,
જાણે એટલું શીખવી દેતા-કામ મહીં અચૂકતા રે;
અનેક આતશબહેરામો ને અગીઆરી પરથાઈ રે,
દસ્તૂરજીની આગેવાની બધે બધે વખણાઇ રે;

દેશ અને પરદેશે ઘૂમ્યા એ જરથોસ્તે સાની રે,
જરાથોસ્તી જ્યોત ઝગવવા કીધી ન પાછી પાની રે.
૨૩ મે અઢારસો ને છયાસીનાં શુભ વર્ષે રે,
અંજુમન આતશબહેરામનો પાયો નાખ્યો હર્ષે રે:
શાલદોશાલા અગણિત પામ્યા–પામ્યા ભારી 'પર્સ' રે,
ઉલ્માઓમાં રવિશા શોભે દસ્તૂરજી આદર્શ રે.
યૂરોપીય 'સાવાં'ઓએ પણ દીધાં અનુપમ માન રે,
એમ. એ., પીએચ. ડી.ની. ડિગ્રીનાં દીધાં નિશાન રે;
એવું અજોડ જીવન ભોગવી થયા પૂલગુઝાર રે,
જામાસ્પજી સમ નૂરમંદ દસ્તૂર અમને દો કિર્તાર રે.



# સર શાપૂરજી ભરૂચા

મરહટ્ટા છંદ

શાપૂરજી ભરૂચા, આદર્શ ઉંચા, નામ લઇ હરખાઉં,
એ શૂરા સપુતે, જે કીધું તે, કેમજ હું વરણાઉં ?
શાહી સોદાગર, કરૂણાસાગર, કોમ તણું એ નાક,
એનું સ્મરણ કરીને, હૃદય ભરીને, આશિષ દઇએ લાખ. ૧

દારિદ્રે સડતાં, ખૂણે સબડતાં, રંક પિતા ને માત,
એવે જન્મ પામી, શાપૂર નામી, થયા જગદ્‌વિખ્યાત;
ગળી દુઃખના દરિયા, મોટા કરિયા, જનનીએજ જરૂર,
મેટ્રિક સુધી ભણતાં, શિક્ષિત બનતાં, વ્યાપ્યાં ઉત્સાહપૂર ! ૨

નોકરી કૈં લીધી, છોડી દીધી, દીઠો નવ લવ સાર,
મહત્વાકાંક્ષાએ, ઉર ઉભરાયે, સ્વાતંત્ર્યના વિચાર;
કીધી શેરદલાલી, લાગી વ્હાલી, વીસ થયાં જવ સાલ,
વધ્યા તે પળથી, નિજ કળબળથી, પહેરી વિજયમાળ. ૩

અર્થશાસ્ત્ર કેરૂં, જ્ઞાન ઉંડેરૂં, વખણાયું સર્વત્ર,
મળી રૂ વ્યાપારે, કીરતિ ભારે, લક્ષ્મી ધરતી છત્ર !
કં ક્રોડ કમાયા, દાન અપાયાં, તેનો નહી શુમાર,
ગરીબોના વાલી થઇ ભીડ ટાળી, એણે વારંવાર. ૪

ભેદો નવ જાણી, સમતા આણી, પૂજ્ય થયો નરવીર,
જનગણના પિતા, એવા દીઠા, કોઇએ ના લગીર;
પરિચય યદિ ભારી, તોયે ન્યારી, હતી એની નરમાશ,
કેવી મૃદુ વાણી, શાંત પ્રમાણી, લેશ નહી કડવાસ ! ૫

હમ્મેશાં હસ્તો, અજબ ફિરસ્તો, દેખો અન્ય ન ક્યાંય,
વસમી* સદી કેરો, દૂત અનેરો, એકલ એજ સુહાય!
બાળક શું અંતર, આર્દ્ર નિરંતર, દેખે ક્યાં પરદુઃખ?
સુણી દરિદ્રાક્રંદો, પ્રભુનો બંદો, રોય છુપાવી મુખ! ૬

બહુ સંસ્થા સ્થાપી, આંધી કાપી, ગયો સદાનો દૂર,
વિરલ ગુપ્ત દાતા, વિધવાભ્રાતા, કોમસુરબ્બી શૂર;
અગણિતનો છાંયો, મંડળપાયો, તૂટયો ક્ષણમોઝાર,
શેર બજાર રૂવે, મુંબા ખૂવે, ખરોજ તારણહાર! ૭

પરદુઃખભંજનમાં, સકળ જીવનમાં, માણી તેં તો મોજ,
તોડી જગઆરા, આંસુધારા, વહી કરે તુજ ખોજ!
ક્રૂર યમકહિયારે, મૃત્યુકુઠારે, ઉચ્છેદ્યું કલ્પદ્રુમ,
ગયો સુરસદનમાં, ગુર્જરજનમાં પડી રહી બુમાબુમ! ૮

ઓગણીસ–વીસ× સાલે, ખરે અકાળે, ૨૩ જુનને દિન,
ભારતનો હીરો, પારસી વીરો, થયો મરણઆધિન!
બહુ હૃદયો ફૂટયાં, અશ્રુયે ખૂટયાં, ખબર સુણી દુઃખદાઈ,
તુજ જોડ ન જડશે, ખોટજ પડશે, હિંદ ભૂમિની માંહ્ય! ૯



*વસમી–દુષ્ટ (વીસમી). × ૧૯૨૦

# શૂર સકલાટ

**વીરરસ છંદ**

એકાએક આકાશમાં અંધારાંના ઓઘ છાયા,
તરણિએ તાણી લ્હેર્યો બૂખો શોકછાયા તણો;
ચૌદ ચૌદ બ્રહ્માંડોમાં ધુમ્મસો છવાઇ ગયાં,
સમગ્ર સૃષ્ટિએ સજ્યો સ્વાંગ શ્યામ સાહ્યા તણો;
વારિના વહન થંભ્યાં, પાને તો પવન થંભ્યા,
પંખિઉડ્ડયન થંભ્યાં—મોહ તૂટયો કાયા તણો ?
ગ્લાનિતણી ગરતામાં ગોલોક ગરક ગયાં—
એવો તે શો મહાકોપ થયો જગરાયા તણો ?

ઓતરાતાં દિગન્તેથી ધ્રુવ શું જ્વલન્ત ખર્યો ?
સાગરોએ ઉલટીને પૃથ્વી શું ડૂબાવી દીધી ?
ધીખતો કો' જ્વાલામુખી અણધાર્યો ફાટયો કે શું ?
ધૂમકેતુલાંગૂલે શું જગ સળગાવી દીધી ?
આવ્યો શું પ્રસંગ આજે કયામતનાં જંગ તણો ?
દુર્ભાગ્યના દાનવે તો દુનિયા ડઘાવી દીધી;
પૂછી પૂછી સૌ જ પૂછે: એ શું થયું ? એ શું થયું ?
રડાપીતે—કલાપીતે વસુંધરા તાવી દીધી !

પ્રાણખગ ઉડી ગયું શૂરા સકલાટ કેરૂં,
છ દશકા દીઠા ત્યાં તો દીપક બૂઝાઈ ગયો;
પારસીનું નાક એ તો—ભારતની શાખ રૂડી,
દેશસેવા કાજે તન ધનથી ઘસાઈ ગયો;
સાઠ સૈકાતણું કાર્ય સાઠ વર્ષોમાં બજાવી,
સત્કૃત્યસુવાસ મૂકી સ્વર્ગમાં સમાઇ ગયો;

લક્ષ્મીલાલચોને એણે ફગાવીને ફેંકી દીધી,
દંભો કાપી-આપી દૈને જીવને ગવાઇ ગયો !

શૂરો સકલાટ ગયો, પૂરો કકળાટ થયો,
કૂડો અકળાટ રહ્યો શ્રમજીવી જનતામાં;
ધનતણા ઢગલાની સ્પૃહા એને ક્યારે હતી ?
મજૂરોને સાથ દૈ કહેઃ "મૂર્ખ તમે બનતા મા !
ભલે મઝદૂર હશો, દ્રવ્યથી સુદૂર હશો,
રે'શો શું જરૂર તમો સદૈવ અભણતામાં ?
મનુષ્યત્વ વીસરી જૈ મૂડીના ધનુષ્ય થશો ?
શાશ્વતજ રે'વું છે શું દીનતામાં-હીણતામાં ?"

મૂડીવાદીઓને એણે ઉગ્ર પડકાર કર્યો,
શ્રમજીવી વ્હાર કરી, ખંડખંડ ગાજી ઉઠયો:
દલિતો-પીડિતો એણે અપનાવ્યા-ઉફનાવ્યા,
પૂર્વથી પશ્ચિમ સામ્યવાદી ડંકો વાજી ઉઠયો !
શાહીવાદી મિનારાઓ કડડડ ભૂસ થયા,
સત્તાશાળી વર્ગ પાણી પાણી થઇ લાજી ઉઠયો !
ડબ્લીનથી દિલ્હી સૂધી શાપૂર સવાયો થયોઃ
એના લેખો-વ્યાખ્યાનોથી મૂડીવાદી દાઝી ઉઠયો !

નૌસારીની મટ્ટીમાંથી સત્યાગ્રહી કસ ચૂસ્યા,
આંજી નાખે એવું ચક્ષુતેજ લૂટયું તારામાંથી;
આંગ્લભૂમિમાંથી એણે સ્વાતંત્ર્યનાં સુધા પીધાં,
દિલસોજીની ઉષ્મા લીધી દુઃખના અંગારામાંથી;
ક્રાંતિકારી પુસ્તકોનાં વાંચને વકતૃત્વ ખીલ્યું,
સંતોપ એ શીખ્યો કામદાર નરદારામાંથી;
જરાથુસ્તી ધર્મમાંથી સદાચારી પાઠો ભણ્યો—
પ્રેમતણા પ્યાલા એણે પીધા પ્રભુ પ્યારામાંથી !

દબાયેલ, મુંઝાએલ, ગળાયેલ, પીસાએલ
શ્રમજીવી દુનિયામાં તેજ ચમકાવ્યું એણે;
માનવજીવન તણાં ઉંચાં ઉંડાં ધ્યેય વિષે—
સમાનતાશ્રેય વિષે બધું સમજાવ્યું એણે:
વૈતરાંની હાયમાંથી મ્હેલાતોના પાય થયા,
વિશ્વબંધુત્વનું શ્રેષ્ટ સિદ્ધાંત ઠસાવ્યું એણે:
શાણી એની વાણી સુણી પડેલાઓ ઉઠી ઉભા,
ઉઠેલા સૌ દોડયા ગયા: પાણી બતલાવ્યું એણે!

મોટા મોટા હોદ્દાઓને શાને એણે તરછોડયા?
વેઠીઆનાં ઉનાં આંસુ હાથે નિજ લ્હોવા કાજે:
અમીરો વઝીરો તણી દોસ્તીને કાં દૂર રાખી?
દરિદ્રનારાયણોનાં પા પ તા પ ધો વા કા જે:
આર્યભૂમિ ત્યાગી દૈને વિદેશે એ આથડયો કાં?
ભારત ને ઇંગ્લંડની ઐકયકડી પોવા કાજે:
ઇંદ્રાસને બેસી વીરો મુખ મલકાવી હસે,
છોડી ગયો સમાજોને શોણિતાશ્રુ રોવા કાજે!



# શેઠ કેખુશરો ન કાબરાજી

**કાવ્ય છંદ**

નવરોજીના સુત, કેખુશરો કાબરાજી;
કાર્યશક્તિ અદ્દ્ભુત, સુધારા માટે ઝાંઝી.
કારમી જે ગરીબાઈ, એમાંથી જન્મ લીધો;
એના દુઃખથી ત્રાહી, કરી ના વીરો બીધો.
નાની ઉમરથી શૉખ, લેખનકળાનો લાગ્યો;
તંત્રીપણાનો યોગ, પંદરની વયપર જાગ્યો.
'પારસીમિત્ર' છે નાંમ, અઠવાડિક પેપરનું;
ચારજ રૂપરડી દામ, મહિને ઍડીટરનું.
બે વર્ષ વીત્યાં ત્યાર, 'જામે' એને બોલાવે;
ચાલીસતણો પગાર, આપી દઈ લલચાવે.
ગાળ્યાં વર્ષ અહીં ચાર, અંતરઅવાજ દબાવી;
લીધું 'રાસ્ત ગોફ્તાર', સુધારા પક્ષની ચાવી.
વરસો બેતાલીસ, એમાં સુસેવા આપી;
લેખો ભાષણ મિષ, કુધારાની જડ કાપી.
મધ્યમ નીતિને ગ્રહી, વહેમપર પ્રહાર કીધા;
બાણુ ટીકાનાં સહી, લાભો અનેરા દીધા.
સંસારી ચિતાર. ધીર ધીરે બદલાવ્યો;
કેળવણીના દ્વાર, ખોલીને ઇલ્મ ભણાવ્યો.
'વાજાં બહેકેલ' હોય, તેમને તો ધિક્કારે;
મધ્યમપણાંથી રહોય, એમના સૌ વિચારે.
વાર્તાથી પંકાય, કાબરાજી હજી આજે;
હિંદી 'ડિકન્સ' થાય, વાચકવૃંદ સમાજે.

નાટક લખી વિશેષ, રંગભૂમી ઉદ્ધારી;
વસ્તુ લઇ હંમેશ, વીર ઇરાન સંસારી.
સુધારા જે જે કીધ, ઘરથીજ પહેલ કરાવે;
'દારાશાના' સિદ્ધ, નિજ સંસાર શોભાવે.
કાઢયું વળી 'સ્ત્રીબોધ,' સ્ત્રીઓ કેળવવા કાજે;
ઉત્સાહનો એ ધોધ, ધર્યો ધરાય ના સાચે.
લેખક હિંમતવાન, સરોપરો નહી રાખે;
મુશ્કેલ સહુ આસાન, આત્મબળે કરી નાખે.
પારસી કોમનો સ્થંભ, ગયો એ સેવક સાચો;
સાંખે નવ જરી દંભ, એનો તો પડયો ખાંચો.
જીવતાં તો નહીં સ્હેજ, કદર કરી 'કૈં' કોમે;
આજે કરે ખરે જ, ભળે જવ સૂરજ સોમે.
કળાઓ સોળે સોળ, ખીલવી પત્રકારત્વે;
આજે પોલંપોલ, જરી ના એમાં સત્વે.



# સાક્ષરશ્રી શો. મ. દેશાઇ

---

**સોરઠા**

"શો. મ. દેશાઇ" નામ, ગુજરાતે પંકાયેલું;
ગ્રંથો કૈં અભિરામ એણે અવિરત આપિયા.
સાહિત્ય ઇતિહાસ કાવ્ય અને નાટક વળી,
શાસ્ત્રોનો અભ્યાસ ઝીણવટથી કીધો ખરે.
પુરાણો રસપાન પી પાયાં છેવટ સુધી,
પ્રાચીન વસ્તુ જ્ઞાન અપરિમિત એનું હતું.
ઉદ્યમ ને વળી ખંત, જીજ્ઞાસા સદ્‌ગુણ ને
મનન હતાં અત્યંત, જીવન જીવ્યો સંતનું.
દુ:ખિયાંનો દિલસોઝ દોસ્ત હતો નિશદિન એ,
તનમન રગડી રોજ દિલાસો દે તેમને.
પ્રભુતણો એ ભક્ત પ્રભુમાં સૃષ્ટિ જાણતો,
જાતે તો વિરક્ત, પરકાજે એ જીવતો.
જીવ શિવનાં ભેદ પિછાની પરખાવિયા,
નાસ્તિકતા ઉચ્છેદ કરવાને મથતો સદા.
"સમાન છે સૌ ધર્મ, બાળક પ્રભુનાં આપણે,
સત્ય વચન મન કર્મ ભવસાગરથી તારશે."
પ્રધાન એનો સૂર સહુ પુસ્તકમાં ગુંજતો,
જાણ્યું જીવી જરૂર તે અનુસાર જાતે ખરે.
કરી નિજનો ઉદ્ધાર સ્વર્ગે સંચર્યો હવે,
ભૂલીશું ઉપકાર એના કદિ નહી આપણે.

# તારાઓનાં તેજમાં

"મહાકોપ થયો તે કળિકાળમાં જો"—ઢાળ

જરાથોસ્તી જવાંમર્દી જામતી જો,
હિંદમાં પણ પ્રખ્યાતિ પામતી જો;
તેર સૈકાના વાયા વાયરા જો,
પણ ક્યાની ક્યારે બન્યા કાયરા જો?
ઝગે આકાશે લાખ લાખ તારા જો,
તેમ શેરનરો મારે ચમકારા જો;
એવા કેટલાકનાં બ્યાન અહીં આપીએ જો,
ઉંડાં દિલનાં અંધારાંને કાપીએ જો.
નરકામાજી હોમાજી નામના જો,
બહુ પવિત્ર હતા ભરૂચ ગામના જો;
કરે ધંધો તો હાથવણાતનો જો,
ભાગીદારીમાં મુસ્લીમ સાથનો જો.
થયો ભાગીઆઓ વચ્ચે કજીઓ જો,
બેઉ જણાએ એખલાસ તજિયો જો;
હોમાજી કહે મુસ્લીમને 'કાફર' જો,
સૈયદ પૂગી ગયો રાજદરગા'પર જો.
હતું રાજ્ય તે વખતે નવાબનું જો,
દીની ઝનુન તણા આઝાબનું જો;
કાઝી મૌલ્વીઓ એકઠા મળિયા જો,
'શમશેર કે કુરાન' પર વળિયા જો.
કહે નવાબ હોમાજીને દિલથી જો,
'થાઓ ઇસ્લામી તમ વગર ઢીલથી જો;

નહી તો ડોકું ઉડશે તલ્વારથી જો!',
હોમાજીએ કહ્યું ધિક્કારથી જો:
'ભલે સર જાય તેની નથી પરવા જો,
ધર્મત્યાગ કરતાં માગું હું મરવા જો!'.
જરાથોશ્તી જીગર નિજ બતાવિયું જો,
પછી જલ્લાદે ડોકું ઉડાવિયું જો!
ખુરશેદજી રુસ્તમજી કામા જો,
કસે કમર કોમનાં ભલામાં જો;
ભેદ ધરમતણા સમજાવી જો,
મૂળ વહેમોનાં નાખ્યાં કપાવી જો.
હતી દીન કે જે ખરાબી ખોહ પર જો,
ફરી લાવ્યા તેને અષોઇ રોહ પર જો;
આઝર કયવાન બિન આઝર ગુશસ્પ જો,
ગયા શીખવી ફિલસૂફી દિલચસ્પ જો.
ખેડયા માણેક હાતરીઆએ જોખમ જો,
આપ્યું બતાવી બહુ લોહી તોખમ જો;
જે પારસીઓ ઇરાનમાં વસતા જો,
હતી હાલત તેની દરતબસ્તા જો:
માણેકજીએ બહુ ખેંચી રંજો જો,
ઢીલા કીધા તેઓના શિકંજો જો;
બહુ દશા તેમની સુધારી જો,
થયા ઇરાની ખરે ઉપકારી જો.
જ્યારે મુંબઇ પર પોર્ટુગીઝ સત્તા જો,
રૂસ્તમ 'જંદરોલ' એકહત્તા જો;
માછીમારોનું લશ્કર કેળવે જો,
સીદી લૂટારા પર ફતેહ મેળવે જો.
પટેલ પહેલો મુંબઇનો હોઇને જો,
નાખ્યો કીર્ત્તિ પાયો તક જોઇને જો;

વીર ફરદુનજી મર્ઝબાને જો,
કીધી હિંદમાં પહેલ છાપખાને જો.
હતી સ્થિતિ તો બહુ કંગાળી જો,
નહાર ખાધી તેથી કંટાળી જો;
'સમાચાર'નું પત્ર સ્થાપિયું જો,
વાંચન જનતાને અવનવું આપિયું જો.
ડૉ. બહાદુરજી સેવાભાવી જો,
જ્યારે મરકીની ભરતી આવી જો,
કીધી જીવનની નહી દરકારે જો,
ઘણાં જનને મોતથી તારે જો.
નવરોજી ફરદુનજી વીરા જો,
સુધારા માટે અતિ અધીરા જો;
'રાસ્ત ગોફ્તાર' પત્ર કાઢી જો,
કુરિવાજ પર મારી કુહાડી જો.
ભાગ લીધો લડાઇ અફઘાની જો,
જ્યાં બ્રિટીશોએ ખમી નુકસાની જો.
રૂસ્તમ માણેકનાં નામની ખ્યાતિ જો,
ડૂમસથી તે દિલ્હી ફેલાતી જો.
ઔરંગઝેબે નાખ્યો જઝિયો જો,
બિનમુસ્લીમ ઉપર જ ફરજિયો જો.
સહુ સૂરતના પારસી માટે જો,
રૂસ્તમ માણેકે ભર્યો ઝપાટે જો.
પછી હિંદુઓની વ્હારે ધાયો જો,
એવો જરથોસ્તી જુસ્સો જણાયો જો.
અંગ્રેજ કોઠીવાળા વેપારી જો,
તેનું કામ દીધું પાર ઉતારી જો.

ફરજ ખાતર ખુંદ્યાં બીઆબાનો જો,
પામ્યો બદલામાં મોટો ખજાનો જો.
બહેરામજી જીજીભાઇ પહેલા જો,
નાત જાતના ભેદથી બચેલા જો;
શેરસટ્ટા તણા જુઆળથી જો,
પરકોમને પણ બચાવે વ્હાલથી જો.
ભલા બહેરામજી મલબારી જો,
હિંદુ જાતિને લીધી ઉગારી જો.
સંસારસુધારાના એ મહારથી જો,
કરસનદાસ મૂળજીના સારથિ જો.
મુલ્લાં ફિરોઝ અને મીર્ઝા કાઉસ જો,
માન ભારી પામ્યા 'તખ્તે તાઉસ'* જો;
ઠેઠ દિલ્હીથી તે બગદાદે જો,
દીની જ્યોત જળતી રાખી એતેકાદે જો.
ધનજીશાહ બેરેહમંદ ખાને જો,
જાતિભોગ દીધો સૌ કોઇ જાણે જો.
વફાદારીની પહેલી કુરબાની જો,
અંગ્રેજ લોકે કીધી કદરદાની જો,
કેસરી અરદેશર કોટવાલે જો,
સેવા સૂરતની કીધી હરહાલે જો:
લાગી આગ, ચઢી આવી'તી રેલો જો,
અગણિત જનને બચાવે અકેલો જો.
વળી ચાંચીઆનો ત્રાસ મટાડયો જો,
લૂટારાઓને સ્વાદ ચખાડયો જો.
વીર કાવસજી લાલકાકા જો,
વફાદારીમાં પગ પાકા જો.

* દિલ્હી

સર વાઇલીના જીવને બચા'વા જો,
વચ્ચે પડયા પોતે વિંધાવા જો.
નવરોજી નારિયલવાળા જો,
જેને ઓળખે અદના આલા જો;
ગયા ત્રિવેન્દ્રમ વેપારે જો,
થયા દોસ્ત રાજાના ભારે જો;
રાજકુંવરી રોગ સપડાઇ જો,
બહુ ઉપાયે થઇ ન સફાઇ જો;
અદેખાઓએ કીધી ભંભેરણી જો,
નવરોજીની સામે ઉશ્કેરણી જો:
ને રાજાને એવું સમજાવે જો,
આ પારસી જ રોગને મિટાવે જો;
પણ ઘણું ના કહે નવરોજી જો,
ન મૂકાઇ માગણી નઓજી જો:
આખી રાત્રિ આતશ સળગાવી જો,
'માંથ્ર' ભણીને પોકાર ઉઠાવી જો,
મદદ યઝદાંની તેમણે ચાહી જો,
અને પાછલી રાત થઇ જ્યાંઇ જો,
ઝુંફ્ણ ઉંઘની એમને આવી જો,
એમાં મળી બશારત મનભાવી જો:
રોગ કુંવરીનો દફે રફે થાયો જો,
એવો મોજેજો કદિ ન જણાયો જો.
ફુકાદારૂ નામે હતા દસ્તૂર જો,
ઍલ્મ-પાકીઝગીમાં બહુ ચકચૂર જો;
કરે પાક દિલે રોગનું નિવારણ જો,
બૂરાં જાદુ મંતરનું ઉતારણ જો.
ખરશેદજી મોદી ખંભાતી જો,
રાજકારોબારમાં અપક્ષપાતી જો;

અંગ્રેજ પેશ્વાની વચ્ચે અંકોડો જો,
લે કર્ણાટક સુબાગીરી ઓદ્દો જો;
ડુંગ્લીઆએ+ કીધા કાવાદાવા જો,
પણ આખરે તો મોદીજ ફાવ્યા જો.
ભાઇ જેહાંગીર વીમાદલાલે જો,
કીધું જીવન સારૂં કોમને હવાલે જો;
વાક્‌ચાતુરીમાં એ તો અજોડ છે જો,
બિકટ સવાલના કાઢયા સુંદર તોડ છે જો.
અને શરાફ બહેરામશાહે જો,
તફસીલ કીધી દીન 'ક્ષ્નુમ' રાહે જો;
ક્રિયાકાંડોના રહસ્ય શિખાવ્યાં જો,
રમ્ઝ બાતેની ઘણા ઉકેલાવ્યા જો.
ભલા નસરવાનજી બીલીમોરીઆ જો,
સત્ય કાજે દુઃખો બહુ વ્હોર્યાં જો;
'થીઓસોફી'ની રોશની નાખી જો,
દીનમાં કરાવી અવનવી ઝાંખી જો.
વહાણુ વેપારે વાડિયાઓ ફાવિયા જો,
ઝરા સખાવતના વહેવડાવિયા જો;
ન્યાયમૂર્ત્તિ દીનશા મુલ્લાં જો,
પ્રિવી કૌન્સીલનાં દ્વારો ખુલ્લાં જો.
કેમ ભૂલીએ દીનશા દાવર જો,
સ્થંભ કોમ તણો અતિ જોરાવર જો;
અરદેશર મૂસ બહુ જ્ઞાની જો,
કીધી સેવા સરકાર ને પ્રજાની જો.
હોરમસજી કોટવાલ શૂરા જો,
સો સો વાઘને કીધા પૂરા જો;

+ ત્રિંબકજી ડુંગ્લીઆ.

એવા કેટકેટલા વીરો ગણાવું જો,
આંગળી પરની રેખ પણ ભૂસાવું જો.
કોમ અમારીને અજવાળવા જો,
વળી દીનજનનાં દુ:ખડાં ટાળવા જો;
લિયે જન્મ એ સઘળા ફિરસ્તા જો,
કરે જરથોસ્તી મુખડાં હસ્તાં જો.
એવાં રત્નો જનમજો ફરી ફરી જો,
છે એજ દુઆ અમારી આખરી જો:
કરો કોમને જગઆશ્કારા જો,
જ્યાં સુધી છે ચંદ્ર સુરજ તારા જો!



# "પારસી, તારો થાબરિયો!"

---

### સવૈયા એકત્રીસા

એક દિવસ નાનીશી હોડી છોડી જતી'તી સૂરત કિનાર,
ભગવાદાંડી એનું બિંદુ–માથે ધોમ ધખે તે વાર;
એ હોડકાંમાં પાંચ છ માછી ઓળંગે સરિતાનું નીર,
એકાદ પારસી અંધ્યારૂ પણ આસન લેતા મુખ ગંભીર.
નદી અધવચ્ચે હોડી પ્હોંચે ત્યાં તો વાદળ થયું ઘનઘોર,
સમીર તણા સૂસવાટા ફુંકે– તુફાન વધ્યું ચારે કોર;
પ્હાડ સમા તો મોજા ઉછળે–નાની હોડીના શા ભાર?

જલધિ ઉપર તૃણ સમાની, અહીંથી તહીં ડોલે લાચાર!
અનુભવી મચ્છીમારોએ જોયું રમશે સૌના રામ,
સહીસલામત તટપર જાવું એ તો ખરૂં અશક્યજ કામ;
અંધ્યારૂને કહે છે, "પારસા, આવી બન્યું આપણું આજ:
છેલ્લી છેલ્લી ભક્તિ કરી લે, હોડી જરૂર થશે તારાજ!"
આવું સૂણી મુબેદ સાહેબ કસ્તી પખોડી ભણતા જાય,
"યથા અહુ વૈર્યોના" કલામ જોર શોરથી ઉચ્ચારાય;
અજબ તમાશો કુદ્રત કેરો તુરતજ શાંત થયું તોફાન,
સરસર સરસર નૌકા ચાલે જાણે બન્યું કંઇ ન નિદાન!
આ દેખીને માછી સઘળા અજબ અજબ ને હેરત થાય,
અંધ્યારૂને જાદુગર જો કલ્પે નવાઈ શેની ગણાય!
એમ સહુ જન ક્ષેમકુશળ પુગી ગયા નિજ ધારેલે ઠામ,
ધર્મગુરુનું ભણતર બની રહ્યું વાતચિતનો વિષય તમામ;
થોડા દિવસ ત્યાં થોભીને ખારવાઓ તો પાછા જાય,
તેજ નાવ પર સ્વાર થઇને સફર સૂરત બંદરની થાય.

ફરી પાછા ભર નદીએ આવ્યા, ઝંઝાનિલનો કાળો કેર,
એણે સૌને ઝડપી લીધા—વારિ શાંત થયાંજ નમેર;
માછીઓ તો ખૂબ ગભરાયા, પારસાની ત્યાં કીધી યાદ,
આ વખતે તો મૂબેદ ન્હોતો—કોણજ તેમની પ્હોંચે દાદ ?
ગામડિયાઓ અભણ હતા પણ શ્રદ્ધામાં નિશ્ચલ અત્યંત,
"પારસી, તારો થાબરિયો!" કહી ગજાવી મૂકયાં ત્યાં દિગંત!
કરવું તે પરમેશ્વરનું કે ઝંઝાવાત થયો ત્યાં શાંત,
હોડી નિર્ભય પાણી કાપે-ગામડિયાનાં મન નિરાંત;
અભણ પ્રજા પણ સમજી ગઇ કે "થાબરિયાનો મંતર" મહાન,
જળમાં થળમાં, દુઃખની પળમાં એ ઉદ્‌ગાર્યે મટે તુફાન!
જરથોસ્તી બિરાદર મારા, "યથા અહુ વૈર્યો" નો મંત્ર
ખરાં દિલે જો ભણશો તો તો તૂટે જાદુટોણાતંત્ર.



# અહવાલે એકદસ્ત

સુર છંદ *

રૂસ્તમજી બારીઆ નામે
જંગી થયો સ્થળ નવસારી,
જબરૂં જેનું જોર જામે,
પણ રહેજે નહીં ખુમારી;
'એકદસ્ત' બિરદ પણ પામે
નહીં સાંખે કૈં ફિસ્યારી;
વખણાયો ગામે ગામે
કરી પ્રાપ્ત સુકીર્ત્તિ ભારી. ૧

અહીં એકજ કિસ્સો નોંધી,
કંઇ પિછાન એની દઇએ:
છે બહુ બહુ જોશો શોધી,
રમતા જનતાને હૈયે;
શાંતિનો સાલ્લો ઓઢી,
નરમીથી જગમાં રહી એ
પંકાયો, પણ વિરોધી
જનથી ના ડરતો કંઇયે! ૨

'તરોટા'ના ચકલા આગળ
ઉસ્તાદી હતો અખાડો;
ગુરુ પેસ્તનજીની હાકલ
ગજાવે ગામસીમાડો;

* આ છંદ નવો રચ્યો છે.

એક સાંજે કોઇ પાગલ
　　　　મલ આવી કરે બરાડો:
"હય કૌવા કોઇ દાખલ ?"
　　　　કહી ફાટયો એ તો આડો ! ૩

મ્હાજન જતું'તું એ રસ્તે,
　　　　ઢોલ તાસા ને સરનાઇ;
સૌ મ્હાજન મ્હેરે હસ્તે
　　　　ધીર ધીરેથી ચાલે ત્યાંઈ;
એવે સુણ્યું 'એકદરતે',
　　　　(જે હતોજ મ્હાજન માંહી):
"માગી છે મલ મદમસ્તે,
　　　　'કૌવા' સાથે હરીફાઇ !" ૪

જોઇને મલની શેખી
　　　　વીરાનો ઉછળ્યો પિત્તો;
કપડાં નિજ દીધાં ફેંકી,
　　　　જામો પીછોડી વીંટો—
પળ અગાઉ હતો વિવેકી,
　　　　તે બન્યો ઝનુની ચિત્તો,
મલ કેરી સરકશી દેખી,
　　　　મયદાને પડયો સીધો ! ૫

આ દેખી અજબ તમાશો,
　　　　મલ ખડખડ હસવા લાગ્યો;
હમ-નબર્દ ભાળી ખાસ્સો,
　　　　કરતો મશ્કરી અભાગ્યો;

ફેંકાયો પળમાં પાસો—
કુસ્તીનો રંગજ જાગ્યો:
'એકદસ્તે' કરીને ધાસો,
મલ પટકી ભોંયે નાખ્યો! ૬

ક્યાં બકરૂં ને ક્યાં હાથી?
શાબાશીના ઉદ્દગારો
સૌ કાઢે નિજ મુખમાંથી—
મલ 'ચાંઈ' પડયો બિચારો!
'કૌવા' ની ચાંચે ક્યાંથી
પિંખાવા આવ્યો, યારો?
દુમ દબાવી નાઠો ત્યાંથી
નિજ વતન પ્રતિ પરભારો! ૭

ને 'એકદસ્ત'? નિજના જામો—
પીછોડીના 'ફુલ—ડ્રેસે'
લીધા વગરજ વિસામો,
ફરી સ્હાજન અંદર પેસે!
બહુ પ્રતાપી એવાં કામો
કીધાં'તાં વીરે વિશેષે:
રે, સ્વાન એનું પામો
ચીર શાંતિ ત્યાં હંમેશ! ૮



# મૂબેદ જવાંમર્દ

---

### ચોપાઇ

સૂરત રૂસ્તમપુરા માંહ્ય તાલીમબાજો બહુ વખણાય,
જરથોસ્તી 'સૅન્ડાઓ' સહુ થળથળમાં વખણાતા બહુ;
એક વખત પેસ્તનજી નામ મોબેદીનું જેનું કામ,
ધમડાછાવાળા ઓખાર પતલા, ઠીંગણા પણ બળદાર,
આવે ભણી ગણી કરતા લ્હેર ત્યાં તો બક્ષી સાહેબને ઘેર
ટોળું દીઠું થયું જમાવ મલકુસ્તીનો ત્યાં દેખાવ,
જોવા ઉભા રહ્યા સ્હેજ, કોઇ કહે 'મલ જબરા છેજ !'
'રૂસ્તમપુરા જેવા નહી !' પેસ્તનજી ત્યાં બોલ્યા સહી.
એ સુણીને બોલે કોઇ, 'તાલીમબાજ ખરો આ હોય!'
સાંભળી જ્યારે મલ્લે વાત, પેસ્તનજી પાસે પુર દાદ
આવી કહે છે, 'આઇયે સા'બ ! હુન્નર ખુદ બતલાઇએ સા'બ !
મસ્કરી દેખી હસતાં લોક, ટકોર અવનવી કરતા કો'ક;
પેસ્તનજી કંઇ ખાંડયા જાય ? જામો–પાઘડી કાઢી ત્યાંય,
ઉભા કુસ્તીને પોશાક, મનમાં મલનો લવ નવ ધાક;
મલ્લ કહે, 'ચલ હાથ મિલાવ !' પેસ્તન ત્યાં દે ઝટકો સાવ !
બેસી જવાયું મલથી ભોંય, દિસે ગભરાયેલો હોય !
ઉઠયો ઝટ કરીને મિજાસ, બાજૂ ઠોકે આસેપાસ,
વાઘ સમાનો કૂદતો જાય, ત્યાં તો બાઝંબાઝી થાય;
રાક્ષસ જેવું મલનું અંગ, ચિત્તા જેવી તેની છલંગ
જોઈ પ્રેક્ષક કહે મનમાંય, 'પારસી જરૂર ભૂ પછડાય !'
તેવામાં શો બન્યો ખેલ, પેસ્તનજીએ મલને સ્હેલ
ઉઠાવી દૈને ફેંકયો ભોંય, ધરતી પણ ધ્રૂજીને રોય !

‘હુર્રે !’ ‘હુર્રે !’ ને ‘શાબાશ !’ પોકારે ગાજ્યાં આકાશ;
બક્ષી સાહેબ કહે છે આમ, ‘પારસીને લાવો આ ઠામ !’
લેવા આવે જ્યાં સિપાઈ, પેસ્તનજી તો રહે તડખાઇ–
એમને એવી લાગી બ્હીક, મલ સાથે કીધી રીકઝીક,
એથી બક્ષી સાહેબ ક્રોધ કરી કરાવે મારી શોધ;
ડગલી, પાઘડી, કપડાં ત્યાંય પડતાં નાખી નાઠા જાય !
પૂઠે આવે કોઇ અસ્વાર, પરવારતા જન પણ બિસ્યાર,
‘બક્ષી સાહબ તુમકુ આજ ઇનામ દે ને કુ મોહતાજ !’
સવાર કહે પાડીને બૂમ, પણ પેસ્તનની શુદ્ધિ ગુમ !
મુઠ્ઠી વાળી દોડયા જાય, આખર નિજ ઘેરે સંતાય;
હા હો મોટી થઇ તે સ્થાન, પેસ્તનજીને આવી સાન,
ભૂલ પોતાની જાણી જ્યાર, શરમાયા એ ઓ જ લગાર,
બક્ષીને દઈ મુલાકાત પામ્યા સરપાવો ખિલાત;
ત્યાર પછીથી એમનું માન વધતું ગયું'તું શ્હેર દર્મ્યાન,
અગાઉના એવા મોબેદ હરાવતા મલ પૂરઉમેદ.



# "બસ ખાઈજ જાણ્યું ?"

## ચંદ્રાવળા છંદ

સૂરતનો નામી પહેલવાન મંચી જેનું નામ,
દેશાઇજીની "સ્હેરી" ખાવા, આવ્યો નવસર ઠામ;
આવ્યો તે નવસારી ઠામે, જમણવારમાં પ્રવેશ પામે,
ટોપલો ભરી ખાધું ત્યાં ધાન્ય, સૂરતનો નામી પહેલવાન.

દેશાઈજીએ માર્યો ટાણો અજબ થઇ તે વાર:
'ટોપલો ભરીને ખાઈજ જાણ્યું ? કીધાં તેવાં કાર ?
કીધાં તેવાં કાર્ય કદાપિ ?' દેશાઇએ શિખામણ આપી;
મુગો ઉડી ગયો મંચી શાણો, દેશાઈજીએ માર્યો ટાણો.

દેશાઇજીની પોળ હતી ત્યાં આવ્યો તે નરવીર,
ભારી દરવાજાઓ તેના ઉંચકયા ધરીને ધીર;
ઉંચકયા ધરીને ધીરજ જાતે રસ્તા ઉપર નાખ્યા ત્યાં તે-
નાખી થોભ્યો નહી રતિ ત્યાં, દેશાઇજીની પોળ હતી ત્યાં !

ભોજન કામો પૂર્ણ કરીને, આવ્યા સૌ દેશાઇ;
તોતીંગ દ્વારો રસ્તે ભાળી, પામ્યા ઘણી નવાઈ;
પામ્યા ઘણી નવાઇ તેઓ, 'આ તે ચમત્કારજ કેવો !
કોણ ઉતારે દ્વાર ધરીને ?' ભોજન કામો પૂર્ણ કરીને.

દરવાજા ઉંચકવા માટે બોલાવ્યા મઝદૂર,
ફાંફાં પુષ્કળ મારે તોપણ કોણ ચઢાવે શૂર ?
કોણ ચઢાવે શૂરાં દ્વારો ? બીજો કે દીઠો ના ચારો–
અટકળનાં ત્યાં ફણુગા ફાટે, દરવાજા ઉંચકવા માટે !

'મંચો સિવાય કોઈ કરે નહી મહાભારત એ કામ',
એવી અટકળ કરીને તેને શોધ્યો એક મુકામ;
શોધ્યો એક મુકામે મંચી, મુગો મંતર રમતાપંચી:
'દરવાજા તુજવિણુ ઉતરે નહી, મંચી સિવાય કોઇ કરે નહી!'

કાલાવાલા બહુ બહુ કીધા, 'ચઢાવ પાછાં, બાપ!'
જે અપમાન થયું તે ત્યારે, કીધું તેણે માફ;
કીધું તેણે માફ સહુને, અજમાવી નિજ જોર બહુ ને
દ્વારો ધરીપર મૂકયાં સીધાં, કાલાવાલા બહુ બહુ કીધા.

'ખાઇજ જાણ્યું ફરી ન કહેશો,' મંચી કાઢે વેણ,
'ખાવું તેનાં પ્રમાણમાં હું કામ કરૂં દિનરેન;
કામ કરૂં દિનરેન હું ભારી, તેથી છે મુજ શક્તિ સારી;
મને રજા આહીંથી દેશો? 'ખાઇજ જાણ્યું' ફરી ન કહેશો!



# ફોલાદી મુક્કો

**ચરણાકુળ છંદ**

એક બિચારો કો' જરથોસ્તી, જેને દુનિયા સાથે દોસ્તી,
મુંબઈના એક રસ્તાપર તો નિજ બગી હાંકીને વિહરતો;
પાછળથી કોઈ સાહેબ ગોરે કુતરાગાડી લાવી કોરે,
ચાબુક પારસીપર ચચરાવ્યો, ધોળે દિવસે ધાડજ લાવ્યો!
આગળ તે તો નીકળી ચાલ્યો, પારસીએ પણ સમો સમાલ્યો–
ઘોડાને ફટકાવી કાઢી પકડી પાડી કુતરાગાડી:
આગળ જઈને બગી થોભાવી, સાહેબની ગાડી અટકાવી,
ચાબુક નિજ ઉઠાવી ભારે, સાહેબાને ખૂબજ મારે!
સાહેબ ખાંડયો જાય ખરો કે? એ પણ સામો ફટકા ઠોકે!
ઝપાઝપી જ્યાં થોડી ઝામી, પારસ વીર થયો બહુ હામી:
ચાબુક ગોરાનો ઉરાડયો, કુંદીપાક વધુજ જમાડયો!
"બસ કર, પારસી! માગું માફી: કરૂં હું એવું નહીં કદાપિ!"
સાહેબાએ અરજ ગુજારી, પારસીએ તે તરત સ્વીકારી.
એજ શૂરાની બીજી વાતે આપી દઈએ સાથે સાથે:
પરેલમાં નિજ ઘરની બહારે કોઈક સાંજે આદિતવારે
એજ વીરો નિજ સ્નેહી સાથે ઉતરે છે કૈં વાટાઘાટે;
બે ગોરાઓ ત્યાંથી જાયે, કુતરો પણ પૂંઠે ઘસડાયે.
કુતરે પારસી આગળ આવી ભસવા માંડયું મોંહ ચઢાવી,
ચાટયું વળી જરથોસ્તી ટેકું, વીરાનું મન હાથ ન રહેતું–
કકડાવીને લાત લગાવી, શ્વાન કનેથી ચીસ પડાવી!
સાહેબે મિજાજ ગુમાવ્યો, જરથોસ્તીને જરબ લગાવ્યો;
ઉસ્તાદે પણ બાંય ચઢાવી, ગોરા સાથે કુસ્તી જમાવી!

ચાલી રહી ત્યાં બાઝમબાઝી પંદર વીસ મિનિટો ઝાઝી:
જાગ્યો જરથોસ્તીનો જુસ્સો, એક ઝટાકે કરીને ગુસ્સો
પટક્યો ગોરાને નિજ બળથી, નાખ્યો રસ્તા ઉપર કળથી !
હાંફીહુંફી સાહેબ કહે છે: "મુજ દિલે સંતોષ રહે છે:
હવે તું બસ કર, પારસીજાયા !" એ જોઈ લોકો વિખરાયા.
દોરાબજી ઉસ્તાદ કરીને કહેતા પેલા જરથોસ્તીને:
નરવીરની બોલબાલા બોલો, મુક્કો તોપ તણો છે ગોળો !



# "તાબુતનો વાઘ!"

પ્લવંગમ છંદ

દેશાઈઓનું રાજ હતું નવસારીએ,
ધર્મ સુરક્ષણ કાજ શ્રમ લે ભારી એ:
વહેમોના પાખંડ જુએ ત્યાં તોડતા,
દેતા ભારી દંડ કદિ નવ છોડતા;
તેની કહી એક વાત દિલ બહેલાવિયે,
'તોપ' તણો ગગડાત નથી, સુણાવિયે;
કામૂસ મહોલ્લા માંહ્ય રહેતો પારસી,
બાધા લીધી. હાય! પૂરી થતાં વાર શી?—
"બેટો મારે ઘેર પ્રભુ જો આપશે,
નાચું સારૂં શ્હેર વખાણો વ્યાપશે:
મહોરમને દિન શુભ ઉતારૂં બાધને,
તાબુત સાવજ ખૂબ બનું લઇ સાધને!"
બેટો જન્મ્યો જ્યાર ખુશી થયો બાપ તો,
બાધાનો ઉતાર સદા દિલે છાપ તો:
બનવા તાબુત વાઘ કીધી તૈયારીઓ,
ચટાપટાને ડાઘ વપુ શણગારીઓ:
વાઘના જેવી પૂચ્છ મરોડદાર પ્હેરતાં
કાબરચિત્રા ગુચ્છ કીધા નિજ લ્હેરમાં!
સજ્યાં નિજને હાથ નખો લોખંડનાં,
એવા સ્વાંગો સાથ પડી રહ્યો બંધના:
નાચ્યો થઇને વાઘ ગલી ફળિયા મહીં,
પ્રસરી જાણે આગ ખબર ગામે રહી!

દેશાઇજીને ત્યાંય
"પારસીઓ મુંઝાય
ઘટે છે દીનનું માન,
આપ થઇ મહેરબાન,
તેમણે તાબડતોબ
દેખી સાવજ રોબ
લાવ્યા દેશાઈ પાસ
"વાઘ બની ને ખાસ
કાલાવાલા ખૂબ
દેશાઇજી કહેઃ "ચૂપ!
સીધો ને છે સાફ,
ખેજાલત બિનમાપ
કીધી તેમણે સાન,
વાઘ તણાં નિશાન
"માફ કરો રે, બાપ!
ધરમ વિરોધી પાપ
બનું કદિ નહીં વાઘ
વહેમોનો કરૂં ત્યાગ,
છોડયો તેને ત્યાર
ફરીથી કોઇએ ક્યાર

પુગી ગઈ માહિતીઃ
આવી ગુમરાહીથી—
પરજા તો હસે,
કરો ચારો કશે!"
મોકલ્યા માણસો,
હસ્યા સૌ, જાણશો.
કહે દેશાઇજીઃ
નાચશો આહીંજી?"
કરે તે બાપડો,
ન્યાય જ આપડો
ચખાડું સ્વાદ ને,
તમે દીધી આ દને."
ઉછળતી લાકડી,
ગયાં તે સૌ ખરી!
હવે એ નહી કરૂં:
કીધું મેં આ ખરૂં;
મહોરમ દિન પર,
કહું હું યકીન પર!"
શિખો સારી દઇ,
કીધું એવું નહી!



# કોશની ભાષા

### મનહર છંદ

પૉળિયા દેશાઇ અને દેશાઈઓ મોટા એવાં
નવસારી માહીં જૂનાં બેય ખાનદાન છે;
પૉળિયા દેશાઇ તણું રાજ્ય હતું એવે સમે,
બીના બની તેનું અહીં રમુજી દાસ્તાન છે:
પૉળિયાથી નારાજ કો ડૉળિયાની વાત છે એ-
ખરી ખોટી જાણનારો દાદારે ગેહાન છે!.
વાંચી એવી ટપકાવી; મીઠું મરી ભભરાવી
ચટાકો ચખાડવાનો ગુન્હા ગર્ગર્જન છે! ૧

પૉળિયા દેશાઈ અને મોટા દેશાઇજી તણા
કૂવા અને કોસ કેરી ચાલતી'તી વારતા;
ડૉળિયાએ પૉળિયાના કોશ માટે વાત કરી
મિત્રોની આગળ એવા શબ્દ કૈં ઉચ્ચારતાં:
"મોટા દેશાઇજીતણા કોશ પાણી લાવે ત્યારે
'આવે રામ! આવે રામ!' એવું ઉદગારતા:
પૉળિયાનો કોશ જ્યારે ઉપર ખેંચાઇ આવે,
'બાપ મૂવો! બાપ મૂવો!' બોલે, ન વિસારતા!" ૨

વાત આવી સાંભળીને દોસ્તદારો ધૂમ હસે,
"'આવે રામ!' 'બાપ મૂવો!' કોશ પણ બોલે છે!"
પૉળિયાનો ખાંધિયો કો વાત બધી જાણી લૈને
શેઠ આગે દોડી જૈને ભેદ બધો ખોલે છે;
પોળિયાજી શેઠે તેને એવી સૂચના દીધી કે:
"આવવા દે એને અહીં, કોણ મુજ તોલે છે?
ગામમાં એ આવે ત્યારે મને તું ખબર દેજે-
જોજે પછી બચ્ચાજી એ આંખો કેમ ચોળે છે!" ૩

જોગ એવો જામ્યો અને ભોગ ચોઘડીએ પેલો
બહુ વર્ષો બાદ ફરી આવ્યો નવસારીમાં;
પૉળિયાએ હૉળિયાને પકડાવી મંગાવ્યો ને
પૂછ્યું, "કહો, કોશ કેમ બોલે ગામકચારીમાં ?"
ગભરાતો ફગલાતો સમમબકમ થયો
હૉળિયો ને જાણ્યું કે હું ફસ્યોછું ફિસ્યારીમાં :
"કોશ શું ને ફોશ તે શું? મને તો કૈં યાદ નથી !"
ઘણું ઘણું એવું કહ્યું મિનતગુજારીમાં. ૪

"યાદ નથી આવતું તો યાદ હવે આપું છું હું!"
પૉળિયાએ લાકડિયા તે જગે તેડાવિયા :
" લાકડી ચલાવી એને સીધો કરો !" કહેતાં તો
ભ ટા ભ ટ ફ ટા ફ ટ ફ ટ કા લગાવિયા;
"બાપ, મૂવો !" "બાપ, મૂવો !" બાપડો તે બોલી ઉઠ્યો:
એનાં દુઃખે દેશાઈને ખૂબજ હસાવિયા:
" 'બાપ મૂવો !' એમ બોલે પૉળિયાનો કોશ ખરો ?
મોટાઓનો "આવે રામ!"? વાત ખાસ્સી લાવિયા?" ૫

ઝપેટાઓ ખૂબ લઇ અધમૂવો કરી દઈ
છોડી દીધો હૉળિયાને પૉળિયાએ આખરે :
"મોટા દેશાઇઓને તો ખોદાએ પેદા કરેલા—
કોશ તેનો 'આવે રામ !' મીઠું બોલે? વાખ રે !
કાળમુખા પૉળિયા તો પાતાળેથી ફૂટી ઉઠ્યા—
કોશ તેનો 'બાપ મૂવો !' બોલે વખ્ત લાખ રે ?"
ખોડ તેની ભૂલાવીને ઘેર પધરાવી દીધો,
કાઢી હશે રાતો કંઇ બાપડે ઉજાગરે ! ૬

# માથેનો મળ્યો !

---

### ઉધોર છંદ

સૂરત શ્હેર મધે નવાબ હકુમત કરે રાખી દાબ;
દાવર મોદીજીનું ત્યાંય ભારી ચલણ ચાલ્યું જાય :
ચોખો જંગી કોઇ ત્યાર ખાઇ પીને સાંજ સવાર,
જાણે સાંઢ મસ્તીપૂર અફીણ જમાવીને જરૂર
પડયો પાંથર્યો દરબાર રૂહેતો પડી બેઅખ્ત્યાર !
નવાબ તેનું ભાળી જોર ખુશ ખુશ થઇ કરતો શોર,
મોદીજીને મ્હેણું દઇ પૂછે રોજ, "છે કે નહી
તમના પારસીઓ માંહ્ય, જેથી જોર આ મલ થાય?"
દાવર મોદી તો ચુપચુપ બેસી રહે દિલઆશુબ :
એની મૂંઝવણનો પાર ન હતો–નિશદિ બેકરાર:
આવે કયાર વીરો કોય મલને મ્હાત કરીને રહોય !
એની રોજ જોતા વાટ, જબરો હૃદયમાં ચચડાત;
એક વખતે બન્યું આમ, પારસી ખેડૂ છોડી ગામ,
મોટાં એક ગાડાં માંહ્ય લાવ્યો ઘંટી પથરા ત્યાંય
બજાર મહીં વેચવા કાજ મોદીમ્હેલ પડોશમાં જ;
ગાડું છોડી ભૂખ્યો હોઇ ભોજન કેરી કીધી સોઇ–
ભાટીયું છોડી કાઢી થાળ ઘંટીશિલા જેવી વિશાળ :
ચાવલ દાળ રોટી માંગ્ર એનો કીધો ડુંગર ખાસ !
હાથ ચલાવી ચાંપ્યો જાય, મોદી આંખ ત્યાં ઉંચકાય–
ખુરાક જોઇ થયાજ ડંગ, એને દીઠો લાયક જંગ;
થાળું કીધું પેલે સાફ ! કહાન્નું ભરી પીધું આબ !
પૂરવા તેલ પૈડાં માંહ્ય એ તો યુક્તિ કરતો જાય:
સૂતો ભોંય ચત્તોપાટ, ગાડું ઉઠાવ્યું ખરેખાત

બન્ને પગે રૂની જેમ ઘંટીશિલા ભર્યું કેમ !
હાથે એક ગાડી ચાક ખેંચી પૂર્યું તેલ જરાક,
બીજું પૈડું એવીજ રીત તેલ પૂરી મૂક્યું ખચ્ચીત !
મોદીજીએ તેનું જોર જોઇ ગણ્યો ચિત્તનો ચોર :
તેને તરત નિજની પાસ બોલાવ્યો ધરી વિશ્વાસ:
પેશો બિચારો ગભરાય મુજથી કસુર તે શું થાય !
મોદીજી બોલાવે કેમ ? વ્યાપ્યાં દિલે ધાસ્તી વ્હેમ !
ધીરજ દઇ કહે છે શેઠ, 'શાને કરે આવી વેઠ ?'
કીધી પછી સઘળી વાત ચોબાનો ઘડવાને ઘાટ :
જરથોસ્તીએ કીધું કબૂલ, આંક્યું મોદીસુખન મૂળ,
તાલીમ લઇ થયો તૈયાર શીખી દાવપેચ લગાર:
મોદીજીને ફરી નવાબ તાણો મારી કહે શેતાબ:
"છે કોઇ તુજ જાતની માંહ્ય, જેથી મલ્લ મુજ પછડાય?"
મોદીજીએ કહ્યું, "છેજ, હાજર કરૂં આજે એજ !"
જરથોસ્તીએ પળની માંહ્ય ચોબાને પટક્યો ત્યાંય !
ત્રણ ત્રણ કુસ્તી ખેલી તોય ચોબો વિજયવંત ન હોય !
ખુશી થઇ નવાબે માન દીધું વિજેતાને મહાન :
દરબારેથી કીધો દૂર ખાઇબડેલ મલ મગરૂર;
પારસી કોમ કેરી નોક રાખી ખેડૂએ ભરલોક.

# માથેનો મળ્યો !

### ઉધોર છંદ

સૂરત શ્હેર મધે નવાબ હકુમત કરે રાખી દાબ;
દાવર મોદીજીનું ત્યાંય ભારી ચલણ ચાલ્યું જાય :
ચોબો જંગી કોઇ ત્યાર ખાઇ પીને સાંજ સવાર,
જાણે સાંઢ મસ્તીપૂર અફીણ જમાવીને જરૂર
પડયો પાંથર્યો દરબાર ર્‌હેતો પડી બેઅખ્ત્યાર !
નવાબ તેનું ભાળી જોર ખુશ ખુશ થઇ કરતો શોર,
મોદીજીને મ્હેણું દઇ પૂછે રોજ, "છે કે નહી
તમના પારસીઓ માંહ્ય, જેથી જોર આ મલ થાય?"
દાવર મોદી તો ગુપચુપ બેસી રહે દિલઆશુબ :
એની મૂંઝવણનો પાર ન હતો–નિશદિ બેકરાર:
આવે કયાર વીરો કોય મલને મ્હાત કરીને રહોય !
એની રોજ જોતા વાટ, જબરો હૃદયમાં ચચડાત;
એક વખતે બન્યું આમ, પારસી ખેડૂ છોડી ગામ,
મોટાં એક ગાડાં માંહ્ય લાવ્યો ઘંટી પથરા ત્યાંય
બજાર મહીં વેચવા કાજ મોદીમ્હેલ પડોશમાં જ;
ગાડું છોડી ભૂખ્યો હોઇ ભોજન કેરી કીધી સોઇ–
ભાટીયું છોડી કાઢી થાળ ઘંટીશિલા જેવી વિશાળ :
ચાવલ દાળ રોટી માંસ એનો કીધો ડુંગર ખાસ !
હાથ ચલાવી ચાંપ્યો જાય, મોદી આંખ ત્યાં ઉંચકાય–
ખુરાક જોઇ થયાજ દંગ, એને દીઠો લાયક જંગ;
થાળું કીધું પેલે સાફ ! કહાન્નું ભરી પીધું આબ !
પૂરવા તેલ પૈડાં માંહ્ય એ તો યુક્તિ કરતો જાય:
સૂતો ભોંય ચત્તોપાટ, ગાડું ઉઠાવ્યું ખરેખાત

બન્ને પગે રૂની જેમ ઘંટીશિલા ભર્યું કેમ !
હાથે એક ગાડી ચાક ખેંચી પૂર્યું તેલ જરાક,
બીજું પૈડું એવીજ રીત તેલ પૂરી મૂકયું ખચ્ચીત !
મોદીજીએ તેનું જોર જોઇ ગણ્યો ચિત્તનો ચોર :
તેને તરત નિજની પાસ બોલાવ્યો ધરી વિશ્વાસ:
પેસો બિચારો ગભરાય મુજથી કસુર તે શું થાય !
મોદીજી બોલાવે કેમ ? બ્યાપ્યાં દિલે ધાસ્તી વ્હેમ !
ધીરજ દઇ કહે છે શેઠ, 'શાને કરે આવી વેઠ ?'
કીધી પછી સઘળી વાત ચોબાનો ધડવાને ઘાટ :
જરથોસ્તીએ કીધું કબૂલ, આંકયું મોદીસુખન મૂળ,
તાલીમ લઇ થયો તૈયાર શીખી દાવપેચ લગાર:
મોદીજીને ફરી નવાબ તાણો મારી કૂહે શેતાબ:
"છે કોઇ તુજ જાતની માંહ્ય, જેથી મલ્લ મુજ પછડાય?"
મોદીજીએ કહ્યું, "છેજ, હાજર કરૂં આજે એજ !"
જરથોસ્તીએ પળની માંહ્ય ચોબાને પટકયો ત્યાંય !
ત્રણ ત્રણ કુસ્તી ખેલી તોય ચોબો વિજયવંત ન હોય !
ખુશી થઇ નવાબે માન દીધું વિજેતાને મહાન :
દરબારેથી કીધો દૂર ખાઇબડેલ મલ મગરૂર;
પારસી કોમ કેરી નોક રાખી ખેડૂએ ભરલોક.



# નસ્કોરી ફૂટી !

"પાલવડો મારો મેલો, મોહનજી"—ઢાળ

પાલનજી બામજીનાં નામ અને કામથી
પારસી કોમ હશે અંજાણી રે લોલ;
ગઇ સદીનો ખરો કુશળ હકીમ એ,
શિકારી સાચો —છે કહાણી રે લોલ.
બાવા ખરશેદજી ધરમપુરનાં ગામમાં
ખેતીનો ધંધો ચલાવે રે લોલ;
પનોતા પાલનનાં પુણ્ય પગલાં પડી
પિતાનું દળદર ફેડાવે રે લોલ.
નાનપણથી મસ્તી તોફાનમાં તો શૂરા,
"બિલ્લુ" ને ઝીલાવે "ચંપો" રે લોલ;
હજામત કરાવતાં ગોપ્યાફે કરી દૈને
દેતા સૌ કોઇને અજંપો રે લોલ !
'તોબરા માસ્ટર' નાં દર્શન થતાં તેને
કોઈ કોઈ વાર લેતા લાફો રે લોલ !
બાવા ફિરાફની ટોપલી આપે ત્યારે

રાજાની મામીની નસ્કોરી ફૂટી ત્યારે
કોઇથી ન ઈલાજ કરાયા રે લોલ.
મોટા મોટીઆરા બહુ વૈદો હકીમો
લોહી નહી શકયા અટકાવી રે લોલ,
કાળી માટી ભૂકી સુંઘાડી આખર
પાલનજી શેઠ ગયા ફાવી રે લોલ!

રાજા સાથે એથી પ્રીતિ બંધાઈ,
લડાઇ પણ જીતાવી આપી રે લોલ;
કચ કંઇ વાઘોના શિકાર કરીને
લોકોમાં શાંતિ સ્થાપી રે લોલ.

પાલનજી બામંજી કંઇ કામ પ્રસંગ આવ્યા
પોતાની ભૂમિ નવસારી રે લોલ,
'તાજન' નામની એમની ઘોડી બહુ ચાલાક–
પ્રીતિથી કરતા સ્વારી રે લોલ.

સુબાનો ઘોડી પર ડોળો ખોભાયો,
કળવળથી એણે ચોરાવી રે લોલ;
તાતી તલ્વાર સાથે પાલનજી ધસ્યા
ઠાણુંમાં, જ્યાં તે છુપાવી રે લોલ:

સિપાઇ સપરા અને નોકર નફર સૌ
ડાંય બાંય થઇ ગયા જ્યારે રે લોલ
જુસ્સો ને ગુસ્સો પાલનજીનો જોયો–
હુંકારો પણ નહી ઉચ્ચારે રે લોલ;
તાજનને જોઈ તેઓ આભા બની ગયા–
મરણ પામી'તી બિચારી રે લોલ!
શેઠના વિયોગે ભૂખ તરસ વેઠી મૂઇ–
શેઠની પણ તેવીજ દિલદારી રે લોલ.

# નસ્કોરી ફૂટી !

"પાલવડો મારો મેલો, મોહનજી"—ઢાળ

પાલનજી બામજીનાં નામ અને કામથી
પારસી કોમ હશે અંજાણી રે લોલ;
ગઇ સદીનો ખરો કુશળ હકીમ એ,
શિકારી સાચો — છે કહાણી રે લોલ.
બાવા ખરશેદજી ધરમપુરનાં ગામમાં
ખેતીનો ધંધો ચલાવે રે લોલ;
પનોતા પાલનનાં પુણ્ય પગલાં પડી
પિતાનું દળદર ફેડાવે રે લોલ.
નાનપણથી મસ્તી તોફાનમાં તો શૂરા,
"બિલ્લુ" ને ઝીલાવે "ચંપો" રે લોલ;
હજામત કરાવતાં ગોધ્યારૂં કરી દૈને
દેતા સૌ કોઇને અજંપો રે લોલ !
'તોબરા માસ્ટર' નાં દર્શન થતાં તેને
કોઈ કોઇ વાર લેતા લાફો રે લોલ !
બાવા મિઠાઈની ટોપલી આપે ત્યારે
ડાહ્યો ડમરો બને "બાપો" રે લોલ !
દેવરામ દમીએલ મહેતાજીને ત્યાં મૂકયા
"પાટીપર ધૂળ" કંઇ નાખવા રે લોલ;
મહેતાના માથામાં સ્લેટ મારી નાઠા—
ગેરઇન્સાફ લાગ્યા નહી સાંખવા રે લોલ;
મયારામ વૈદ પાસે વૈદું બહુ શીખીને
તબીબ તરીકે પંકાયા રે લોલ;

રાજાની મામીની નસ્કોરી ફૂટી ત્યારે
કોઇથી ન ઈલાજ કરાયા રે લોલ.
મોટા મોટીઆરા બહુ વૈદ્યો હકીમો
લોહી નહી શકયા અટકાવી રે લોલ,
કાળી માટી ભૂકી સુંઘાડી આખર
પાલનજી શેઠ ગયા ફાવી રે લોલ!

રાજા સાથે એથી પ્રીતિ બંધાઇ,
લડાઇ પણ જીતાવી આપી રે લોલ;
કચ્ચ કંઇ વાઘોના શિકાર કરીને
લોકોમાં શાંતિ સ્થાપી રે લોલ.

પાલનજી બામંજી કંઇ કામ પ્રસંગ આવ્યા
પોતાની ભૂમિ નવસારી રે લોલ,
'તાજન' નામની એમની ઘોડી બહુ ચાલાક–
પ્રીતિથી કરતા સ્વારી રે લોલ.

સુબાનો ઘોડી પર ડોળો ખોભાયો,
કળવળથી એણે ચોરાવી રે લોલ;
તાતી તલ્વાર સાથે પાલનજી ધસ્યા
દાણાંમાં, જ્યાં તે છુપાવી રે લોલ:

સિપાઇ સપરા અને નોકર નફર સૌ
ડાંય બાંય થઇ ગયા જ્યારે રે લોલ
જુસ્સો ને ગુસ્સો પાલનજીનો જોયો–
હુંકારો પણ નહી ઉચ્ચારે રે લોલ;
તાજનને જોઈ તેઓ આભા બની ગયા–
મરણ પામી'તી બિચારી રે લોલ!
શેઠના વિયોગે ભૂખ તરસ વેઠી મૂઇ–
શેઠની પણ તેવીજ દિલદારી રે લોલ.

પ્રતાપી કામ બહુ પાલનજીએ કીધાં
ભૂતો ને ભીલો ભગાડયા રે લોલ;
ઉજ્જડ ગામડાંઓને શ્રમ લઇ વસાવ્યાં–
મરતાં માણસને જીવાડયાં રે લોલ.
તર્કબુદ્ધિ વાપરી ઈલાજ એ ઓ કરતા,
માનપાન ભારી એ પામ્યા રે લોલ;
૮૫ વરસની ઉંમર ગુજારી
ગેતીથી મિનોઈ વિરામ્યારે લો લ.



# ચેકુસની ચાલાકી

---

### ભૂજંગી છંદ

ભલા આંટીઆજી* ફરે ગામડામાં,
પરીક્ષા જ લેવા ખરે બેનફ્રામાં;
ગયા એક દિ એક નિશાળ તેઓ,
તપાસી જુએ છેજ અભ્યાસ કેવો ?
હતો પંતુજી પંડ ચાલાક ત્યાંનો,
હતો આંટીઆથી જરી ના અજાણો:
કીધી તાલ–ગોખાવિયા કૈં સવાલો,
ધરે હોંશિયારી શયેતાનબાળો !
સવાલો લખાવી દીધાં નંબરોને,
પડે 'પોલ' ખુલ્લી કદાપિ ન કોને;
અને આંટીઆજી પધાર્યા જ જ્યારે,
દીઠો પંતુનો રોબ ભારી સહારે !
પહેલા જ બેને નક્કી પ્રશ્ન પૂછ્યા,
જવાબો દીધા–ના જરી કોઇ ધ્રૂજ્યા !
પછી આવી વારો ત્રીજાની અરેરે !
હતો ગેરહાજેર તે તો ખરેરે !
પૂછ્યો ચોથને પ્રશ્ન ત્રીજા તણો ત્યાં;
પૂછ્યો બે ત્રણે વાર પાછો ઘણો ત્યાં:
"ખુદાએ શું પેદા તમોને ન કીધા ?
કહો જલ્દી–દૈ દો જવાબો જ સીધા !"

---

* મર્હૂમ એર્વદ એદલજી કેરશાસ્પજી આંટીઆ, અવસ્તા પહેલવીના અભ્યાસી.

અને ચેકુસે ભાંગરો એમ વાટયો,
(વિચારી કે શાબાશી હું જૈશ ખાટયો !):
"ખુદાએ હતો કીધ પેદા ત્રીજાને,
પડયો આજ છે માંદગીને બિછાને !
હું છું ચોથ !" સુણી હસ્યા આંટીઆજી,
અને હાસ્યથી કલાસ રૂહે ગાજીવાજી !
અને ત્યાં મહેતો કરે લાલ ડોળા—
બળે અંતરે આગ કેરાજ શોલા !
કીધી ચેકુસે નિજ ચાલાકી દ્વારા
બધી મ્હેનતો ફોક !—પંતુ બિચારા !
પસીનો જ ઠંડો શરીરે વછૂટે,
અને પંતુજી નિજ કપ્પાળ ફૂટે !



# નોશિરવાનની ન્યાયવૃત્તિ

---

**નવલ છંદ ***

નોશિરવાને આદિલનો ન્યાય
યુગયુગોથી પામ્યો છે ખ્યાતિ;
એ ઈન્સાફી ભૂપતિની છાંય
છે આપી એક વાર્તા વખણાતી.
એ એક દિવસ ખાણાને કાજ
કરી તૈયારી ટેબલ પર બેઠા;
લટકાવીને શાહી ઉંચ સાજ
ભપકા સાથે આવ્યો'તો એ તો.
ત્યાં વેટર જે લાવ્યો'તો 'સૂપ',
કૈં ભૂલ કરી થોડો શો ઢોળ્યો
તે શાહી ઝભ્ભા ઉપર અનુપ–
ઝભ્ભો જાણે 'ગ્રેવા' માં બોળ્યો !
નોશિરવાને ફેરવાને નેણ
તે વેટરને સરતાપા ન્યાળ્યો;
ભૃજંગતણી જોતાં સહુ ફેણ
તે અનુચરે પણ સમો સમાલ્યો.
ઢોળી દીધી આખી સૂપડીશ
રાજાજીના સુંદર જામાપે !

---

* આ છંદ નવો રચ્યો છે. પહેલી પંક્તિ ૧૭ માત્રાની અને બીજી ૧૮ માત્રાની છે. પહેલી પંક્તિમાં બીજી, આઠમી, ચૌદમી અને સત્તરમી માત્રા પછી યતિ છે: બીજી પંક્તિમાં બીજી, આઠમી, ચૌદમી અને અઢારમી માત્રા પછી યતિ છે

ચઢી રાજનને એવી તો રીસ,
પણ મનપર બહુ સંયમ એ સ્થાપે.
પછી વેટરને પૂછ્યું કે "કેમ,
તુજ ચાલ તણો શો છે ખુલાસો ?"
ઉત્તર દીધો તેણે તો એમ,
"ઢોળ્યો'તો મેં જ્યાર સૂપ જરા શો,
જોતાં આવ્યા ગુસ્સામાં આપ
ભય મોતતણો મને અહીં લાગ્યો;
મેં ખાલી કીધી ડીશ શેતાબ,
ને આપે ઝટ ખુલાસો માગ્યો;
સૂપનાં થોડાં ટીપાંને કાજ
જો મૃત્યુદંડ મુજને ફરમાવો,
સૌ અન્યાયી ગણતે સરતાજ,
કે 'આદિલ પણ ક્રૂર હતો આવો!'
મેં એથી તો આખી એ ડીશ
તમ ઝબ્ભા પર કીધી'તી ખાલી,
કે મોટા એ ગુનાહને ગિષ
જો મોત સજા મળશે નિરાળી,
તો પણ કોઇ કાઢે નહી દોષ
તમ શાહતણો શિક્ષાને કાજે:
એ કારણથી રાખ્યો મેં હોશ,
કે ન્યાયવૃત્તિ તમની તો ગાજે!"
ચતુરાઇથી ભરપૂર આ કામ
દેખીને ખૂબ ખૂશ થયા રાજા:
વેટર કેરો અપરાધ તમામ
કરી દરગૂજર પંકાયા ઝાઝા!

# ગુરગીનની ગુસ્તાખી

### બિંદુ છંદ

ગુર્ગીન કેખુસરૂ દર્બારે
મસ્કરી કાજ સુખ્યાતિ ધારે;
હાસ્ય અને વળી ઠઠ્ઠા એની,
સૌ જનને મનથી લાખેણી:
એક પ્રસંગ શું બન્યું ભાળો,
તુરનરેશ થયો વિકરાળો;
લશ્કર ખેંચિયું ખુસ્રો સામે
જે રય શ્હેર કહે તે ઠામે.
એક હતો વીર જાતે ચીનો,
બ્હાર પડયો ઝટ લેવા કીનો;
લાલચ દીધી'તી અફ્રાસ્યાબે,
કેખુસરૂ તણું ડોકું કાપે,
આપું તને મુજ બેટી ડાહી,
એમ રણે હડસેલ્યો વાહી.

### મહાલક્ષ્મી છંદ

નામ અર્જંગ એ ધારતો,
આવિયો સિંહ પૂકારતો:
વીર ઇરાનીઓ જોય શું,
પ્હાડનો ટુકડો હોય શું!
જોઇ સૌને ચઢી ધ્રૂજરી,
લોહી સૌનું ગયું ત્યાં ઠરી!

સ્વાર પણ હયસહિત ભોંયભેગો થયો,
ગુર્ગીને કમંદ કાઢી ત્વરાથી,
નાખી અર્જંગની ગર્દને તે વળી,
બાંધી રસી તેની નિજ બાજૂનાથી;
તે પછી અશ્વ ફટકાવી નિજ ચાહ્યું કે
ખેંચી અર્જંગ લઈ જાય જાતે:
તેજ તોખાર તો દોડવા લાગિયો—
હાથી શો ઉભતો તુર જગા તે!
લાગિયો એક ઝટકો રસીને અને
ગુરગીન અશ્વથી ભોંય પડતો:
ત્યાંથી તોખાર તો સેનમાં ભાગિયો,
નાખી ગુર્ગીનને ત્યાં ગબડતો!!
મામલો જોઈ આ ગાભરો પડી જઈ
ગુરગીન મશ્કરો ત્યાંથી નાઠો:
વીર અર્જંગ પણ કમંદ ફેંકી દઈ
ગુરગીનની પૂઠે દોડી જાતો!
એમ કહી, "હે બુઢ્ઢા! તેં ફરેબે કરી
મારિયો અસ્પ મુજ આજ રોજે:
વેર એનું લઉં, જીવ કાઢી દઉં
તાહરો આ સ્થળે, તું જ જોજે!"
લારનો શાહ (!) ગુરગીન દમ બાંધીને
ન્હાસતો ને પૂઠે તુર દોડે:
આ પકડદાવ દેખી સહુ લશ્કરો
લાગિયાં હાસ્ય કરવાજ જોડે!
સેન ઇરાનનું આવતાં આખરે
થા કિ યા પા કિ યા ગુ ર ગી ને
આશવિશ્વાસનો મારિયો દમ અને
જંગમાં ના ગયો કોઇ દિને!



# آتش بهرام نوساري

# નવસારીનું આતશબહેરામ

ای آتش روحانی
فروغ غیبدانی
مکین آسمانی
نورچشم خدائی

بنوساری تو شاهی
ز تو پشت و پناهی
همه را خیرخواهی
و هم مشکل کشائی

ز تو جاه و جلالی
به علمیت کمالی
دوری از هر وبالی
همیشه ما ببینیم

تو آتش بهرامی
عزیزی و گرامی
بشدیم از تو نامی
در سایه‌ات نشینیم

بنی نوسرائی
بهر بومی و جائی
ازت جلوهنمائی
و کنند نیکنامی

درونم پاک سازی
قصورهایم گدازی
بتو بادا نمازی

અહો આતશ મિનોઇ!
પ્રભુતણખો તું હોઇ,
ગગન પર રહેજ સ્હોઇ
ખુદાનો પુત્ર ન્યારો:

તું રાજા અમ વતનનો,
તું રક્ષક મનબદનનો,
હિતેચ્છુ સર્વજનનો,
દુ:ખોને વારનારો:

તુંથી જાહોજલાલી,
પ્રતિભા દે નિરાળી,
બધી રંજો પ્રજાળી
અમોને સુખ દે છે:

પુનિત આતશબહેરામ!
અતિ પ્યારું સુબ્હોશામ,
તુંથી આસ્કાર અમ નામ,
તુજ છાંય અમ પર રહે છે:

શૂરા નોશાકરાઓ
ઘૂમી રૂહે દશ દિશાઓ;
તુંથી સુકીર્તિ લ્હાવો
ખરે એઓજ પામે:

સફા કર મુજ અંતર
ગુન્હા બાળી સદંતર:
નમન તુંને નિરંતર

# در ثنای پروردگار

---

خدایا کردگارا زبان نه امکان دارد
که خوبیئت بشمرد نه بلبل این زبان دارد

چنانست کارهای تو و چنان بارهای تو
که بندهٔ متعجب است و انگشت در دهان دارد

ز تو گیتے پدید آمد - ز تو سپهر سفید آمد
پیدا کردی زمین آذر و مردمان که جهان دارد

ز تو آب و شجر پیدات و گوهرهای بیمثال
همه اشیای این دنیا بحق از تو نشان دارد

بنی آدمست آزاده ازآن علم خداداده
تمیز و عقل مردی را تو بخشی که امان دارد

مرا کنی تو رهنمای بوقت سختی و تنهای
توئی دانندهٔ غیبی - نه کس از تو نهان دارد

توئی خالق توئی مالک - بگوید این هر سالک
توئی دانا و توانا - فروغت هر روان دارد

توئی ظاهر و پنهانی بمخلوقات قدردانی
توئی جهان و ذرّهٔ - چنین علم که توان دارد

مهر تو بیکرانست و هستیئت بیگمانست
هرانکه گوید تو نیستے فریب شیطان دارد

# પાક પરવરદેગારની તારીફમાં

ખુદા ! ઓ આફ્રીદેગાર ! ન શક્તિ મુજ ઝબાને છે,
કે ખૂબી તારી તે ગાયે—ન બુલબુલ ગાઈ જાણે છે !

અજબ છે કામ સૌ તારાં—ગજબ તુજ જોખમો ન્યારા,
કે તારો દાસ તાજૂબ થઈ સદા તુજને વખાણે છે.

તુંથી દુનિયા થઇ જાહેર અને આ આસમાં સૂફેદ,
જમીનો આતશો માનવ તને કર્તા પિછાને છે :

વળી પાણી અને ઝાડો, અમૂલી ખાણુ તારાથી,
સહુ વસ્તુઓ પૃથ્વીની જે પેદા તુજ નિશાને છે.

શિખવ્યો એલ્મ તેં જે છે સુખી ખુશી અમે તેથી,
તુંએ દીધીજ અક્કલ તે સહુનું મૂળ નાણે છે :

દુઃખો ને રંજને ટાણે કરે છે રેહબરી તું તો,
તું જાણે ભેદ સૌના : કો ઠગીને મોદ માણે છે ?

જગત્કર્તા તું એકજ છે—કહે છે સૂફી ને સંતો,
તું જ્ઞાની-શક્તિશાળી છે : તુજ જ્યોતિ હર રવાને છે :

તું તો છે ગુપ્ત ને ખુલ્લો—અમારા પર સદા દુલ્લો,
અણુ છે તું અને વિરાટ—ન હદ કૈં તુજ જ્ઞાને છે !

કૃપા તારી ઘણેરી છે અને તુજ હસ્તી છે બેશક,
તને ના માનતો તેને ભમાવ્યો શાયતાને છે,

توئی غفّار تو جبّار توئی رازق و پرورتار
ابس منّت تو برما همه بار گران داره

خدایا چیست علّتی نمی نمائی طلعتی
اگر تو صورتی داری تجلّی چه همان داره

چه خوش گفت پاک فردوسی-روانش باد در خوشی
بلندی و توئی پستی - ز تو شان این گمان داره

خدایا عالم فانیست مبتلای نادانی
دفع کن جنگ و مشقت که خلق تو فغان داره

همیشه مهربانی تو - همیشه یار جانی تو
کنون دست جهان‌گیری که آن تنگی و زیان داره



ગુનાહો બક્ષી દઇને તું અમોને પાળી પોષી રહે,
અમારૂં દિલ કચડાઇ ગયું તુજ એહસાને છે!

ખુદા! કહેને શું કારણ છે, બતાવે ના તુજ રૂપ કોને?
હશે જો આકૃતિ તુંને, પ્રકાશો એ ઠેકાણે છે.

કહે છે પાક ફિર્દૂસી (રવાન એનું રહો ખુશી!):
"તું છે ઉંચાઇ ને ઉંડાણ—તુંથી જ્યોતિ જેહાને છે!"

ખુદા ઓ! ફાની આ આલમ ફસી છે ગુમરાહીમાં,
લડાઇ તું મિટાવી દે—ઉગ્યાં દુઃખ પાન પાને છે!

સદાનો તું દયાળુ છે—સદાનો તું મયાળુ છે:
દુનિયાને તું યારી દે કે આફત સ્થાન સ્થાને છે!



# در صفت نبی الانبیا زرتشت اسفنتمان

## વખ્શુરે વખ્શુરાન અષો જરતોશ્ત સ્પીતમાનની તારીફમાં

---

بنام آنکه اش زرتشت گویند
و داغ دل از یاد بهش شویند
بدیده دار فانی انبیا بس
ولی فضلا و عاقل علما بس
ولیکن او همه را اوستاد است
وزو ابلیس دایم نامراد است
درینجا داد یزدانش ولادت
چو گیتی دید خالی از سعادت
جفا هرجا بود و بیکیش و دادی
دل مردم شده کوته ز شادی
که گاو این زمین تا گه بنالید
بدرگاه خدا عرضش گزارید
که تو خلاق این و آن جهانی
مرا زین ظلم و زاری کی رهانی
ببارم من چو اشک خون ز دیده
که از جور و ستم قلبم دریده
چرا در خلد خاموش بنشینی
ستم که میرود بر من نبینی

જરાતુસ્ત નામથી શુરૂ કરૂં છું
કે જેથી દિલદાગો હું હરૂં છું
દુનિયાએ દીઠા પયગમ્બરોને
અને વિદ્વાન બાહોશ બહુ નરોને
સહુનો છે જરાતુસ્ત ઉસ્તાદજ
કરે શયતાનને એ નામુરાદજ
સરાએ ફાનીમાં દીધો ખુદાએ
જનમ એને કે જેથી દુઃખ કપાયે
હતો ત્યાં દૌર બદ્દીની જફાનો
હતો ટોટોજ જનસુખના નફાનો
અમારી માત ધરતીએ રડીને
અરજ કીધી ખુદાને કરગરીને:
તું છે સાહેબ બેહુ દુનિયાનો
જુલમ મુજપર ગણે વાજેબ શાનો?
રડું હું આંખમાંથી લોહી આંસુ
જીગર મુજ ચાક કીધું એ જફા શું?
સુગો તું કેમ બેઠો બહેસ્તમાંહીં?
ન દેખાતું સિતમનું જોર આંહીં?

فرست اکنون رسول پاک بنیاد
که سازد دور این ظلمات و فریاد

રસુલે પાકને તું મોકલી દે
બદીઓનો વિનાશજ જે કરી દે

چو ایزد این شکایتها شنیدی
زراتشت نیکو را آفریدی

સુણીને શોર ધરતી મા તણો તો
ખુદા દેતાજ પયગમ્બર પનોતો

چو او آمد بگیتی سپنجی
همه خلقت برست از بیم و رنجی

રૂડે પગલે જગતમાંહી પધારી
રસુલે દુઃખ નાખ્યાં સૌ વિદારી

چو دانستند دیوان این حقیقت
که آرد این نبی دین و طریقت

સુણે સૌ દેવ જ્યારે આ હકીકત
કે લાવે આ નબી દીની તરીકત

جمع گشتند زودی در هلاکش
بکوشیده برای جان پاکش

થયા તૈયાર કરવા નાશ એનો
રૂંધી દેવા અરેરે શ્વાસ એનો

چه شان دانند کو یار خدا است
عزیز خویش و هم مشکل کشا است

શું જાણે તે બુરા કે રબની યારી
હતી એને દુઃખો દેવા નિવારી

بعون دادگر او ساخت حرمان
همه نیرنگ و جادو ریو دیوان

ખુદાની સ્હાયથી જરતોસ્ત પાકે
દફા કીધા ફરેબો સહુ તડાકે

نخستین در گله گاوش فگندند
دگر باره چۀ آتش بکندند

પ્રથમ તો નાખિયો'તો ગાવટોળે
વળી એને ધકેલ્યો આગખોળે

بدست آورده بابش را ز نیرنگ
کزان سازند بر بچه جهان تنگ

અને જાદુથી પિતાને ભમાવે
કે જીવ તે બાળકેરો જોખમાવે

ولی برباد شد تدبیر ایشان
بیک مویش نگشته هیچ زیان

બધી તદબીર તો બરબાદ થઇ ગઇ
ન વાળે પણ ઇજાની યાદ રહી ગઇ

بدو گفت آهرمن گر تو گزاری
بهی دین را ببخشم تاجداری

કહે તેને અહર્મનઃ 'ગર મુકી દે
નવી દીન તું, તને તો જગ ઝુકી રે':

جوابش داد زرتشت پیمبر
نسازم هجر آن گرچه رود سر

દીધો ઉત્તર જરાતુસ્તેજ તેને:
'ન છોડું એને સર મુજ જાય ભલેને!'

وزان پس رفت نزد شاه گشتاسپ
که او بود شاه ایران پور لهراسپ

પછી એ તો ગયો ગુસ્તાસ્પ પાસે
હતો લોહરાસ્પસુત શાહી પ્રકાશે

بسی معجزها بنمود او را
نبی دانست زرتشت نیکو را

તહીં બહુ મોજેજાઓ તો દિખાવ્યા
સચોત સહુજનને નિજ દાવા સુણાવ્યા

علامات نبوت زود بنمود
چه نسق و سرو و برزین بود بنمود

બતાવી ત્યાં નબુવ્વતની નિશાનો
જે નસ્કો સર્વ બુરઝીનની પિછાનો

قبول آنکه همه کردند دینش
چو بدیدند بر یزدان یقینش

કબુલ દીન એની કીધી સહુએ ત્યારે
દીઠું એકીન ખુદા ઉપર જયારે

شنید ارجاسپ توران این حکایت
که شه گشتاسپ کرد او را حمایت

સુણે અર્જાસ્પ તુરાની હિકાયત
કે ગુસ્તાસ્પે દીધી એને હિમાયત

بسی شد خشمگین بر شاه ایران
یکی نامه نوشت آن شاه توران

ઇરાની શાહ પરે ગુસ્સો બતાવ્યો
અને તેના ઉપર રૂક્કો લખાવ્યો :

که این چه کردی ای شاه کیانی
چرا کردی قبول این دین فانی

"કેઆની શાહ! આ તેં શું જ કીધું?
નવી દીનને પનાહી દાન દીધું?

بزودی ترک کن این دین بد را
وگرنه گم کنی شاهی خود را

બુરી એ દીન જલ્દી તર્ક કર તું
નહી તો લોટવાનો ખાક પર તું!"

چو این رقعه بخواند آن شاه نامی
نمی گردید او از دین گرامی

ભલા શાહે રૂક્કો જવ વાંચિયો એ,
દીને જરતોસ્તથી નવ ખાંચિયો એ

شه توران یکی فوجی جمع کرد
مسخر کردن ایران طمع کرد

કરે લશ્કરની તૈયારી તુરાની
કરે ઇરાનને તે ધૂળધાણી

شده برپا از آن خونخوار جنگها
کزان شد باخته هوش پلنگها

થયાં બરપા ઘણાં ખૂનખાર જંગો
ગુમાવે હોશ ચિત્તા ને પલંગો

چه رود و جوی زان شد سرخابی
ز خونریزی لشکر بیحسابی

નદીનાળાં થયાં લોહી ભરેલાં
મુવેલાંના શુમારો કયાં કરેલા?

زهر سو کشته شد گردان بسیار
خصوص ایرانیان گشته بسی خوار

કપાયા વીર અગણિત બેહુ બાજુ
થયું ઈરાનને નુકસાન ઝાઝું

بسا گردان شاهی خانواده
چشیده در جهادی موت باده

બહુ શાહી દેલીરો ત્યાં કપાયા
દીની કુરબાની કાજે સૌ હણાયા

ولی یزدان که بر ایرانیان بود
بمومنان دینش مهربان بود

પરંતુ સ્હાય યઝદાને દીધી ત્યાં
મદદ ગેબી દીનીજનને કીધી ત્યાં

چو گو اسفندیار آمد بمیدان
بسی تورانیان جان گشته ویران

દેલીર અસ્ફંદયારે જંગ જમાવ્યો
તુરાનીઓને શિક્ષાપાઠ ભણાવ્યો

دریغا که فتحش آلوده شد
ز کشتن زراتشت پالوده شد

ફતેહોમાં ઉણપ આવી, અરેરે!
જરાતુસ્ત પર અજલ ફાવી, અરેરે!

شده قتل آن پیمبر پاک نامی
بدست توربراتور حرامی

કતલ થાયા પયંબર એમ કહે છે
ખુનીનું તુરબ્રાતુર નામ લે છે

چو در آتشکدهی کرد نمازی
تورانی از تیغش کشت آن غازی

કરે નેમાઝ આતશબેહરામે
તુરાની હાથ પર રેહલત પામે

ولی معجزهٔ او آن زمان کرد
عدویش را بتسبیح بیروان کرد

વળી તે વાર મોજેજો બતાવ્યો
નિજ તસ્બીહથી રિપૂને ત્યાં હણાવ્યો

هزاران سال گذشته پس وفاتش
به ابد الدهر بماند پاک ذاتش

થયાં તેને હજારો સાલ આજે
વળી જાવીદ જરતોસ્ત નામ ગાજે

بروح پاکش بپور آفرین باد
مقامش دایماً بهشت برین باد

હજારો પાક રૂહ પર આફ્રીન હો!
જગા તેની સદા બહેસ્તે બરીન હો!

دین بوش بخوبی و کرامت
بمادا جاوید تا روز قیامت

ચમત્કારી ખુબીવંત દીન એની
ક્યામત તક રહેજો હૈયાતી તેની!



# نوروز جمشیدی

دلا بر خیز و شادی کن که امروز حال شادی است
گهٔ نوروز جمشیدی و یوم شادبادی است
همه رنج و الم بگذار و تیمارت فرامش کن
بدرگاه خدا آور ترا هرچه مرادی است
شب ظلمات و بیماری و ناچاری بسر شده
طلوع گشته کنون خورشید فضل و فیض و دادی است
لباس خرّمی پوشد تمامی خلق یزدانی
شود کین ناپدید هرجا ببین چه اتّحادی است
هزاران شکر ایزد کن که باران رفقتّش
دمادم برتو میبارد گرت نه اعتقادی است
روز هرمزد و ماه فرّخ فروردین نو آمد
بشو بر پا و طاعت کن که آن روحت را زادی است
ابر شاخ شجر خوانند بلبلان ثنای حق
نسیم خلد می آید چنان خوش بامدادی است
بسوی باغ گامی نه و بین خوشرنگ گلها را
بدر کن کاهلی فوراً که آن جانترا عادی است
نصیحت گوش کن ای دل ـ خدا خلّاق و قادرست
فراز و شیب این گردون همه زان ارشادی است
برای آنچه بر تو میرود سپاس ایزد کن
مخور زنهار غم کزوی مداماً ازدیادی است
مسافر پنج روز هستیم درین دنیای فانی ما
اگر ذکرش بجا ناریم مارا چون آزادی است
ز جان و دل همی خواهیم درین نوسال جمشیدی
پر از افراط باشد آنچه کشت و کوه و وادی است

# જમશેદી નોરોઝ

ઉઠ દીલ! તું ખુશ થઇને, આજ મંગલ દિન છે,
ઉર સૌ જમશેદી નોરોઝી ઉલ્લાસે લીન છે;
ભૂલી જા તું રંજો ગમ નિજ, દૂર કર તુજ દુઃખને,
આપશે મુરાદો તુજની તે જે હાજતવિન છે!
વહી ગઇ છે રાત હાલે ઝુલ્મ ને જંજાલની,
દાદ ને દરીઆદિલીનો ઉગ્યો સૂર ઝરરીન છે!
આજ પ્હેરે વસ્ત્ર સુંદર ખલ્ક કુલ યઝદાનની
સંપ સઘળે રાજ કરતો—ક્યાં ફેસાદી કીણ છે?
શુક્ર લાખો કર ખુદાના, રહેમ તેની તુજપર
પળપળે ઉતરતી, જો કે ના તને આકીન છે!
રોઝ હોર્મઝદ માહ ફરરોખ ફરવર્દીન આજે થયો,
બંદગી તું કર કે જીવનું અન્ન એ પ્રાચીન છે;
બુલબુલોને દેખ ગાતાં ઝાડની સૌ ડાળ પર,
શોભતી ઉગી ઉષા, શી વાય લ્હેર શીરીન છે!
બાગમાં તું જા અને સુંદર ફૂલોને જોઈ લે,
ત્યાગ સુસ્તી ઝટ—તુજનો શત્રુ એ સંગીન છે!
સુણ શિખ આ મુજની તું: છે પ્રભુ બળવાન બહુ,
દુનિયાની ચઢતી પડતી બસ તેને આધિન છે!
દુઃખના ડુંગર પડે પણ યાદ તેની ભૂલ ના,
શાને કરવો ગમ? ખુદાને દીઠો વૃદ્ધિહિન છે?
ફાની આ આલમમાં આપણ પાંચ દિનના પાયદાર,
સ્મૃતિ તેની ભૂલવે મુક્તિ મળવી કઠિન છે!
જાનો જીગરથી નવાં જમશેદી સાલે યાચીએ:
આબાદી ભરપૂર હો જ્યાં પહાડ, ખેતર, ખીણ છે!

# شاعر فردوسي طوسي
# શાયર ફિર્દૂસી તૂસી

---

فردوسی شاعری بودست بینظیر
مرد قابل و رب روشن ضمیر

ફિર્દૂસી એક બીનહરીફ શાયર છે,
બાહોશ, ખબરદાર ને માહેર છે;

و کتابی چو شهنامه نشده
در فنا چنین علامه نشده

શાહનામા જેવી કેતાબ છે કહીં?
ફિર્દૂસી શો આલેમ જગમધ્યે નહીં!

صاحب کمال و فضل و راستی
دور دایم از کمی و کاستی

જ્ઞાન ને સચ્ચાઈમાં પૂરો સહી,
જ્યાદે કમી કરવે એ શૂરો નહીં;

جلوهٔ ایران زو آشکار شد
در جهانی ملک بزرگوار شد

જૂનાં ઈરાનની કીર્તિ તાજી કીધી,
મુલ્ક સહુમાં એને સરફ્રાજી દીધી;

تاریخ زراتشتی شاهانرا
کار و جاه و حشمت ایشانرا

પારસી શાહોતણા ઇતિહાસને,
દબદબાને તેઓના ને ર્હાસને

در کتابش حقاً ظاهر ساخته
رمز و نصایح در آن انداخته

પ્રકાશિત કીધાં વધઘટ વિના એણે,
પૂર્યાં તેમાં શિખ, ભેદ ઝીણા એણે;

مایهٔ کتابش باشد پهلوی
او نوشت آن در ایام غزنوی

પહેલવીમાંથી હકીકત લાવિયો,
ગઝનવીએ પ્રથમ ગ્રંથ લખાવિયો;

پارسی نام جاویدست از خامه اش
دایم الاوقات مانند نامه اش

એનાથી અમર થયા સૌ પારસી,
કયામત તક જળવાશે એ ગ્રંથ ફારસી:

بلبل طوس کریسی سال رنج برد
ناامیدی در عوضش گنج نه

સાલ ત્રીસ એણે બહુ લીધા શ્રમો,
આશાભંગ મળ્યો બદલો ને સિતમો:

| | |
|---|---|
| شاه محمود وعدهش خلاف کرد | મહમૂદે નિજ કોલ તો નહી પાળિયો; |
| فردوسی آن هرگز نه معاف کرد | આ જુલમ ફિર્દૂસીને બહુ સાલિયો; |
| باد او کردن شب وروز فرض ماست | યાદ એની આપણે કરવી રહી, |
| قرض او ادا بکردن غرض ماست | કર્જ ભરપાઈ શિરે ધરવી સહી; |
| گرچه روزگار اُمیدش برباد کرد | દુનિયાએ નાઉમેદ કીધો ભલે, |
| در پیری وبرا چنین ناشاد کرد | વૃદ્ધવયમાં એને ગમ દીધો ભલે, |
| مزد رنجها و تیمارش یافته | આખરે પણ નિજ બદલો પામિયો, |
| نام نیکش تا هنوز بس تافته | દિશે દશ સુયશ કવિનો જામિયો! |
| آبرویش نبیند هرگز زوال | આબરૂ એની કદિ ના ઝાંખશે, |
| از سبب که ناظمی است بیمثال | સૌ એને ઉત્તમ સ્વીકારી રાખશે; |
| غم چه باشد کرد نه طالع یاوری | કિસ્મતે ભલેને યારી ના દીધી, |
| صدر عالی دادش آنجا داوری | જિન્નતે ઇશે એની જગ્યા કીધી: |
| باد بر روحش درودها و ثنا | દુઆ હોજો રૂહપર એના બહુ!— |
| فردوسی ور زیست نه بودیم کجا | ના થતે એ, ક્યાં હતે આપણ સહુ? |



# نوساری

سپاست ای خدا بیور که کردی نوساری را
بگیتی بومئی مارا - کنیم زان افتخاری را
وطن دوستی که ما داریم برای شهر نوساری
نداند آن چنّدی یا نمی دارد کناری را
همینست دهئی کهن که در پیشین مشهور بوده
بسی شیرینی و تلخی چشید و چرخدواری را
ز نام مهرجی رانا مورخ باخبر باشد
به ایام آکبّر شاه همی دید آشکاری را
ولی دیسائی خورشیدجی که ایدر پیشوائی کرده
برای انجمن او برد رنج بیشماری را
ولی دادا و تاتایان و نام نیک سر جمشید
بدین رُستای نا چیزی بدادند اشتهاری را
فراموش چه کنیم اسام سکلات و هم چانگاشا
که مر زیشان یابند پارسیان تابداری را
ابس ابرار هندویان و مولای مسلمانان
بدین جای قدیم شدند و دیدند رستکاری را
چنینست زادبوم ما که ایزد دوستتر دارد
که آنجا آفریده او نبات و مرغزاری را
ولی اشجار گونا گون در نوساری ببینیم
چراگاه گلشن و میدان و چاه و جویباری را
مهاراجا سیاجی راو حاکم بلد باشد
ز عمل شان رعیت هیچ دیده ناگواری را
دمادم آفرین تو بر نوساری بباراني
خدایا دهی اش تا روز محشر پایداری را

# નવસારી

પ્રભુ! તુજ શુક્ર લાખો કે કીધી તેં નવસારીને
અમારી જન્મભૂમિ — સૌ સગર્વ ચાહે પ્યારીને;
અરે જુસ્સો જે એ માટે અમારા દિલમાં ઉછળે,
ન જાણે હદ કંઈ એ તો — ન પિછાને કિનારીને!
અમારૂં એ વતન વ્હાલું પુરાણા કાળથી પ્રખ્યાત,
નસીબા ચક્કરે પીસી ભલી ભૂમિ અમારીને!
ખરે હિંદી તવારીખે સુશોભે મેહેરજી રાણા,
કીધા'તા છક્ક જેણે સૌ અકબ્બર દરબારીને!
વળી ખુરશેદજી બાપા ખરા આ ગામના મુખી,
ભગરની અન્જુમન કાજે ઉઠાવ્યા રંજ ભારીને;
ભલા દાદા અને તાતા તથા જમશેદ જીજીભાઇ,
એ સૌએ ગામના ડંકા સુણાવ્યા જગત સારીને!
ભલા શાપુરજી સકલાત, ચાંગાશા તણાં નામો
સદા હૈયે રમે, જેણે ઉઠાવી નામદારીને;
હજારો હિંદુ સંતો ને બહુએ ઓલિઆ મુસ્લિમ
જૂના આ શહેરે જન્મીને વર્યા નિજ મુક્તિ ન્યારીને!
અજબ એ જન્મભૂમિ પર પ્રભુની છે અમીદષ્ટિ,
હરિયાળી બધે દીધી દિસે કેં પ્રેમ ધારીને;
લીલાંછમ વૃક્ષની જાતો અનેકાનેક અહીં દિસે,
ભૂલીશું કયાં કુવા, બાગો ને બંદર, બીડ, કયારીને?
મહારાજા સયાજીરાવ છે આ શહેર કેરા શાહ,
રઇયત છે સુખી અહીંની — ન જાણે ગમખારીને!
પ્રભુ! આશિશ દે પળપળ અમ 'નવસારી' પર વરસાવી,
સુખી લાંબું જીવન દેજે કૃપા એ પર ઉતારીને!

# પરિશિષ્ટ

## પારસી અને હિંદુ ધર્મની મૂળ ૩૩ શક્તિઓ

---

"The Rigvedic gods had become an enigma even in the days of the Brahmans......The mythological stories alluded to in the Rigvedic hymns about the several gods also became unintelligible."*

આર્ય પ્રજાની બે શાખાઓ—પારસીઓ અને હિંદુઓ—મૂળે એક જ પ્રજા હતી એ તો ચોક્કસ, પછી ભલેને તે એશિયામાં રહેતી હોય કે ઉત્તર ધ્રુવ તરફ નિવાસ કરતી હોય, એની સાથે અત્રે આપણને કામ નથી. બન્ને પ્રાચીન તેટલા જ મહાન ધર્મોના અભ્યાસ પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ઉભયમાં મૂળે તો ૩૩ દિવ્ય શક્તિઓ—પારસીઓના "યઝદ" અને હિંદુઓના 'દેવ' કહેવાતી–હતી, અને તે સઘળીઓ કંઈ જ નહી પણ એક જ મહદ શક્તિ—પ્રભુ—નાં પૃથક્ રૂપાંતર જેવી હતી. તત્સંબંધે કહ્યું જ છે કે: **सुपर्णं विप्राः कवयो वचोभिरेकं सन्तं बहुधा कल्पयन्ति।** = જ્ઞાની અને ક્રાન્તદર્શી કવિઓ પરમાત્માને એક છતાં અનેક રૂપે કલ્પે છે. બન્ને ધર્મો એવું જ સમજાવે છે કે આદ્યશક્તિ તો એક જ છે—ઉભય તેને '**सत्**' નામે પણ સંબોધે

---

* History of Sanskrit Literature, Vol. I, p. 76.

છે—અને એ એકમાંથી પ્રથમ તો ૩૩ થઈ (**ये स्थ त्रयश्च त्रिंशश्च मनोर्देवा यज्ञियास:।**). હિંદુઓમાં એ તેત્રીસ પરથી વધીને કાળાંતરે ૩૩૩૯—અને હાલ તો ૩૩ ક્રોડ—દેવ થયા, જ્યારે પારસીઓમાં યુગયુગાંતરે પણ એ સંખ્યા ૪૦ થી વધી નહી: છતાં પણ મુખ્ય તો તેત્રીસ જ ગણાય છે. આ લેખમાં બન્ને પ્રજાના મૂળ ૩૩ દેવની સરખામણી કરવાનો અલ્પસ્વલ્પ પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રાચીન વૈદિક કાળના ભૂલાઈ–ભૂંસાઇ ગયેલા દેવોની આધુનિક કાળમાં સરખામણી કરી બતાવવી એ ધૃષ્ટતાની પરાકાષ્ટા દેખાડે છે, છતાં પણ એ દિશામાં યથાશક્તિ–યથામતિ પરિશ્રમ કરવાથી એટલું તો ફળ જરૂર મળે કે બન્ને કોમોને વધુ નિકટ સમાગમમાં લાવી શકાય. પારસી મઝહબ પ્રમાણે ૭ અમશાસ્પંદ ( Bountiful Immortals=વડી અમર શક્તિઓ ) અને ૨૬ નાની વ્યક્તિઓ ('યઝદ') મળી ૩૩ થાય છે. હિંદુઓ ૮ વસુ, ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય—પૃથ્વી, આકાશ અને સુરલોકની શક્તિઓ—અને ઇંદ્ર અને પ્રજાપાત મળી ૩૩ ગણાવે છે. હવે એ દૈવી શક્તિઓનું વ્યક્તિગત સામ્ય કેટલું છે તે પ્રમાણો સહિત જોઇએ.

### (૧) અહુરમઝ્દ=વરૂણ

જરથોશ્તી મઝહબમાં જગત્કર્તાનું સામાન્ય નામ 'અહુરમઝ્દ' છે: એના ત્રણ શબ્દાર્થ છે: મોટો સૃષ્ટિકર્તા, મહાજ્ઞાની અને મહદ્ દાનવીર. 'અહુરમઝ્દ' નું સંસ્કૃત રૂપાંતર '**असुर महधा**' છે જે વરૂણ કિંવા આકાશદેવને માટે ઋગ્વેદમાં વપરાયું છે. વળી વરૂણને **क्षयन्नस्मभ्य असुर**=ડહાપણવાળો અસુર પણ કહ્યો છે.[1] ઋગ્વેદમાં 'અસુર' શબ્દ સારા અર્થમાં વપરાયો છે: આર્યોમાં કુસંપ થવા પછીથી જ એનો સાધારણ અર્થ 'રાક્ષસ' કરવામાં આવ્યો. સાયનાચાર્યનાં ભાષ્યાનુસાર **असुर=अनिष्ट क्षपणशिल्ल**=અનિષ્ટને નિવાર-

૧ ઋગ્વેદ, મં. ૧, અ, ૨૪, સૂ. ૧૪.

નાર છે.[૨] વરૂણને માટે વધુ કહેવાયું છે કેઃ **त्वंरुद्रो असुरो महोदिवः।** =તું દ્યુલોકનો અસુર (Lord) રૂદ્ર છે.[૩] 'વરૂણ' શબ્દનો ધાતુ વૃ= વીંટવું, પાથરવું લઈએ તો 'સ્વયંભૂ' થાયઃ વૃ=પસંદ કરવું લઇએ તો એમ કહી શકાય કે સત્ અને અસત્‌નાં સનાતન યુગ્મ આપણી આગળ મૂકી તે આપણને પસંદગી કરવા કહે છે. વરૂણનાં જે જે ગુણ લક્ષણો વેદમાં વર્ણવવામાં આવ્યા છે તે સઘળાં અહુરમઝ્‌દને અક્ષરશઃ લાગુ પડે છે, એટલે મૂળમાં બેઉ એક જ હોવા જોઇએ. એટલું જ નહી પણ પારસીઓમાં અહુરમઝ્‌દનું એક નામ 'વરૂણ' પણ મળે છે.

## ( ૨ ) બહમન=બ્રહ્મ

"બહમન" નું અવસ્તારૂપ "વોહુમનો"=ભલો વિચાર છે. તેત્રીસ ફિરસ્તાઓ અહુરમઝ્‌દનાં જ ભાવવાચક સ્વરૂપ (Abstract Concepts) છે. એ સઘળામાં બહમન આલા દરજ્જો ધરાવે છે, કારણ કે તે જગત્કર્તાનું **મન** જણાવે છે. અષો જરતોશ્ત 'ગાથા' માં કહે છે: "**યે વાઓ મઝ્‌દા અહુરા! પઈરી જસાઈ વોહુ-મનંઘ્રહા**"=ઓ અહુરમઝ્‌દ! બહમનદ્વારા હું તને પહોંચું![૪] અર્થાત્ સદ્વિચાર વગર મુક્તિ મળી શકતી નથી. વળી ગાથામાં બહમનને અહુરમઝ્‌દનો પુત્ર ગણવામાં આવ્યો છે.[૫] એ ઉપરાંત સઘળા

---

૨ જુઓ ગોવિંદાચાર્ય સ્વામી કૃત "Mazdaism in the light of Vishnuism," p. 156.

૩ ઋગ્વેદ, મં. ૨, ૧: ૬.

૩ ઋગ્વેદ મં. ૨, ૧ : ૬,

૪ અહુનવદ ગાથા, હા. ૨૮, ફ. ૨.

૫ ,, ,, હા. ૩૧ ફ. ૮.

યઝદ-અમશાસ્પંદોમાં બહમનનું સ્થાન પહેલું છે, અને તેણે જ અશો જરતોશ્તને ધર્મનું જ્ઞાન આપ્યું હતું હવે અવ. "વોહુમન" પરથી એક બીજો શબ્દ "વહ્મ" (Veneration) બન્યો અને એ શબ્દ હિંદુ આર્યોમાં "બ્રહ્મ" રૂપે રૂઢ થયો હોય એ સંભવિત છે. ઋગ્વેદમાં "બ્રહ્મ" નો એક અર્થ 'સ્તુતિ' પણ થાય છે.[૧] વળી બ્રહ્મ એ બ્રહ્માનો કમલમાંથી જન્મેલો પુત્ર છે. વધુમાં એ ચતુર્મુખી બ્રહ્મ જેના હાથમાં ચાર વેદ કલ્પવામાં આવે છે તે અદ્વૈત જ્ઞાન આપનાર પહેલો જ શિક્ષક છે. "શાયસ્ત-લા-શાયસ્ત" નામનાં પહેલવી પુસ્તક પ્રમાણે બહમનનું માનીતું પક્ષી મરઘો છે, જ્યારે બ્રહ્મનું વાહન મોર-મરઘાની જ જાતનું પ્રાણી-છે. આ સરખામણીઓ ઉપરથી જણાશે કે બહમન અને બ્રહ્મ બહુ મળતા આવે છે.

### (૩) અર્દીબહેશ્ત=વસિષ્ઠ.

મૂળ અવસ્તારૂપ 'અષ-વહિસ્ત' (Best Purity) નો પહેલવી-ફારસી અપભ્રંશ 'અર્દીબહેશ્ત' છે અને તે શારિરીક-માનસિક-આત્મિક પવિત્રતાનો અધિષ્ઠાતા છે. બહમનના જેટલી જ અગત્ય એને પણ આપવામાં આવી છે તે નીચલાં ટાંચણ પરથી જણાશે: **'અષ વહિશ્ત, અષ સ્રએશ્ત, દરેસામ થ્વા, પઈરી થ્વા જમ્યામ, હમેમ્ થ્વા હખ્મ'** = ઓ જગનાથ! સૌથી સરસ અને સર્વોત્તમ પવિત્રતાદ્વારા અમે તને જોઇએ, તારી સમિપ આવીએ અને તારી સાથે એક થઈએ.[૨] લૌકિક સ્વરૂપમાં એને આતશ ઉપર મુવક્કલ (presiding) ગણેલો છે, કારણ કે આ પૃથ્વી પર અગ્નિ જ એવી વસ્તુ છે જે અન્ય વસ્તુઓને પવિત્ર

---

૧ નર્મદાશંકર મહેતા કૃત, "ઉપનિષદ વિચારણા," પા. ૧૦૮.

૨ યસ્ન હા ૬૦, ક. ૧૨.

બનાવે છે. જરતોસ્તી સ્વર્ગનો ધન્વન્તરી પણ એ જ અમશાસ્પંદ છે. અને પવિત્રતા, ન્યાય, શસ્ત્રવૈદું, છાલો પાલો અને મંત્ર એ પાંચ સાધનદ્વારા તે આરોગ્ય આપનાર મનાય છે. '**ऋषि वसिष्ठ**' એ 'અષ-વહિશ્ત' નું સીધું સંસ્કૃત રૂપાંતર છે. વસિષ્ઠ ઋષિની વૈદિક દેવમાં કદાચ ગણના નહી થતી હોય તો પણ એનો પ્રભાવ દેવો કરતાં અધિક હતો. એવું કહેવાય છે કે એકવાર વસિષ્ઠ ઋષિ સૂર્યનું ધ્યાન ધરતા હતા ત્યારે ઇન્દ્રના ૮ વસુ એમની અને સૂર્યની વચ્ચે ઉડતા આવ્યા. ત્યારે ઋષિએ તેમને શાપ દીધો કે: 'માનવકુળમાં જન્મ પામજો!' દિવ્યાત્માઓ ઉપર વસિષ્ઠનો પ્રભાવ એટલો બધો હતો કે વસુઓને એમના શાપ પ્રમાણે ચાલ્યા વગર ચાલ્યું નહી, અને તેઓ ગંગાના પુત્રો તરીકે જનમ્યા.[૧] એટલું જ નહી પણ સપ્તર્ષિ નક્ષત્રના સાત ઋષિઓમાં વસિષ્ઠનું સ્થાન આગળ પડતું છે. ઋગ્વેદના નવમા મંડળના ૬૭ મા અધ્યાયમાં ૩૨ ઋચાઓ છે: નક્ષત્રમાંના ભારદ્વાજ, કશ્યપ, ગૌતમ, અત્રિ, વિશ્વામિત્ર, જમદગ્નિ અને વસિષ્ઠ એઓએ અનુક્રમે ત્રણ ત્રણ ઋચાઓ લખેલી મનાય છે, જ્યારે બાકીની ૧૧ વસિષ્ઠની વધારાની કૃતિ જણાય છે જે પણ અન્ય મહર્ષિઓમાં વસિષ્ઠની શ્રેષ્ઠતા સિદ્ધ કરે છે. ના, એટલુંજ નથી: વસિષ્ઠને 'પવિત્ર' કહેવામાં આવે છે.[૨] અલંકારિકરૂપે એક એવી વાર્તા છે કે વસિષ્ઠ પાસે કામદુધા નામક ઇચ્છિત ફળ આપનારી ગાય હતી, જે મેળવવા માટે વિશ્વામિત્રે બહુ બહુ પ્રયત્ન કર્યો હતો.[૩] વસિષ્ઠના અનેકવિધ ચમત્કારો પરથી અનુમાન કરી

---

૧ જુઓ D. Mackenzie કૃત "Indian Myth & Legend," p. 166.

૨ જુઓ વૈદ્ય કૃત "History of Sanskrit Literature," Vedic Period Vol. I p. 67.

૩ મૅકેન્ઝી કૃત "Indian myth," p. 154

શકાય છે કે દેવો કરતાં પણ પૂરાતન કાળમાં એને અધિક માન મળતું હોવું જોઈએ. અર્દીબ્હેસ્ત અને વસિષ્ઠનાં પ્રગટ સામ્ય વિષે વધુ વિવેચન કરવાની આવશ્યકતા જણાતી નથી.

## (૪) શહેરેવર=ક્ષેત્રપતિ

"શહેરેવર" નું શુદ્ધ અવસ્તારૂપ "ક્ષથ્રવૈર્ય" (સત્તાદાર બળ) છે. "ગાથા" માં "ક્ષથ્ર" શબ્દ બહુ બહોળા અર્થમાં વપરાયો છે, અને તેમાં વિશેષે "સત્તા" "બળ" "રાજ્ય" "અહુરમઝદનું સર્વોપરીપણું" "પરમેશ્વરની પાદશાહી" એ ભાવાર્થો મુખ્ય છે. "અહુનવદ ગાથા" માં અશો જરથોસ્ત પોતાના શિષ્યો માટે ખુદા પાસેથી "ક્ષથ્ર" ની માગણી કરે છે કે જેના પ્રતાપે ધર્મનો પુનરોદ્ધાર તેઓ કરી શકે.[૧] પાછલાં લખાણોમાં આ અમશાસ્પંદને "દોલત" કિંવા હરેક પ્રકારની સમૃદ્ધિનો અધિષ્ઠાતા ગણવામાં આવ્યો છે. વૈદિક "ક્ષેત્રપતિ" જો કે શહેરેવરનું જ બીજું નામ છે, પરંતુ તેનો અર્થ બહુ સંકુચિત રાખવામાં આવ્યો છે, અને તેને વ્યુત્પત્તિ અનુસાર માત્ર ખેતરનો દેવ ગણવામાં આવ્યો છે, પરંતુ એ પ્રત્યક્ષ પ્રમાદ છે. અવસ્તા "ક્ષથ્ર" નું સીધું સંસ્કૃતરૂપ "ક્ષેત્ર" છે, અને વેદકાળમાં એ પણ વિસ્તીર્ણ અર્થે વપરાતો હોવો જોઈએ, એ નિઃશંક છે. એને માટે શ્લોક મળે છે કે:

क्षेत्रस्य पते मधुमन्तमूर्मिं धेनुरिव पयो अस्मासु धुक्ष्व।
मधुश्चुतं घृतमिव सुपूतमृतस्य नः पतयो मृळयन्तु॥
मधुमतीरोषधीर्द्याव ऽआपो मधुमन्नो भवत्वन्तरिक्षम्।
क्षेत्रस्य पतिर्मधुमान्नोऽअस्त्वरिष्यन्तोऽअन्वेनं चरेम॥

"હે ક્ષેત્રના પતિ! ગાય જેમ મીઠું દુધ દે છે તેમ તું અમને જળની સેર દે—એવી સેર કે જેમાંથી વધુ મીઠાશ ઝરે, અને જે

---

૧ યસ્ન હા ૨૯, ૬. ૧૦.

ચોખ્ખા ઘી જેવી હોય. અમૃતના પતિઓ અમારા ઉપર દયા કરો (અમને સુખી કરો), ઔષધિઓ મધુમતિ હો, આકાશ મીઠું હો, જળ મીઠું હો, અંતરિક્ષ મીઠું હો, ક્ષેત્રનો પતિ મીઠો ( કૃપાવંત ) હો! સુખી રહી અમે એને અનુસરીએ!"[૧]

## (૫) અસ્પંદાર્મદ=લક્ષ્મી

અમશાસ્પંદો ( Archangels ) માં અસ્પંદાર્મદનું સ્થાન પાંચમું છે, અને એ શક્તિ નારી સ્વરૂપે છે. શુદ્ધ રૂપ "સ્પેન્ત આર્મઇતિ (Bountiful Devotion) છે, એ નમ્રતા અને શુચિતાનું ભાવમય રૂપ છે. ગાથામાં એક ઠેકાણે અલંકારિક લખાણ મળે છે, તેમાં એને જગત્કર્તાની પુત્રી કહી છે.[૨] એ પૃથ્વી (earth) ની મુવક્કલ શક્તિ પણ કહેવાય છે. અશો જરથોસ્તનાં પવિત્ર ગાયનોમાં આર્મઇતિને બહુ ઉંચ સ્થાન આપવામાં આવ્યું છે તે નીચલા પરથી જણાશે: "**હુક્ષથ્રા ક્ષેન્તામ, મા–ને દુશે-ક્ષથ્રા ક્ષેન્તા, વંઘૂહુથ્રાઓ ચિસ્તોઇશ્ બ્યઓશ્નાઇશ્ આર્મઇતે**"= હે આર્મઇતી! (અમને એવું બક્ષ) કે સારા પાદશાહો ડહાપણથી અમારા ઉપર રાજ્ય કરે! દુષ્ટ દેશપતિઓ અમારી ઉપર સત્તા નહી ચલાવે (એવું માગીએ છીએ)![૩] આર્મઇતી અને લક્ષ્મીનું સામ્ય તો સુસ્પષ્ટ છે, કારણ કે લક્ષ્મીનું એક નામ "અરમતિ" તો વેદમાં પણ મળે છે. અવસ્તા શક્તિની જેમ એ પણ ભક્તિભાવનું મૂર્તિમંત સ્વરૂપ છે એમ ઋગ્વેદનાં પ્રમાણો[૪] પ્રત્યક્ષ જણાવે છે.

---

૧ આ. બા. ધ્રુવ, "હિંદુ વેદધર્મ," પૃ. ૩૯–૪૦.

૨ યસ્ન હા ૪૫, ફ. ૪.

૩ યસ્ન હા ૪૮, ફ. ૫.

૪ જુઓ ઋગ્વેદ મં. ૨, ૩૮ : ૪,
,, ,, મં. ૭, ૩૪ : ૨૧,
,, ,, ,, ૩૬ : ૮,
,, ,, મં. ૧૦, ૬૪ : ૧૫.

સમુદ્રમન્થનથી ઉદ્દભવન પામેલી હોવાથી એ પણ જગત્કર્તા (વિષ્ણુ)ની પુત્રી કહેવાય છે. શ્રી સ્વરૂપે એ ડહાપણ પર અધિષ્ઠાત્રી છે, એટલુંજ નહી પણ અરમતિ રૂપે તે પૃથ્વીદેવી પણ મનાય છે. તે અલૌકિક રૂપ અને સૌન્દર્યની દેવી છે અને તેનાં લક્ષણ નિષ્કલંક છે... આખા હિંદુસ્તાનમાં એને સૌન્દર્ય, સંપત્તિ અને ભાગ્યની દેવી માનવામાં આવે છે...એના અલૌકિક ગુણો જોઇને દેવોને પણ અદેખાઇ આવી અને તે લેવાની ઇચ્છા થઇ...અગ્નિએ તેની પાસેથી અન્ન, સોમે રાજ્યાધિકાર, વરૂણે મહારાજ્યાધિકાર, મિત્રે યુદ્ધની શક્તિ, ઇન્દ્રે બળ, બૃહસ્પતિએ આચાર્યની કીર્તિ, વગેરે તેની પાસેથી લીધાં.[1] લક્ષ્મી અને આર્મઇતીનું સમાનપણું એટલું તાદ્દશ્ય અને નિઃસંશય છે કે તે વિશે વધુ ઉહાપોહ કરવો નકામો છે.

## ( ૬ ) ખોરદાદ=પૂષા

"ખોરદાદ"નું અવસ્તારૂપ "હઉર્વતાત્" છે જેનો શબ્દાર્થ "સુખાકારી" "પૂરતાપણું" એવો થાય છે. એ અમશાસ્પંદનું કામ માણસોને ખુશાલી, સુખ અને આરામ આપવાનું છે. ખોરદાદની સ્તુતિ કરતાં અનેક પ્રકારના વ્યાધિ અને ભય દૂર થાય છે. યુદ્ધની અંદર, ત્રાસ સમયે, આપત્તિકાળે, જાદુઈ નિવારવા, ખરે રસ્તે મૂકવા[2] એનું સ્મરણ આવશ્યક છે, એને મળતો વૈદિક દેવ પૂષા છે, જે પરમાત્માનું પોષક સ્વરૂપ છે, સ્થાવર જંગમનો નિયંતા અને પાલક છે, ભૂલાં પડેલાં ઢોર અને ખોવાએલી વસ્તુ એ મેળવી આપે છે, ચોર અને દુષ્ટ જનોને દૂર કરે છે. આકાશ–પૃથ્વીને જોડે છે, અને પરલોક જતા જીવનો વળાવો છે. પૂષા ધનધાન્ય સમૃદ્ધિવડે મનુષ્યનું પોષણ કરે છે. ખોરદાદને પાછલાં અવસ્તા લખાણોમાં પાણીનો અધિષ્ઠાતા ગણ્યો છે, કારણ કે પાણી વગર પોષણ હોઈ

---

૧ ક. પ્રા. ત્રિવેદી કૃત "હિંદુસ્તાનના દેવો", પૃ. ૧૫૦ અને પછીનાં.
૨ જુઓ ખોરદાદ યશ્ત, ક. ૩.

શકે નહી: પૂષાના વિષયમાં પણ એવી જ વસ્તુસ્થિતિ હોય એ સહેજે સમજી શકાય એવું છે. ઉભયનાં ગુણલક્ષણો ઘણાંખરા સમાન છે.

## ( ૭ ) અમરદાદ=શિવ

શુદ્ધ અવસ્તારૂપ "અમરેતાત્"=અમરતા પર અધિષ્ઠાતા. ઝાડપાન તથા વનસ્પતિ ઉપર માનવજીવનનો આધાર હોવાથી એ વસ્તુઓ પર એનું આધિપત્ય ઠરાવેલું છે. ગાથામાં ખોરદાદ અને અમરદાદ ઘણાખરા સાથેજ આવે છે: અમરપણું, અનંતતા, શ્રેય વગેરેનું એ મૂર્ત સ્વરૂપ છે. એને માટે કહે છે: "**અમેરેતાતો રશ્વો રૈષ્ઓનિબ્ય વાંશ્વાબ્ય અસ્પિનિબ્ય, યઓનિબ્ય ગઓકેરેનહે સૂરહે મઝદધાતહે**"=અમો અમરદાદની સ્તુતિ કરીએ છીએ જે ગાય ઢોરનાં ટોળાંની આબાદી ઉપર, અનાજના વધારા ઉપર તથા અહુરમઝદના પેદા કરેલા શ્વેત પાળા (વનસ્પતિ) ઉપર સરદારી ભોગવે છે.[1] આ ઉપરથી સિદ્ધ થશે કે જરથોસ્તી ધર્મ પ્રમણે ઐહિક કલ્યાણનું મૂળ અમરદાદ છે. અમારા નમ્ર મત મુજબ અમરદાદ શિવને બહુ મળતો આવે છે કારણ કે બાહ્યસ્વરૂપે શિવ જો કે સંહારનું રૂપ છે, છતાં ઉંડા ઉતરતાં જણાશે કે કહેવાતા વિલયદ્વારા તો શિવ આત્માને અમરતાને પંથે લઈ જઇ છેવટે તો તેનું કલ્યાણ જ કરે છે. શિવનું એક નામ "શંભુ" છે જેનો રહસ્યાર્થ પણ 'કલ્યાણકારી'જ છે. એની શ્રેયસાધના અને એનો પ્રભાવ કેટલો બધો હશે તે કેવળ એક જ શ્લોકથી પ્રતિત થશે:

**यद् द्व्यक्षरं नाम गिरेरितं नृणां**
**सकृत्पसंगादघमाशु हन्ति तत् ।**

---

૧ જુઓ હપ્તન યસ્ત.

અર્થાત્ 'શિવ' આ બે અક્ષરનું નામ એક વખત ઉચ્ચારણ કરવાથી પણ મનુષ્યનાં પાપપુંજ શિઘ્ર નષ્ટ થઇ જાય છે![1] અમરદાદ ગાય ઢોરની વૃદ્ધિ કરે છે: શિવનું વાહન વૃષભ પણ કંઇ એવું જ સૂચન કરે છે. "શિવ" શબ્દનો અર્થ 'પ્રકાશમાન' અને તેજસ્વી દેવ, કલ્યાણ કરનાર' એવો થાય છે. વૈદિક રૂદ્ર સ્વરૂપે એ દુષ્ટતા અને રોગનો નાશ કરનાર, પોષણ કરનાર અને લાંબુ જીવન આપનાર મનાય છે.[2] શિવપૂજામાં જે અનિષ્ટ તત્ત્વ દાખલ થયલું દેખાય છે તે પાછલા જમાનાને આભારી છે.

## (૮) દેપાદર=પ્રજાપતિ

શુદ્ધરૂપ "દએ-પ-આદર"=આદરની અગાઉનો દિવસ. એ સૃષ્ટિના સ્રષ્ટા અહુરમઝદને જ માટે વપરાયો છે. એને સરજનહાર પ્રજાપતિ-ઉત્પન્ન થયેલી વસ્તુમાત્રનો પતિ, પાલન કરનાર, પરમાત્મા -સાથે સરખાવવો લેશ પણ અજુગતું નથી.

## (૯) આદર=અગ્નિ

અવસ્તારૂપ "આથ્ર"=આતશ: એ પાવક ઉપર અધિષ્ઠાતા છે. અવસ્તામાં એને **"આતર્શ પુથ્ર અહુરહે મઝદાઓ"**=અહુરમઝદનો પુત્ર (અથવા પાક કરનાર) કહેલો છે, અર્થાત્ પૃથ્વીપટપરની સઘળી વસ્તુઓમાં અહુરમઝદને એ અત્યંત પ્રિય છે, અને પારસીઓ એને પ્રભુનાં ચિહ્ન ( symbol) તરીકે જ માને છે, અને તે જ કારણસર એની ભક્તિ સર્વશ્રેષ્ઠ મનાય છે. એનું રક્ષણ કરવા માટે પારસીઓએ બહુ બહુ ભોગો આપ્યા છે એ તો જગજાણીતી વાત છે. આતશને બુઝાવવો એટલે ધર્મનોજ નાશ કરવા બરાબર પારસીઓ સમજે છે, અને તેથી જ ઉદવાડે સ્થાપેલો આતશ ( જેને

---

૧ શ્રીમદ્ ભાગવત, ૪-૪-૧૪.

૨ મૅકેન્ઝી કૃત "Indian Myth & Legend," p,123.

"પાદશાહ" કહી બહુમાન આપવામાં આવે છે તે ) આજે બાર બાર સદી થવા છતાં અવિરત અને અવિશ્રાંત ઝળહળતો રહેલો છે, અને જ્યાં સૂધી પારસી નામઠામની હસ્તી છે ત્યાં સૂધી તેને રહેજે આંચ આવે એમ નથી. અષો જરતોસ્તના અનુયાયીઓ દરરોજ એની પ્રાર્થના કરતાં કહે છે: "**સઓચે બુયે અહ્મ્ય ન્માને, મત સઓચે બુયે અહ્મ્ય ન્માને, રઓચહિ બુયે અહ્મ્ય ન્માને, વક્ષથે બુયે અહ્મ્ય ન્માને, દરેઘેમ્ચિત ઐપિ ઝ્રવાનેમ્, ઉપસ્રૂરાંમ્ ફ્રષોકેરેતીમ, હધ સૂરયાઓ વંઘહુયાઓ ફ્રષોકેરેતોઈત**"–ઓ આતશ ! લાંબો વખત સુધી–કયામત સુધી–આ ઘરમાં તું નિરંતર બળતો રહે–સનાતન ઝળતો રહે–વધુ અને વધુ જળતો રહે ![1] પારસીઓનાં મત પ્રમાણે આતશદ્વારા સુખશાંતિ, પોષણ, લાંબું જીવન, બુદ્ધિસામર્થ્ય, ચપળતા, સંતાન, આબરૂ, સમૃદ્ધિ વગેરે મેળવી શકાય છે. હિંદુશાસ્ત્રમાં અગ્નિ વિષે વસ્તુસ્થિતિ આવી જ છે. તે મનુષ્યને પ્રભુ સાથે જોડતી દિવ્ય શક્તિ–કહો કે ઇશ્વરનો દૂત–છે. "ગૃહપતિ," "વૈશ્વાનર" આદિ એનાં પૃથક્ નામાભિધાન છે. ભક્ત એને સ્તવે છે કે:

**अग्निं मन्ये पितरमग्निमापिदग्निं भ्रातरं सदमित्सखायम् ।**
**अग्नेरनीकं बृहत् सपर्यं दिवि शुक्रं यजतं सूर्यस्य ॥**

" અગ્નિને હું પિતા, સંબંધી, ભાઇ અને સખા માનું છું. મહાન અગ્નિનું મુખ પૂજવા યોગ્ય છે. આકાશમાં પ્રકાશતું સૂર્યનું રૂપ પૂજવા યોગ્ય છે."[2] હિંદુઓમાં પણ કોઈ પણ દેવ કરતાં અગ્નિનું માન વધારે છે, અને પરિણામે વેદમાં એનાં સ્તોત્ર પણ

---

૧ જુઓ આતશ નિયાયશ.

૨ આનંદશંકર ધ્રુવ કૃત 'હિન્દુ વેદધર્મ' પૃ. ૨૭.

વધુ છે. પારસીઓ આદર પાસેથી જે જે વસ્તુઓની યાચના કરે છે તે જ વસ્તુઓ હિંદુઓને અગ્નિ આપે છે.

## (૧૦) આવાં = ગંગા

"આવાં" એ નારી-ફિરસ્તો છે અને તેનું શુદ્ધ રૂપ "આપો," "અપાંમ્"=પાણી છે. વેદમાં પણ નદી દેવીનું નામ "**आपः**" જ મળે છે, અને તે બહુધા ગંગાને જ લાગુ પાડવામાં આવે છે. "આવાં"નું આખું નામ "અરેદ્વીસૂર બાનુ"=શૂરી અરેદ્વી છે, અને એને "અનાહિત"=પવિત્ર કહી છે. તેણી એક લાવણ્યમયી, સુંદર, બળવાન અને સોળે શણગારવાળી યુવાન કન્યા છે જે ચાર શ્વેત અશ્વની ભપકાદાર ગાડીમાં ફરે છે, અને તેણી પૃથ્વીને ફળદ્રુપપણું, રાજ્યોને આબાદી, નરવીરોને સદ્દયશ અને ધર્માધ્યક્ષોને પવિત્રાઇ અને ડહાપણની બક્ષેશ કરે છે. હવે બન્ને દિવ્ય શક્તિઓ વચ્ચેનું અંતર્ભૂત સાદશ્ય જોઇએ. અરેદ્વી નદી આકાશમાર્ગેથી નીકળી પૃથ્વીપર પહોંચેલી કહેવાય છેઃ ગંગા પણ સ્વર્ગલોકમાંથી પૃથ્વીપર ભગીરથ પ્રયત્ને આવી પડી હતી. ગીતામાં શ્રીકૃષ્ણ એનો મહિમા ગાતાં કહે છેઃ "**स्रोतसामस्मि जान्हवी।**"=નદીઓમાં હું ગંગા છુંઃ આવાંને પણ જગત્કર્તા "મારી પ્રિય" વિશેષણથી સંબોધે છે. ઘરની, મહોલ્લાની, કસ્બાની, અને દેશની આબાદી માટે ઉત્પન્ન કરાયલી આબાંનું જો ધ્યાન ધરવામાં આવે તો તે ભવસાગર તરીપાર કરાવી મુક્તિ અપાવે છેઃ "ગંગા"નું સ્મરણ શ્રવણ ઉચ્ચારણ ફરી ફરીથી કરતાં પણ તે કરનારનાં પાતકો બળીને ભસ્મ થાય છે. બન્ને વચ્ચે એક તફાવત દષ્ટિગોચર થાય છેઃ આવાં દુષ્ટો, પતિતો, પ્રપંચી, કાયર, કનિષ્ઠ, રોગિષ્ટ વગેરેનાં સ્તુતિગાન કબૂલ રાખતી નથી; જ્યારે ગંગા અધમતમ પાપીઓની પણ વ્હારે ધાય છે. ઉભયનું શરીરવર્ણન પાસે પાસે મૂકી સરખાવવા જેવું છેઃ

## આવાં:[1]

નિર્મળ અરેદ્વી સુશોભિત, ઘણી હિંમતવાળી; સૌંદર્યયુકત, ઉંચે વેરથી કપડાં પહેરેલી, સીધાં કદવાળી, જ્યોતિમય, કુલીન, સોનેરી જોડા પહેરેલી, સોળે શણગારવાળી કન્યાના રૂપમાં આગળ ચાલી...ચતુર્કોણી ઝૂલતી, સોનેરી કાનની બાલી સાથે...પોતાની ગૌરવર્ણી ગ્રીવામાં કંઠમાળા રાખે છે. તેણીએ શીર પર સો તારક જડિત, સુવર્ણમયી, અષ્ટકોણી, રથાકૃતિનું, ઝૂલતી બારીક ઝાલર-વાળું અનુપમ, ઉત્તમ કારીગરીનું તાજ પહેરેલું છે.

## ગંગા:[2]

શરદ્‌ઋતુના ચન્દ્રના જેવી અને શ્વેત કાંતિવાળી, બાળચન્દ્ર ધોળા સર્પ જેમાં છે તેવા મુગટવાળી, તથા ચાર હાથમાં કુંભ, કમળ, વર તથા અભય જેણે ધારણ કરેલાં છે તેવી, અમૃતની ધારાસમાન શ્વેત વસ્ત્રાલંકાર જેણે પહેર્યા છે, તથા જે શુદ્ધશ્વેત મગર ઉપર સ્વારી કરે છે, તેનું ધ્યાન ધરે તેનો કદિ પણ પરાજય થતો નથી.

અવરતામાં એવું લખાણ મળે છે કે આવાંને અહુરમઝદે પોતે આરાધી અને તેની સહાય માગી. એ ઉપરથી સાર એ જ લેવાનો છે કે આવાંનો પ્રભાવ અનિવર્ણનીય હતો–કહો કે તે ઈશ્વરસ્વરૂપજ હતી: ગંગા પણ બ્રહ્મસ્વરૂપ હતી એ નીચલા શ્લોક પરથી જણાશે:

**निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो ।**
**विशुद्धं यत्तत्त्वं सुरतटिनि तत्वं न विषयः ॥**

---

૧ જુઓ આવાં યસ્ત.

૨ જુઓ ગંગા લહરી.

વધુ છે. પારસીઓ આદર પાસેથી જે જે વસ્તુઓની યાચના કરે છે તે જ વસ્તુઓ હિંદુઓને અગ્નિ આપે છે.

## (૧૦) આવાં = ગંગા

"આવાં" એ નારી-ફિરિસ્તો છે અને તેનું શુદ્ધ રૂપ "આપો," "અપાંમ્"=પાણી છે. વેદમાં પણ નદી દેવીનું નામ "आपः" જ મળે છે, અને તે બહુધા ગંગાને જ લાગુ પાડવામાં આવે છે. "આવાં"નું આખું નામ "અરેદ્વીસૂર બાનુ"=શૂરી અરેદ્વી છે, અને એને "અનાહિત"=પવિત્ર કહી છે. તેણી એક લાવણ્યમયી, સુંદર, બળવાન અને સોળે શણગારવાળી યુવાન કન્યા છે જે ચાર શ્વેત અશ્વની ભપકાદાર ગાડીમાં ફરે છે, અને તેણી પૃથ્વીને ફળદ્રુપપણું, રાજ્યોને આબાદી, નરવીરોને સદ્દ્યશ અને ધર્માધ્યક્ષોને પવિત્રાઇ અને ડહાપણની બક્ષેશ કરે છે. હવે બન્ને દિવ્ય શક્તિઓ વચ્ચેનું અંતર્ભૂત સાદશ્ય જોઇએ. અરેદ્વી નદી આકાશમાર્ગેથી નીકળી પૃથ્વીપર પહોંચેલી કહેવાય છેઃ ગંગા પણ સ્વર્ગલોકમાંથી પૃથ્વીપર ભગીરથ પ્રયત્ને આવી પડી હતી. ગીતામાં શ્રીકૃષ્ણ એનો મહિમા ગાતાં કહે છેઃ "**स्रोतसामस्मि जान्हवी।**"=નદીઓમાં હું ગંગા છુંઃ આવાંને પણ જગતકર્તા "મારી પ્રિય" વિશેષણથી સંબોધે છે. ઘરની, મહોલ્લાની, કસ્બાની, અને દેશની આબાદી માટે ઉત્પન્ન કરાયલી આબાંનું જો ધ્યાન ધરવામાં આવે તો તે ભવસાગર તરીપાર કરાવી મુક્તિ અપાવે છેઃ "ગંગા"નું સ્મરણ શ્રવણ ઉચ્ચારણ ફરી ફરીથી કરતાં પણ તે કરનારનાં પાતકો બળીને ભસ્મ થાય છે. બન્ને વચ્ચે એક તફાવત દષ્ટિગોચર થાય છેઃ આવાં દુષ્ટો, પતિતો, પ્રપંચી, કાયર, કનિષ્ઠ, રોગિષ્ટ વગેરેનાં સ્તુતિગાન કબૂલ રાખતી નથી; જ્યારે ગંગા અધમતમ પાપીઓની પણ વ્હારે ધાય છે. ઉભયનું શરીરવર્ણન પાસે પાસે મૂકી સરખાવવા જેવું છેઃ

## આવાં:[1]

નિર્મળ અરેદ્વી સુશોભિત, ઘણી હિંમતવાળી; સૌંદર્યયુક્ત, ઉંચે વેરથી કપડાં પહેરેલી, સીધાં કદવાળી, જ્યોતિમય, કુલીન, સોનેરી જોડા પહેરેલી, સોળે શણગારવાળી કન્યાના રૂપમાં આગળ ચાલી...ચતુષ્કોણી ઝૂલતી, સોનેરી કાનની બાલી સાથે...પોતાની ગૌરવર્ણી ગ્રીવામાં કંઠમાળા રાખે છે. તેણીએ શીર પર સો તારક જડિત, સુવર્ણમયી, અષ્ટકોણી, રથાકૃતિનું, ઝૂલતી બારીક ઝાલરવાળું અનુપમ, ઉત્તમ કારીગરીનું તાજ પહેરેલું છે.

## ગંગા:[2]

શરદ્‌ઋતુના ચન્દ્રના જેવી અને શ્વેત કાંતિવાળી, બાળચન્દ્ર ધોળા સર્પ જેમાં છે તેવા મુગટવાળી, તથા ચાર હાથમાં કુંભ, કમળ, વર તથા અભય જેણે ધારણ કરેલાં છે તેવી, અમૃતની ધારાસમાન શ્વેત વસ્ત્રાલંકાર જેણે પહેર્યા છે, તથા જે શુદ્ધશ્વેત મગર ઉપર સ્વારી કરે છે, તેનું ધ્યાન ધરે તેનો કદિ પણ પરાજય થતો નથી.

અવરતામાં એવું લખાણ મળે છે કે આવાંને અહુરમઝદે પોતે આરાધી અને તેની સહાય માગી. એ ઉપરથી સાર એ જ લેવાનો છે કે આવાંનો પ્રભાવ અનિર્વણનીય હતો—કહો કે તે ઈશ્વરસ્વરૂપજ હતી: ગંગા પણ બ્રહ્માસ્વરૂપ હતી એ નીચલા શ્લોક પરથી જણાશે:

**निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो ।**
**विशुद्धं यत्तत्त्वं सुरतटिनि तत्वं न विषयः ॥**

---

૧ જુઓ આવાં યસ્ત.

૨ જુઓ ગંગા લહરી.

## (૧૧) ખોરશેદ = સૂર્ય

શુદ્ધ અવસ્તારૂપ "હ્વરેક્ષએત"=પ્રકાશિત સૂર્ય. આ યઝદ સૂર્ય ઉપર અધિષ્ઠાતા છે. ગાથામાં એને માટે અશો જરતોસ્ત કહે છેઃ "**સ્રઓશ્તાંમ્ અત્ તોઈ કેહર્પેમ્ કેહર્પામ્ આવએદય-મહી, મઝદા અહુરા ! ઈમા રઓચાઓ બરેઝીશ્તેમ્ બરેઝેમ્નનાંમ, અવત્ યાત્ હવરે અવાચી**"=ઓ અહુરમઝદ, આ ઉત્તમમાં ઉતમ જ્યોતિ જેને "ખોરશેદ" કહે છે તેને તારાં સૌથી સુંદર શરીર તરીકે અમો જાહેર કરીએ છીએ.[1] અન્યત્ર કહ્યું છે કે ખોરશેદ અહુરમઝદની આંખ છે.[2] એ અમર પ્રકાશવાળો અને ઝડપી ઘોડા ધરાવનાર તરીકે જણાયલો છે. એ પોતાની જ્યોતિથી પૃથ્વી ઉપર પવિત્રાઈનો વધારો કરી મલીનતાનું નિકંદન કરે છે. હિંદુશાસ્ત્ર પ્રમાણે સૂર્યનો રથ પણ સાત ઘોડા ખેંચે છે, અને તે પૃથ્વીને નવજીવન અર્પનાર, તેને ફળદ્રુપ કરનાર, તેનું રક્ષણ અને શાસન કરનાર ગણાય છે, અને એની પૂજા બહુ અનાદિકાળથી ચાલતી આવેલી છે. 'હાલ સૂર્યનાં ભાગ્યેજ કોઈ પણ મંદિર કે મૂર્તિ જોવામાં આવે છે, પરંતુ પ્રાતઃકાળે ઉદતાં વાર દરેક ભક્તિમાન હિંદુ એક પગપર ઉભો રહી, પૂર્વ દિશા તરફ મુખ રાખી ગાયત્રી મંત્ર વડે સૂર્યને વન્દન કરે છે.[3], આ ગાયત્રી મંત્ર નીચે પ્રમાણે છેઃ

> ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
> धियो यो नः प्रचोदयात् ॥

અર્થાત હે વિવિધ જગતના પ્રકાશક, સર્વવ્યાપી, સર્વજ્ઞ, જગદુત્પાદક સર્વસમર્થ, ન્યાયકારિન્, અવિનાશી, મુમુક્ષુઓને અને ધર્માત્મા-

---

૧ યસ્ન હા ૩૬, ૬. ૬.

૩ ખોરશેદ નિયાયશ.

૩ જુઓ "હિંદુસ્તાનના દેવો". પૃ. ૫૩.

ઓને દુઃખથી દૂર રાખી સુખ આપનાર, સૃષ્ટિને નિયમમાં રાખનાર, સુખસ્વરૂપ, અત્યંત ગ્રહણ કરવા યોગ્ય, શુદ્ધ વિજ્ઞાનસ્વરૂપ અને આત્માઓના પ્રકાશક પ્રભુ ! અમે સદા પ્રેમભક્તિથી તમોને નિશ્ચયપૂર્વક આત્મામાં ધારણ કરીએ, અને તમો અમારી બુદ્ધિને કૃપા કરી સર્વદુષ્ટ કર્મોથી અગલ રાખી સઘળાં ઉત્તમ કામોમાં પ્રવૃત્ત કરતા રહો ! ઋગ્વેદમાં સૂર્યને દેવોનું મુખ, મિત્ર–વરુણ–અગ્નિનું નેત્ર અને સચરાચરનો આત્મા કહ્યો છે.

## (૧૨) મોહોર = ચન્દ્ર

" મોહોર "નું શુદ્ધ રૂપ " માઓંઘ્રહ "= ફા. "માહ"=ચન્દ્ર છે, અને એ ચન્દ્રનું સ્વરૂપ મનાય છે. એ " માહ યઝદ" તે નામે પણ ઓળખાય છે, અને એની સંજ્ઞા "ખોખ્તાર"=મુક્તિ આપનાર છે. અવસ્તામાં એને ગાયઢોરનું બીજ રાખનાર કહ્યો છે. વળી એ બખ્શેશ કરનાર, પ્રકાશમાન્, પાણીવાળો, ગરમીવાળો, મદદ કરનાર સંપત્તિ દેનાર, બળવાન, લાભકારી, હરિયાળી દેનાર, તંદુરસ્તી આપનાર પણ કહેવાય છે. હવે વેદમાં ચન્દ્રને " સોમ " ને નામે સંબોધવામાં આવે છે. [1] ઋગ્વેદમાં જે સોમનું વર્ણન છે તે ચન્દ્રનું નથી તેટલું સોમના પાળા અને તેના રસ ( જેને પારસીઓ " હોમ " કહે છે તે ) ના અનેકવિધ ફાયદા વિષે છે, પાછલા વેદમંત્રોમાં સોમ શબ્દ એ રૂપે વપરાયો છે–માદક રસપાનના દેવના અર્થમાં અને રાત્રિના અધિપતિ ચન્દ્રના અર્થમાં. દશ ઘોડાએ ખેંચેલા ત્રણ પૈડાના રથમાં બેઠેલા એક શ્વેત મનુષ્ય તરીકે સોમને દર્શાવવામાં આવે છે. તે જમણે હાથે આશિર્વાદ દે છે, પણ તેના ડાબા હાથમાં એક ડાંગ હોય છે. હાલ તેની પૂજા સૂર્ય અને અન્ય ગ્રહોની સાથે જ કરવામાં આવે છે. પારસી માહ યઝદની માફક સોમ પણ ગાયઢોરનું બીજ રાખતો જણાય છે તે નીચલા શ્લોકપરથી પ્રતિત થશે:

---

૧ અથર્વવેદ ૧૧, ૬–૭.

**सोमो वै रेतोधाः पूषा पशूनां प्रजनयिता**
**सोम एवास्मै रेतो दधाति ॥**

ભાવાર્થ : સોમ નિઃશંક બીજ ધરાવે છે. પૂષન્ ગાયઢોરને ઉત્પન્ન કરનાર છે; સોમ ખરેખર તેને માટે બીજ ધરાવે છે.[1] માહ યઝદનાં સઘળાં ગુણલક્ષણ સોમમાં પ્રતિબિંબિત થાય છે.

## (૧૩) તીર = પર્જન્ય

અવસ્તારૂપ "તિશ્ત્ય"–વરસાદનો અધિષ્ઠાતા. આગલા ઈરાનીઓ તેશ્તર (તીર) નામક તારાને (Sirius) ઘણાં માનથી જોતા હતા, કારણ કે એ આકાશમાં દેખાતાંની સાથે વર્ષાઋતુ બેસવાનું ચિહ્ન હતું. એ શક્તિનું કામ વરસાદ લાવવાનું છે. એને પ્રતિસ્પર્ધિ "અપઓષ" નામનો દાનવ છે જે વૃષ્ટિને અટકાયતમાં મૂકે છે: બન્ને વચ્ચે જે યુદ્ધ થાય છે તે વેદનાં ઇન્દ્ર–વૃત્ર યુદ્ધનું સ્મરણ કરાવે છે. વેદમાં પર્જન્ય વૃષ્ટિનો દેવ છે: એની સ્તુતિ કરતાં કહેવામાં આવે છે: "વાયુઓ પુષ્કળ વાય છે, વિદ્યુત ચમકે છે, વનસ્પતિ ફૂટી નીકળે છે અને આકાશ જળથી પુષ્ટ બને છે. સકળ જીવનને માટે અન્ન ઉત્પન્ન થાય છે–જ્યારે પર્જન્ય પોતાનાં જળવડે પૃથ્વીને તૃપ્ત કરે છે."[2]

## (૧૪) ગોશ = क ?

"ગોશ" નું શુદ્ધ રૂપ "ગેઉશ્ ઉર્વન્" (=World Soul) છે. તે પૃથ્વીનું આધ્યાત્મિક સ્વરૂપ છે; અને તે ગાય હોય એમ કલ્પવામાં આવે છે. તે સૃષ્ટિપરની તમામ જીવવાળી વસ્તુઓનો અધિપતિ છે, અને તેનું કાર્ય વિશેષ કરીને માણુસો અને ચોપગાં પ્રાણીઓને આરોગ્ય આપવાનું છે. એનું બીજુ નામ "દ્રવાસ્પ" છે,

---

૧ જુઓ મૈત્રયાણી સંહિતાઃ ૨, ૨–૪.

૨ હિંદુ વેદધર્મ પૃ. ૩૮.

અને એ પણ સ્ત્રી–ફિરસ્તો છે. હિંદુશાસ્ત્રપર આવતાં જગતનો આત્મા કયો દેવ છે તે સ્પષ્ટ જણાતું નથી. ઋગ્વેદના લેખકોના જણાવ્યા પ્રમાણે પૃથ્વી કેમ ઉત્પન્ન થઇ? કોણે અને કયારે ઉત્પન્ન કરી? એ પ્રશ્નો નિરૂત્તર રહે છે, અને એ પ્રશ્નાર્થક સર્વનામ "क?" (શું?) પરથી એ અજ્ઞાત દેવનું નામ પડ્યું. "જ્યારે પ્રશ્નાર્થક સર્વનામવાળી ઋચાઓ આવે છે ત્યારે કર્તા ઋષિ કહે છે કે क એ પ્રજાપતિ–ભૂતોનો સૃજનાર છે...એ પરથી દેવોને આપેલું હવિ "काय" કહેવાયું. ત્યાર પછીનાં સાહિત્યમાં–પુરાણોમાં क એક સ્વીકારાયલા દેવ તરીકે જોવામાં આવે છે."[૧] પાછલા લખાણોમાં "क" ને બ્રહ્મા (નાન્યતર જાતિ) તરીકે જણાવ્યો છે. "Brahma was the Universal self, the self in the various Vedic gods, the self in man, bird, beast, and fish, the Life of Life, the only reality, the unchangeable. This one essence or self permeates the whole Universe."[૨] "ગાથા" માં એવો ઉલ્લેખ મળે છે કે દુનિયામાં જ્યારે અંધેર વર્તાઇ રહ્યું હતું ત્યારે એ ત્રાસથી ત્રાહ ત્રાહ કરી પૃથ્વીનો આત્મા (ગેઉશ ઉર્વન્) એણે અહુરમઝદ આગળ ફરીઆદ કરી કે આ જુલ્મ દૂર કરવાનું કોઇ બળવાન સરદારને મોકલ. અને તે અનુસાર અશો જરતોસ્તનું જન્મ પામવું થયું હતું.

## (૧૫) દેપમહેર=પુરુષ

"દેપમહેર"=મેહેરની આગળનો દિવસ: એ પણ અહુરમઝદનું જ સ્વરૂપ છે, એટલે એને "પુરૂષ"—સર્વના અંતરમાં રહેલો વિશ્વરૂપે

---

૧ "હિંદુસ્તાનના દેવો," પૃ. ૧૦૬.

૨ Vide "Indian Myth & Legend," p. 91.

વિરાજનાર, વિરાટ્, આત્મા–પરમાત્મા એની સાથે સરખાવવો અસ્થાને ન ગણાય. એને માટે કહે છે કે:[3]

**ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ।**
**ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**

"બ્રાહ્મણ એનું મુખ હતો, ક્ષત્રિયને એના હાથ બનાવવામાં આવ્યો, જે વૈશ્ય તે એની જાંગ, અને પગમાંથી શુદ્ર ઉત્પન્ન થયો." પારસીઓના પહેલવી પુસ્તકોમાં પણ આ ચાર જાતિની ઉત્પત્તિ આવી જ રીતે થયલી જણાવી છે: "...**નિશાન–ઈ નમુદારી–ઈ રેઈશ્મન્ મસીહ્ વ અવરૂતરીહ્–ઈ આસ્રવની મદમ્ રેઈશમન્ અરૂતિશ્તારીહ્ મદમ્ વ વાસ્ત્રીઓશીહ્ મદમ અશ્કમ્બ વ હૂતોક્ષાઇહ્ મદમ્ રેગલ્મન્–ઈ યઝદાન્**"= "એ સંકેત ઉપરથી એવું સમજાય છે કે ધર્મગુરૂનો દરજ્જો ઉંચો છે તેનું કારણ એ કે તે અહુરમઝદના માથામાંથી નીકળ્યો છે. ક્ષત્રિય વર્ગ તેના હાથમાંથી, ખેડુત વર્ગ તેનાં પેટમાંથી, અને ધંધાદારી વર્ગ તેના પગમાંથી પ્રાદુર્ભાવ પામ્યો છે !"[4]

## (૧૬) મેહેર્=મિત્ર

"મેહેર" એ અવસ્તા "મિથ્ર"–પહેલવી "મિત્રો"નું ફાર્સીરૂપ છે અને એ પ્રભાતના પ્રકાશનો અધિપતિ છે. એ શબ્દનો ધાતુ "મિત"=ચાહવું હોવાથી તે પ્રેમ, કૉલકરાર, ન્યાય વગેરેપર મુવક્કલ છે. પાછલાં લખાણો પ્રમાણે બીજી બે શક્તિઓની સાથે મળી એ મરણ પામેલાઓનો ન્યાય કરે છે. પૂરાતનકાળમાં એની પૂજા ( Mithra – worship ) બીજી કોઇ પણ શક્તિ કરતાં વધારે થતી અને તે દુનિયાના ઘણાએક ભાગોમાં

3 "હિંદુ વેદધર્મ" પૃ. ૨૪, ૨૫.
4 જુઓ દીનકર્દ, પુ. ૧, ૪૨.

ફેલાયલી હતી.[1] એક વખત એવો હતો કે એને જગત્કર્તાથી પણ વધુ માન મળતું હતું, પણ પાછળથી એની પૂજા પડી ભાંગી. હિંદુસ્તાનમાં મિત્રનું પણ તેમજ હતું. અવસ્તાનો મિથ્ર માણસનાં મરણ પછી તેનો ન્યાય કરવાનું કામ રશ્ને અને આસ્તાદ એ એની સાથે મળીને કરે છે, તેમ હિંદુશાસ્ત્રમાં ઇન્દ્ર, મિત્ર, વરુણ એ ત્રણની ત્રિપૂટિ મળે છે. "મિત્ર નામના દેવને વેદમાં સામાન્ય રીતે એની (વરુણની) સાથે વર્ણવવામાં આવે છે અને તેનામાં એના જેવા જ ગુણો કહ્યા છે: પણ એ એની વચ્ચે તફાવત છે: વધારે સાધારણ રીતે મિત્ર દિવસના પ્રકાશના નમુનારૂપ દેવ તરીકે દર્શાવાય છે......ઘણીવાર બંને દેવો માટે ફેરબદલી કરી શકાય એવી ઋચાઓ પઠવામાં આવે છે અને મિત્ર તેમજ વરુણને માટે એકજ શબ્દોનો પ્રયોગ કરેલો જોવામાં આવે છે,"[2] યમસ્વરૂપે એ વૈકુંઠમાં વાંસળી વગાડતો અને સોમ પીતો વર્ણવવામાં આવે છે.[3] એને પણ પ્રારંભિક ઋચાઓમાં વરુણની જેમ "અસુર" કહેવામાં આવ્યો છે, અને ઉભય ગૃહ અને કુટુંબના રક્ષક તેમજ જીવન અને બળ આપનાર કહેવાય છે.

## (૧૭) સરોષ=વિષ્ણુ

એનું અવસ્તારૂપ "સ્રઓષ" (ધાતુ "સ્રુ" = સાંભળવું) છે જે ઉપરથી એ અહુરમઝ્દનાં ફરમાનો માણસજાતને સંભળાવનાર–દૂત–કહેવાય છે. ભાવવાચક રૂપે તે ભક્તિભાવ અને નમનતાઇનું મૂર્ત્ત સ્વરૂપ છે. ગાથામાં પણ એનો ઉલ્લેખ મળે છે. પાછલાં લખાણો પ્રમાણે માણસના મરણ પછી ચોથા દિવસની

૧ વધુ માટે જુઓ Cumont's "Mysteries of Mithra."

૨ "હિંદુસ્તાનના દેવો," પૃ. ૬૪.

૩ See "Indian Myth." p. 41.

સવારે તેનો ઈન્સાફ થાય તે વખત દર્મ્યાન ત્રણ દિવસ ને રાત સૂધી એ યઝદ તે રવાન (આત્મા)ની પાસબાની કરે છે, અને પેલી દુનિયામાં તેનો ન્યાય તોળવામાં મહેર યઝદને મદદ કરે છે. એ વિશેષત: વિષ્ણુને મળતો આવે છે: પ્રથમત: વિષ્ણુની જેમ એ સૃષ્ટિનું રક્ષણ કરે છે. "વિષ્ણુ"નો ધાતુ "विष्"= ફેલાઇ જવું છે, જે ઉપરથી તે સર્વવ્યાપી કહેવાય છે: સરોષને માટે પણ એક વિશેષણ 'ફ્રવોઈશ્' મળે છે જેનું મૂળ પણ "વિશ્" હોઈ ઉપ-લોજ અર્થ ધરાવે છે.[૪] હિંદુઓ વિષ્ણુને એકજ નામે આરાધતા આવ્યા છે, તેમજ પારસીઓએ સરોષના બાબમાં કીધું છે. વિષ્ણુ અને સરોષ બન્ને મૃતાત્માઓનો ન્યાય કરે છે: બન્ને સત્ય અને ભક્તિભાવનાં ચાહક છે. સરોષનું શસ્ત્ર ઉંચો, અણીદાર ભાલો છે. વિષ્ણુ ગદા રાખે છે. ઋગ્વેદમાં વિષ્ણુને સૂર્ય કલ્પ્યો છે, અને સૂર્યોદય, મધ્યાન્હ અને સૂર્યાસ્ત એ તેનાં ત્રણ પગથિયાં છે, મતલબ કે ત્રણ પગલાંમાં એ આકાશ ઓળંગી જાય છે. સરોષને માટે આપણ વાંચીએ છીએ કે: "**યત્ચિત્ ઉશસ્તઈરે હિંદવો આગેઉર્વયેઇતે, યત્ચિત્ દઓષતઈરે નિધ્ને**" = પૂર્વમાં તે હિંદુસ્તાનથી નીકળે છે અને પશ્ચિમમાં ઉતરે છે.[૫] આ સૂર્યની નહી તો કોની કલ્પના છે? વિષ્ણુને માટે ઋચા મળે છે કે:

**प्रतद्विष्णुः स्तवते वीर्येण मृगो न भीमः कुचरो गिरिष्ठाः।**
**यस्योरुषु त्रिषु विक्रमणेष्वधिक्षियन्ति भुवनानि विश्व ॥**
**न ते विष्णो जायमानो न जातो देव महिम्नः परमन्तमाप।**
**उदस्तभ्ना नाकमृष्व बृहन्तं दाधर्थ प्राचीं ककुभं पृथिव्याः ॥**

ભાવાર્થ: સિંહની જેમ વિષ્ણુ તેના બળને લીધે પૂજાય છે. તે શત્રુઓને શોધી શોધીને મારનાર છે, ભયંકર, ત્રણે ભુવનોમાં

---

૪ સરોષ યશ્ત વડી, ફ. ૧૫.
૫ તેજ, ફ. ૨૯.

અભિવ્યાપ્ત, પર્વતોમાં રહેનાર, અને મંત્રોમાં નિવાસ કરનાર છે. તેનાં ત્રણ ડગલાંમાં સમગ્ર સૃષ્ટિ સમાઇ છે.[1] હે વિષ્ણુ ! જે પુરૂષ જન્મે છે અને જન્મી ચૂકયો છે એ બેમાંથી કોઇ પણ તારી મહત્તાનો પાર પામી શકતું નથી. ઉચું, વિસ્તીર્ણ આકાશ તેં ટેકાવ્યું છે, અને સઘળી દિશાએથી તારાં કિરણો વડે તેં જગને ઝલકાવ્યું છે.[2] આ ફકરામાં આપેલાં "ભયંકર" સિવાયનાં સઘળાં ગુણલક્ષણો સરોષમાં ઓછેવત્તે અંશે માલુમ પડે છે.

## (૧૮) રશ્ને = યમ

"રશ્ને" નું શુદ્ધ અવસ્તારૂપ "રષ્નૂ" છે અને તે સત્ય અને ન્યાય ઉપર મુવકકલ છે. ઇરાની દંતકથા પ્રમાણે એક માણસનાં મરણ પછી ચોથા દિવસ (ચેહારૂમ)ની બામદાદે ચીન્વદ પૂલ આગળ મહેર અને આસ્તાદની સાથે મળી રશ્ને યઝદ માણસની કરણીનું તોલ એક ત્રાજવામાં કરે છે, અને તેનાં કર્માનુસાર તેને સ્વર્ગ કે નરકમાં મોકલે છે: એ પ્રમાણે એ મરણ પામેલાંઓનો ન્યાયાધિશ છે. એનાં બીજાં કાર્યોમાં આબાદી કરવી પવિત્ર પુરૂષોનું રક્ષણ કરવું, ચોર લૂટારાનો નાશ કરવો, સઘળાં ઉપર નેગાહ રાખવી, માણસોનાં કામનો શુમાર કરવો,[3] વગેરે છે. હિંદુઓના યમને એ ઘણી રીતે મળતો આવે છે. એટલું યાદ રાખવું કે હિંદુશાસ્ત્રના કેટલાક દેવતા ભયને લીધે પૂજા પામે છે: રખેને તેઓ નુકસાન કરે એ ભીતિથી લોકો એમની સ્તુતિ કરી એમને સંતોષે છે. પારસી ધર્મમાં ભયનું તત્વ મુદ્દલ નથી: સઘળા યઝદ-અમશાસ્પંદો કલ્યાણકારી છે—તેઓ જનસમાજનું બૂરૂં કદી

---

૧ ઋગ્વેદ, મં. ૧, અ. ૨૧, સૂ. ૧૫૪, ઋ. ૨.

૨ ઋગ્વેદ, મં. ૭, અ. ૬, સૂ. ૯૯, ઋ. ૨.

૩ જુઓ "રશ્ને યશ્ત."

પણ કરતા નથી–અને તેથી તેઓ જે પુગ્ન પામે છે તે ખરી લાગણીની છે. હિંદુઓમાં યમને માટે કૈંક એવોજ વિચાર છે, પરંતુ તે ભૂલભરેલો છે. હિંદુશાસ્ત્ર પ્રમાણે એ સૌથી પહેલો જન્મ્યો અને પહેલોજ મરણ પામ્યો હતો. તેણે પરલોકનો માર્ગ શોધી કાઢેલો હોવાથી સદ્‌ગતાત્માઓને રક્ષિત કરેલાં નિવાસ સ્થાનમાં દોરવી લઈ જવાનો ભયંકર અધિકાર વેદમાં તેને સોંપવામાં આવ્યો છે. પછી એ પ્રેતોનો ઉપરી અધિકારી થાય છે. એ ન્યાયાધિશ તરીકે દબદબા સાથે કામ કરે છે, અને પ્રેતોનો ન્યાય કરી તેમને ઘટતી શિક્ષા કરે છે. એને માટે શ્લોક મળે છે કેઃ

**यमो नो गातुं प्रथमो विवेद नैषा गव्यूतिरपभर्तवा उ।**
**यत्रा न पूर्वे पितरः परेयुरेना जज्ञानाः पथ्या ३ अनुस्वाः॥**

"સર્વથી મુખ્ય યમ આપણું શુભાશુભ નિમિત્ત જાણે છે. અતિશય જ્ઞાનના યોગથી યમનો એ માર્ગ કોઈથી હરી શકાય એમ નથી. જે માર્ગે આપણા પૂર્વ પિતૃઓ ગયા છે, એજ માર્ગે જનારા સર્વે જન્મેલા પોતાનાં કર્મને અનુસરતી ગતિ પામે છે."[1] આ ઉપરથી જણાશે કે યમ અને રસ્નેમાં ઝાઝો ફેર નથી.

## ( ૧૯ ) ફરવરદીન = પિતૃ

પારસીઓમાં ફરવરદીન રોજ સાધારણ રીતે સદ્‌ગત ભલી શક્તિઓનાં આગમનના દિવસ તરીકે મનાય છે, અને ખસુસ કરીને ફરવરદીન મહિનો અને ફરવરદીન રોજ ગુઝર પામેલાંઓના આત્માના દિવસ તરીકે જણાયલો છે. "ફરવરદીન" એ અવસ્તા શબ્દ "ફ્રવષિ" =ફાર્સી "ફરોહર" ઉપરથી નીકળેલો છે. ફરરોખ ફરવરદીનને આપણે સાધારણ રીતે બીજા ફિરસ્તાઓની માફક એક ફિરસ્તો ગણીએ છીએ, પણ તે બરાબર નથી. "ફરરોખ"=મુબારક, અને "ફરવરદીન"

---

૧ ઋગ્વેદ મં. ૧૦, અ. ૧, સૂ. ૧૪, ઋ. ૨.

નો અર્થ "ફરોહરો" એવો થાય છે"[૨] આ ઉપરથી સમજાશે કે આ કંઇ યઝદનું નામ નથી, પણ દિવસને આપવામાં આવેલું કલ્પિત નામ છે. "ફ્રવર્ષિ" નો અથ "વૃદ્ધિ કરનારી મિનોઇ શક્તિ" એવો થાય છે. ફરોહરોનું કામ દુનિયાની તમામ પેદાયશને આગળ વધારવાનું છે. જરતોસ્તી ધર્મ પ્રમાણે અહુરમઝદે આ પૃથ્વીને અને તેમાંની પ્રત્યેક વસ્તુને ફરોહરી શક્તિની મદદથી પ્રગતિકરણમાં આગળ વધતી બનાવી છે. વળી ફરોહરો પણ ક્રમવાર વિકાસ ધરાવનારાં હોય છે, અને તેઓની સંખ્યા અગણિત છે. ફરોહરોની સ્તુતિને માટે નિર્માણ કરેલા દિવસો "હમસ્પથમએદેમ" નો હિંગામ છે, જે વખતે અશો ફરોહરો મિનોઇ દુનિયામાંથી સ્થૂલ અવનીપર ઉતરે છે. આ પ્રસંગ "મુક્તાદ" નામે પણ ઓળખાય છે જે સં. 'मुक्तात्मन्"=આત્માની મુક્તિના દિવસો પરથી નીકળ્યો છે. એ દશ દિવસ ખાસ કરીને એમની ક્રિયાઓ વધારે થાય છે. એમને આમંત્રવામાં આવે છે કે:[૩] **જમ્યાંન્ ઇથ્ર અષઓનાંમ્ વંઘહુઇશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો, અષોઇશ બઓેશઙ હચિમ્નાઓ ઞેમ્-ફ્રથંઘહ દાનુદ્રાઝંઘહ હવરે-બરેઝંઘહ ઇસ્તેએ વંઘહ-ધામ્ પઇતિશ્તાતેએ આતરનામ્ ક્રશ-વક્ષ્યાઇ શ્યાંમ્ચ ખરેનંઘહાંમ્ચ વઇનિત્ અહ્નિમાને ગ્નઓષો-અસ્નુશ્તીમ્ આક્તીશ અનાક્તીમ્ શાઇતીશ અશાઇતીમ્ આર્મઇતિશ તરોમઇતિમ્ અર્ષુખ્ધોવાક્ષ મીથઓખ્તેમ્ વાચીમ્ અષકુજેમ્**"=સદ્દગત પવિત્રાત્માઓનાં ભલાં, જોરાવર અને દુનિયાની આબાદી કરનાર ફરોહરો[×] નેક માણસોની મુરાદ બર લાવવા માટે તથા દુષ્ટોની

---

૨ જુઓ ન. ર. કાંગાકૃત "જરતોસ્તી ધર્મનીતિ અભ્યાસ" પૃ. ૬૩.
૩ "આફ્રિંગાને દહમાન."

× ફરોહર=રાહબરી કરનારી શક્તિ ( Guiding spirit )એ રોમન લોકોનાં "Genius"ને ઘણું મળતું આવે છે. "જીન્યસ" ભલાં અને બૂરાં બન્ને હતાં: ફરોહરો તો સઘળાંજ કલ્યાણકારી હોય છે.

સામે થવા માટે, તથા ઓરેહ (Aura) અને નૂરના વધારા માટે, જમીનની પહોળાઈ જેટલા, નદીની લંબાઇ જેટલા અને સૂર્યની ઉંચાઇ જેટલા, અષોઈના ઉપાયો પોતાની સાથે લઇને આ મકાનમાં આવો! (ફરોહરો પ્રસન્ન થઇ આશીર્વચન કહે છેઃ) આ મકાનમાં તાબેદારી નાફરમાનીને મારી હઠાવો, સલાહસંપ જ કલ્યા-કંકાસનો નાશ કરો, ઉદારતા કંજુસપણાને દૂર કરો, નમ્રતા અભિમાન ઉપર સરસાઇ પામો, સત્ય જૂઠ ઉપર વિજય મેળવો, અને પવિત્રાઈ ગંદકીને નાબૂદ કરો!" આ ફરોહરોની સંખ્યા એક ઠેકાણે[1] ૯૯૯૯૯ ની જણાવી છે, જો કે વસ્તુતઃ તેઓ સંખ્યાતીત છે. ઉપર ફરોહર માટે જે કહેવાયું તે જ હિંદુઓના "પિતૃઓ" માટે પણ શબ્દશઃ સમજી લેવાનું છે, પિતૃઓને પણ શ્રાદ્ધાદિ ક્રિયાઓથી સંતોષાય છે. તેમને પણ બોલાવી સંબોધન કરવામાં આવે છે કેઃ

**बर्हिषद पितर ऊत्य १ र्वागिमा वो हव्या चकृमा जुषध्वम्।**
**त आगतावसा शंतमेनाथा नः शं योररपो दधात॥**

"હે યજ્ઞને વિષે બેસનારા! યાગ કરીને મરણ પામી પિતૃ-લોક પામેલા! અમારી તમે રક્ષા કરો! તમારે માટે આ હવિ અમે કર્યું છે તે સ્વીકારો! અમારૂં સુખકારક રક્ષણ કરી અમારી પાસે આવો! અમને સુખ ને પાપરહિત દુઃખવિયોગ આપો!"[2] એ સામ્યમાં કૈં વધુ સ્પષ્ટીકરણની જરૂર છે?

## (૨૦) બહેરામ = ઈન્દ્ર

એનું વિશુદ્ધ રૂપ "વેરેથ્રઘ્ન" = ફત્તેહથી મારનાર, જે ઉપરથી પહેલવી "વાહરાન" અને ફારસી "બહેરામ" થયો. એ વિજયનો

---

૧ ફરવરદીન યશ્ત, ફ. ૫૯, ૬૦, ૬૧, ૬૨,

૨ ઋગ્વેદ, મં. ૧૦, અ. ૧, સૂ. ૧૫, ઋ. ૪.

અધિષ્ઠાતા છે, એટલે હરેક પ્રકારની આફતમાં એની સહાય માંગવામાં આવે છે. પારસીઓને દીવ બંદરથી ગુજરાત આવતાં સમુદ્રમાં તોફાન નડયું ત્યારે આ દિવ્યશકિતની મદદથી કિનારે ઉતર્યા, અને આભાર રૂપે સંજાનમાં જે આતશની સ્થાપના કરી તેનું નામ "આતશ–બહેરામ" આપ્યું. એ ઇન્દ્રને બહુ મળતો આવે છે. એનું ઉપનામ જેમ "વેરેથ્રધ્ન" છે તેમ ઇન્દ્રનું "વૃત્રહન્" = વૃત્રાસુરને મારનાર એવું છે. વૃત સામાન્યતઃ અંધારાંનો અસુર છે. ઇન્દ્રવૃત્રનાં યુદ્ધનાં જે અનેક સ્વરૂપો છે તે વિષે અત્રે ઉલ્લેખ કરવો જેટલો નકામો છે તેટલોજ અનાવશ્યક બહેરામનાં દશ જ્યોતિષી સ્વરૂપો વિષેનો ઉહાપોહ પણ છે. એટલુંજ કહેવું બસ થશે કે વૈદિક કાળમાં ઇન્દ્રને જેટલું માન મળતું હતું તેટલુંજ માન અહુરમઝદનાં વિજયસ્વરૂપ (બહેરામ)ને પણ મળતું હતું અને હજુય મળે છે.

## (૨૧) રામ = રૂદ્ર.

"રામ" નું શુદ્ધરૂપ "રામન્"=ખુશાલી છે, અને એ બહુધા ખુશાલીના પ્રસંગો ઉપર આધિપત્ય ધરાવે છે. એ શબ્દોનો ધાતુ "રમ્"=આનંદ આપવો છે. એનું બીજું નામ "વયુ"=પવન હોઇ લૌકિક સ્વરૂપે એ પવન ઉપર પણ મુવક્કલ છે. એને માટે સ્તુતિસ્તોત્ર મળે છે કેઃ **"વએમ્ અષવનેમ્ યઝમઇદે, વએમ્ ઉપરોકઈરીમ્ યઝમઈદે, અઐતત્ તે વચો યઝમઇદે, યત્ તે અસ્તિ સ્પેન્તોમઈન્યઓમ્**=ભલી પેદાયશને લગતા પવિત્ર, બળવાન ચળકાટવાળા, પ્રકાશમાન વાએ યઝદને અમો યાદ કરીએ છીએ.[1] પાછલાં પુસ્તકો પ્રમાણે વાય (વાયુ) બે પ્રકારના જણાવ્યા છેઃ "વાએ વેહ" (ઉંચી જગાઓની, વાતાવરણની, તથા આકાશ તરફની નિર્મળ હવા) અને "વાએ વદ્તર" (ઝેરી, ગંદી, ધુમાડાવાળી, તોફાની હવા), વયુ ઉપનામે

---

૧. રામ યસ્ત, ક. ૫.

માત્ર "વાએ વેહ" (ભલા પવન) ની જ સ્તુતિ કરવામાં આવી છે. આ રામ કિંવા વાએ વેદના "રૂદ્ર" ની સાથે સુંદર સામ્ય ધરાવે છે. રૂદ્રને માટે આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવ કહે છે: "વિશ્વમાં ઘોર શબ્દ કરતું પરમાત્માનું સ્વરૂપ, એ પ્રચંડ વાયુરૂપે દર્શન દે છે. વાયુરૂપે એ સુગન્ધિ અને પુષ્ટિવર્ધક પણ છે. ભડભડ શબ્દ કરતો અગ્નિ પણ એનું જ રૂપ છે......તોફાની પવન અને એની સાથેની વીજળી કાટકાને લઇને એ વિનાશનો દેવ છે; પણ અગ્નિ એ જેમ આર્યોનો મંગળમય દેવ છે, તેમ અગ્નિરૂપે રૂદ્ર પણ 'શિવ' અર્થાત્ કલ્યાણકારી દેવ છે. એ જ ગિરિ અને અરણ્યનો દેવ છે, તથા 'ભેષજ' કહેતાં ઔષધ વડે રોગ હરે છે."[૨] ત્યારે એ વિનાશ-કારી દેવ કેમ થયો? કારણ એમ હોય કે એના ધાતુ "रुद्"= રોવું પરથી એને તોફાન અને વિલયનો અધિષ્ઠાતા ગણ્યો હોય, પરંતુ એ ભ્રમ છે. "रुद्" નો અર્થ પ્રકાશવું લઇએ તો અવસ્તા વયુની એ વધુ સન્નિધિમાં આવે છે; પણ એનું મૂળ "ऋध्" = વૃદ્ધિ કરવી ધારીએ તો તો એ સમૃદ્ધિનો દેવ ઠરે, અને એની 'વિનાશકારી' સઘળી શકિતઓનું સહેજે ઉન્મૂલન થઇ જાય. આ ઉપરથી સહજ ફલિત થશે કે પ્રાચીન આર્યોમાં આ દેવ વિષે કંઇક સમજફેર હોવી જોઇએ.

## ( ૨૨ ) ગોવાદ = વાત

હવાને માટે અવ. શબ્દ "વાત" છે, જેની આગળ "હું" (ભલો) પ્રત્યય મૂકાતાં તે "હુવાત" (સારી હવા) થયો અને તેનો અપભ્રંશ કાળાંતરે "ગોવાદ" થયો, જે હવા ઉપર અધિપતિ છે. અવસ્તામાં એને "વાતહે હુદાઓંઘ્હો" કહી આરાધવામાં આવે છે.[૩] એને મળતો ઋગ્વેદનો "વાત" (વાયુ) છે જેને વિષે બહુ જ ઓછું

---

૨. "હિન્દુ વેદધર્મ," પૃ. ૩૭, ૩૮.

૩. જુઓ "સીરોઝા યશ્ત," ફ. ૨૨.

વર્ણન મળે છે. ઇંદ્રનો પુત્ર "મરુત" પણ તોફાન અને હવાનો અધિષ્ઠાતા ગણાય છે.

## ( ૨૩ ) દેપદીન = ત્વષ્ટા

દીન રોજની અગાઉનો અહુરમઝદને અર્પણ થયેલો દિવસ તે "દએપદીન": પૃથ્વીને આકાર આપનાર અને તેનો ઘાટ ઘડનાર મહાશક્તિના અર્થમાં આપણે તેને લઇએ તો અસ્થાને નથી. એને માટેનો અવ. શબ્દ "થ્વોરેસ્તા" છે, જે વિષે "ગાથા" માં પણ અહુરમઝદ નિર્દેશ કરે છે કે. "......અત્ ઝી થ્વા ફ્શુયન્તએચા વાસ્ત્રયાઇચા થ્વોરેશ્તા તતષા"=હું જગત્કર્તાએ બેશક તને (જરતોસ્તને) દુનિયાની આબાદી કરનાર તથા શ્રમ લેનાર તરીકે પેદા કીધો.[1] આ "થ્વોરેસ્તા" શબ્દનો ધાતુ "થ્વરેષ"=ઘાટ ઘડવો (to mould) છે. વેદમાં ઘડનારનું નામ "ત્વષ્ટા" = "ત્વષ્ટ્રી" છે જે "त्वष्त्"=ઘડવું પરથી ઉદ્દભૂત થયો છે. એ ચરાચર વિશ્વનો ઘડનાર, સર્વનો પિતા, ઇન્દ્રનો પણ પિતા, તેનું શસ્ત્ર ("વજ્ર") ઘડનાર, સોમનો પ્યાલો ઘડનાર, બૃહસ્પતિ અને અગ્નિનો પિતા આદિ છે. એને "વિશ્વરૂપ" એવું વિશેષણ લગાડવામાં આવે છે, એનું "થ્વોરેસ્તાર" સાથેનું સામ્ય સુસ્પષ્ટ જ છે.

## દીન = અદિતિ

"દિ"=જોવું મૂળ પરથી નીકળેલા અવ. શબ્દ "દએના" નું અપભ્રષ્ટ રૂપ "દીન" છે; જેનો સામાન્ય અર્થ "ધર્મ" થાય છે. "દએના" ના રહસ્યાર્થ એ ઉપરાંત "અંતઃકરણ," "ન્યાયબુદ્ધિ" એવા પણ થાય છે અને એ પણ સ્ત્રીસ્વરૂપે છે. બાહ્ય દષ્ટિથી એ જરતોસ્તી મઝહબનું મૂર્તિમંત સ્વરૂપ છે, પણ ઊંડા અભ્યાસ ઉપરથી જણાય છે કે અહુરમઝદના જેટલી જ એ પરમપૂજ્યમાન

---

[1] હા. ૨૯, ૬. ૬.

છે, કારણ કે તેણે સૌથી પહેલાં એને પેદા કરી, અને એની સહાયતાથી જગતની સર્વ વસ્તુઓ પેદા કીધી, એટલે કે પારસી ધર્મમાં એનો દરજ્જો પણ ઉંચો છે. એની આરાધના કરતાં કહેવામાં આવે છે કેઃ "અહુરમઝ્દની પેદા કીધેલી પવિત્ર 'દીન' ને અમો વખાણીએ છીએ. એ સન્માર્ગ બતાવનારી, મુરાદ બક્ષનારી, સ્વચ્છતા ધારનારી, સદ્‌ગુણી, વિખ્યાતિ પામેલી, ચાલાક, સામર્થ્યવાન અને નિષ્કલંક છે."[2] એની સાથે કામ કરનારી (Co-worker) "ચિસ્ત" નામની શક્તિ છે જે કંઈ જ નહી પણ "દીન" નુંજ જ્ઞાનસ્વરૂપ છે. ખુદ અશો જરતોશ્ત પણ એની સ્તુતિ કરી એની પાસેથી અનેક શક્તિઓની યાચના કરે છે, એ ઉપરથી સિદ્ધ થાય છે કે તેના વખતમાં દીનનું સ્થાન બહુ ચઢીઆતું હોવું જોઇએ. વળી ગાથામાં પણ[3] એની પ્રશંસાના ફકરાઓ મળે છે તે પણ એ જ સિદ્ધાંતને પુષ્ટિ આપે છે. ટુંકમાં દીનને સર્વ વસ્તુનાં બીજ તરીકે ગણીએ તો હરકત નથી. યસ્ન હા ૧૯ પ્રમાણે "અહુનવર" નો મંત્ર ("યથા અહુ વૈર્યો") સકળ સૃષ્ટ પદાર્થોનું મૂળ છે. આ મંત્ર કંઈ જ નહિ પણ દીન યઝદનું એક શાબ્દિક સ્વરૂપ છે. એ ઉપરથી પણ સ્હેજે પ્રતિત થશે કે દીનમાંથી જ સમગ્ર સૃષ્ટિનો પ્રાદુર્ભાવ થયો છે. એને મળતી વૈદિક શક્તિ "અદિતિ" નામે જણાયલી છે. એનો ધાતુ "दा"=બાંધવું હોઇ આખા શબ્દનો અર્થ "બંધનરહિતપણું—મુક્તિ" એવો કરવામાં આવે છે, જે ખાત્રીલાયક નથી લાગતો. "આકાશ એની પ્રત્યક્ષ મૂર્ત્તિ છે અને 'આદિત્યો'—દેવો એનામાંથી ઉત્પન્ન થયા છે......એ આપણને દુઃખ અને પાપમાંથી છોડવે છે, આ રીતે માતાપણું અને મુક્તિ એ બે ધર્મો અદિતિ સાથે વારંવાર જોડાય છે". વળી વધુમાં શ્લોક મળે છે કેઃ

---

૨ દીન યસ્ત, ફ. ૧.

૩ હા. ૪૪, ફ. ૧૦.

**अदितिर्द्यौरदितिरन्तरिक्षमदितिर्माता स पिता स पुत्रः।**
**विश्वे देवा अदितिः पंचजना अदितिर्जातमदितिर्जनित्वम् ॥**

"અદિતિ દ્યૌ (આકાશ) છે, અંતરિક્ષ છે, માતા છે, પિતા છે, પુત્ર છે; સર્વ દેવો અદિતિ છે; પંચજનો અદિતિ છે; ઉત્પન્ન થયલું અદિતિ છે. ઉત્પન્ન થવાનું અદિતિ છે"[1] "અદિતિ" નો ધાતુ ઉપર કહ્યું તેમ શંકાસ્પદ છેઃ પ્રો. મૅક્સમૂલર એને '**दो**" = કાપવું પરથી લે છે. અમારા આધિન મત મુજબ એનાં બીજાં પણ બે મૂળ આપી શકાય: "**दा**"=આપવું પરથી દાન કરનારી દેવશક્તિ, અને "**दा**" (પાછળથી "**धा**") = સૃજવું પરથી સૃષ્ટા. (યાસ્કમુનિ '**अदीता देवमाता**' = વિશાળ અને ભવ્ય એવી દેવમાતા એમ અદિતિનું નિર્વચન કરે છે,—આ. બા. ધ્રુવ, પૃ. ૧૫, ફુટનોટ.) એ પણ ઓરૂપ હોવાથી દીન સાથે અદ્‌ભુત સમાનતા ધરાવતી જણાય છે.

## (૨૫) અશિસ્વંધ = ઉષા

એનું શુદ્ધ અવસ્તારૂપ "અશિસ્‌ વંઘુહી" = ભલી અપી છે, અને એ પણ નારી–ફિરસ્તો છે. આધ્યાત્મિક રૂપે એ પવિત્રાઇ, સત્ય, નીતિ, આશીર્વાદ, કલ્યાણાદિનું મૂર્ત્ત સ્વરૂપ છે, જ્યારે લૌકિક રૂપે દૌલત ઉપર મુવક્કલ છે. એનો પિતા અહુરમઝ્દ, માતા સ્પેન્તાર્મઇતી, અને ભાઇઓ મહેર, સરોષ અને રશ્ને યઝદો, તેમજ બ્હેન (જરતોશતી) દીન છે.[2] એને માટે સ્તોત્રો મળે છે કે: "અષિ ભલી છે, સુંદર છે, ખુશાલ હોવાને લીધે ચળકાટવાળી છે. તેણી પ્રકાશનાં કિરણોને લીધે સઘળી વસ્તુમાં પેસી શકે છે......જે ઘરમાં તે જાય છે ત્યાં ખુશાલી અને સુગંધ ફેલાવે છે.")[3] વળી

---

૧ આનન્દશંકર ધ્રુવ રચિત "હિન્દુ વેદધર્મ," પૃ. ૧૭, ૧૮.

૨ અશિસ્વંધ યશ્ત, ક. ૧૬.

૩ સદર ક. ૬.

અન્યત્ર આપણે વાંચીએ છીએ કે: "અશિસ્વંઘ, હલકી ગાડીવાળી 'પારેન્દિ'......બળવંત આસ્માન યઝદ,......પવિત્ર ફરહરો,......એ સઘળા મેહેર યઝદની સાથે જાય છે."[1] આ બે ફકરા ઉપરથી શું સ્પષ્ટ થાય છે? અષીને 'પ્રકાશવાળી,' 'કિરણ ધરાવનાર,' 'મેહેરની સાથે જનાર' વગેરે વર્ણવી છે. એ ઉપરથી એટલુંજ જણાય છે કે લૌકિક રૂપે જેમ એ ખજાના ઉપર તેમ બામદાદ (પ્રભાત) ઉપર પણ મુવક્કલ હોય એમ ફલિત થાય છે. મેહેર યઝદ એ બાહ્ય સ્વરૂપે સૂર્યનું અજવાળું છે. ત્યારે સૂર્યની સાથે આવનાર—તેની ગાડી પકડીને ચાલનાર[2]— અષી એ પ્રભાતની અધિષ્ઠાત્રી હોય એ અસંભવિત નથી. એ દષ્ટિબિંદુથી જોતાં એ હિંદુઓની ઉષાને મળતી આવે છે. "વેદના કવિની ઉત્કૃષ્ટ કલ્પના અને અત્યંત સ્તુતિ અને પ્રેમનું પાત્ર પ્રાતઃકાળની દેવી ઉશસ્ (ઉષા) છે. એ આકાશ (પિતા) ની પુત્રી, સૂર્યની પત્ની અને રાત્રીની બ્હેન છે. અશ્વિનો તેના મિત્ર છે, અગ્નિ તેના પર આસક્ત છે. તે પ્રકાશમાન અને કિર્તિમંત અમર દેવી છે, તે સદા તરૂણ છે, કારણ કે દરરોજ જન્મ પામે છે......દિવ્ય રથમાં બેસી તે રાત્રીના ભયને હાંકી કાઢે છે, જગતને પ્રકાશિત કરે છે, અને તેના **ખજાના** સર્વને ઉઘાડા કરે છે."[3] એને માટે આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવ કહે છે: "......ઋગ્વેદસંહિતામાં ઉષાને 'પુરાણી દેવી,' 'યુવતિ પુરન્ધિ,' 'મિત્ર વરુણની મહામાયા', 'આકાશની દુહિતા,' 'ભુવનની રાણી,' આદિ વિશેષણો લગાડયાં છે." ઉષાની સાથે જેમ 'પુરન્ધિ' (સર્વનું ધારણ-પોષણ કરતી શક્તિ) આવે છે તેમ અષીની સાથે 'પારેન્દિ' આવે છે, જેનું કામ માણસોને ગુપ્ત ધન બતાવવાનું છે.

---

૧ મેહેર યશ્ત, ફ. ૬૬.

૨ મેહેર યશ્ત, ફ. ૬૮.

૩ " હિંદુસ્તાનના દેવો," પૃ. ૯૯, ૧૦૦.

બનવા જોગ છે કે 'પારેન્દિ' અને 'પુરન્ધિ' એક જ શક્તિનું નામ હોય. ઉષાનાં વખાણ ગાઈ કવિ કહે છે:

**पुराणी देवी युवतिः पुरंधिरनु व्रतं चरसि विश्ववारे॥**

"હે દેવી! પુરાણી છતાં યુવતિ, ગૃહિણી અને સૌને વ્યાપીને રહેતી એવી તું વ્રત (ધાર્મિક નિયમ) ને અનુસરે છે."[૩] અષી અને ઉષા ઉભયે પ્રકાશસ્વરૂપ છે; બન્ને પૃથ્વીમાં અભિવ્યાપ્ત છે; બન્ને ધાર્મિક નિયમનું મૂર્તસ્વરૂપ છે; બન્ને સૂર્યના સાથી છે; ત્યારે ઉભય વિભિન્ન કેવી રીતે હોઇ શકે? વળી પારસી સાહિત્યમાં પણ "ઉષા" શબ્દ સ્વયં મળે છે, અને તેનો અર્થ પણ "બામદાદનું ઝઝકલું" એવો થાય છે, તો ઉપર આપેલાં પ્રમાણો ઉપરથી અષીસ્વંઘુહીને બામદાદની ઉપર પ્રાધાન્ય ધરાવતી ગણીએ તો ખોટું શું છે?

### ( ૨૬ ) આસ્તાદ = ઋત

"આરતાદ" નું શુદ્ધ અવ. રૂપ "અર્શતાત્" થાય છે અને એ ખાસ કરીને સત્ય અને ઇન્સાફનો અધિકારી છે. મરણ પામેલાંઓનો ન્યાય કરવામાં એ પણ ભાગ લે છે એ આપણે ઉપર જોયું. "સીરોજા યશ્ત" માં એને "ફ્રાદત ગએથહે"=દુનિયાની આબાદી કરનાર કહ્યો છે. એ ઘણોખરો મેહેર અને રશ્ને યઝદોની સાથે ન્યાયને લગતું કામ કરતો જણાય છે. વેદાન્તમાં પ્રભુને જે સત્યસ્વરૂપ કલ્પ્યો છે—**सत्यंज्ञानमनन्तं ब्रह्म।**[૪]—તે વિચાર "આસ્તાદ" નામે જરતોસ્તી મઝહબમાં પ્રતિબિંબિત થયલો જણાય છે. "God is Truth" એ કહેવાતા બાઇબલના સૂત્રનું બીજ પણ અહીંજ જડે છે. હિંદુશાસ્ત્રમાં જે "ઋત" શબ્દ મળે છે તે

૩ હિંદુ વેદધર્મ, પૃ. ૩૯.

૪ તૈત્તિરીય ઉપનિષદ્, ૨-૧, ૧.

આસ્તાદનું પુરેપુરૂં સ્પષ્ટીકરણ કરે છે. આપ્ટેના શબ્દકોષ પ્રમાણે "ઋત" ના ઘણા અર્થ થાય છે—સત્ય, પ્રકાશિત, સૂર્ય, ઇશ્વરી નિયમ, જળ, વગેરે. તદુપરાંત સત્યસ્વરૂપ પરમાત્મા, ધર્મપુત્ર, એક આદિત્ય, પરમેશ્વર, શ્રદ્ધા, દિવ્યસત્ય વગેરે. ટુંકમાં કહીએ તો એ આસ્તાદની જેમ સચાઇનો અધિષ્ઠાતા છે. ભાષાશાસ્ત્રના અભ્યાસીઓ જોઈ શકશે કે આ "ઋત" ના મૂળમાંથી સત્યવિષયક જૂદી જૂદી પ્રજાઓના કેટકેટલા શબ્દો નીકળ્યા—અવ. "એરેઝ"નો "અર્ષ" થઇ "અષ"માં રૂપાંતર પામ્યો, લૅટીન "rectus"=સીધું, અને અંગ્રેજી Right=સત્ય. ઋતનો પ્રભાવ કેટલો છે તે નીચલા શ્લોક પરથી પ્રતિત થશે :

ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत ।
ततो राञ्य मायत । ततः समुद्रो अर्णवः ॥
समुद्रायर्णवायधिसंवत्सरो अजायत ।
अहो रात्राणि विदधद्विश्वस्य मिषतोवशी ॥
सूर्याचंद्रमसौ धाता यथा पूर्वमकल्पयत् ।
दिवं च पृथिवींचान्तरिक्षमथोस्व : ॥

"તેજસ્વી તપશ્ચર્યામાંથી ઋત અને સત્ય ઉત્પન્ન થયાં, ત્યાર પછી રાત્રી ઉત્પન્ન થઇ. તેમાંથી સમુદ્ર ઉત્પન્ન થયો, જેમાંથી અધિસંવત્સર (કાળગણુના) ઉત્પન્ન થયો. ઇંદ્રિયનિગ્રહ કરનાર બ્રહ્મદેવે દિવસ અને રાત્રીના વિભાગની ઇચ્છાથી સૂર્ય, ચંદ્ર, આકાશ, પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ પહેલાંની જેમ ઉત્પન્ન કર્યાં."

## (૨૭) આસ્માન = દ્યૌ

એનું શુદ્ધરૂપ "અશ્મન્"=આકાશ છે; એજ શબ્દનો બીજો અર્થ 'પત્થર' (अश्मन्) પણ થાય છે. આ વિરૂદ્ધોક્તિનો મેળ કેમ

મેળવવો ? પૂરાતન ઇરાનીઓએ ખરતા તારા (aerolites) નું પત્થરરૂપ ભાળી આકાશમાં પાષાણુની હસ્તી કલ્પી હોય. 'આસમાન' આકાશને અધિષ્ઠાતા હોઇ એને નિત્યનિરંતર "ખ્‌ન્વન્ત" (પ્રકાશિત) વિશેષણુ લાગેલો હોય છે. અષો જરતોશ્તની અગાઉના ઇરાનીઓ આકાશપિતા અને પૃથ્વી માતાના સંયોગથી જગતની અસ્તિ માનતા. અષો જરતોશ્તે તેમની ભૂલ બતાવી હતી કે બન્નેને ઉત્પન્ન કરનાર એક અહુરમઝ્દ સિવાય બીજું કોઇ નથી. આસમાન યઝદ હિંદુઓના દ્યૌસ્પિતાની બરાબર છે જે "દ્યુ" = પ્રકાશવું પરથી નીકળી 'જાજ્વલ્યમાન પિતા' એવો અર્થ ધરાવે છે. પાછળથી એની પૂજા પડી ભાંગી અને એની જગા ઇંદ્રે લીધી. આધુનિક કાળમાં તો એ દેવની પૂજા નહીવત્ થઇ ગઇ છે. આકાશપિતા અને પૃથ્વીમાતાનાં સ્તુતિગાન હંમેશાં સાથે ગવાતાં હોવાથી તે વધુ વિસ્તારથી નીચે આપવામાં આવે છે.

## (૨૮) જમ્યાદ = પૃથ્વી

"જમ્યાદ" નું વિશુદ્ધરૂપ "ઝેમો હુદાઓંધૂહો" = સારી પેદા કીધેલી જમીન છે, અને એ પૃથ્વીનું દિવ્ય સ્વરૂપ છે. જેમ ઋગ્વેદમાં દ્યૌસ્પિતર અને પૃથ્વીમાતાનું સાથે સાથે સ્તવન કરવામાં આવે છે, તેમ આસ્માન–જમ્યાદ પણ અવસ્તામાં અવિભક્ત જેવાં જ છે. આગળ ઉપર ગોશ યઝદ (The Anima Mundi) નું વર્ણન આપવામાં આવ્યું તેને જમ્યાદ સાથે ભેળી નાખવું નહિઃ ગોશ–ગેઉશ્ ઉર્વન્–જગતના આત્માનું મૂર્ત રૂપ છે, જ્યારે જમ્યાદ ખુદ ધરતી (the earth) નો અધિષ્ઠાતા છે, અને વૈદિક પૃથિવીને મળતો આવે છે. "પૃથિવી" નો શબ્દાર્થ 'વિશાળ પૃથ્વી' એવો થાય છે, અને એ નામ પૃથુ રાજા પરથી નીકળ્યું છે. હિંદુ શાસ્ત્ર પ્રમાણે "દેવોએ આકાશ અને પૃથ્વી બંનેને સાથે આણ્યાં અને તેઓ

ભેગાં થયાં એટલે તેમણે તેમનું દેવલગ્ન કર્યું."[1] ઉભયની ભેગી આરાધના કરતાં કહે છેઃ

**प्र द्यावा यज्ञैः पृथिवी ऋतावृधा मही स्तुषे विदथेषु प्रचेतसा।
देवेभिर्ये देवपुत्रे सुदंससेत्था धिया वार्याणि प्रभूषतः॥**

"આકાશ અને પૃથ્વીને હું યજ્ઞો વડે સ્તવું છું. એ યજ્ઞની વૃદ્ધિ કરનારાં, મોટાં, અને યજ્ઞોમાં અમને અત્યંત જાણનારાં છે. આકાશ અને પૃથ્વી દેવપુત્રરૂપ યજમાનો વડે અમારા પર અનુગ્રહ કરી હવિનો સ્વીકાર કરી અમને વિપુલ સમૃદ્ધિથી નવાજે છે."[2]

## ( ૨૯ ) મારેસ્પંદ = સરસ્વતી

આ સ્ત્રી-યઝદ છે અને એનું શુદ્ધરૂપ "માંથ્ર સ્પેન્ત" (વૃદ્ધિ કરનાર મંત્રો) છે. એ જરતોસ્તી ધર્મસાહિત્યનું મૂર્ત્ત દિવ્ય સ્વરૂપ છે, અને એની ખુબીઓ ન્યારી છે. માંથ્રસ્પેન્ત એ અહુરમઝદનો આત્મા જેવો છે, અને એ શસ્ત્ર વડે જ અષો જરતોસ્ત શત્રુઓ પર ફાવી શક્યા હતા.[3] એની બરક્તથી સઘળાં દુઃખદર્દો દૂર થતાં જણાયાં છે.[4] એનાથી જ દુષ્ટ શક્તિઓ નુકસાન કરવાથી પાછી પડે છે.[5] એની જ સહાયતાથી માનુષિ આત્મા મિનોઇ દુનિયામાં ચિન્વદ પૂલ પાર કરી બ્હેસ્તમાં પ્રવેશે છે.[6] આ પવિત્ર માંથ્રો "અહુનવર" માંથી ઉત્પત્તિ પામ્યા છે, અને "અહુનવર" ના મંત્રને

---

૧ ઐતરેય બ્રાહ્મણ, ૪, ૨૭.

૨ હિંદુસ્તાનના દેવો, પૃ ૩૭.

૩ ફરવરદીન યસ્ત, ૮૦, ૮૧; વંદીદાદ, ૧૯–૧૪.

૪ વંદીદાદ, ૨૨, ૨.

૫ સરોષ હાદોખ્ત, ૩.

૬ યસ્ન ૪૪, ૧૭.

ટુંકમાં "વચ"=શબ્દ કહેવામાં આવે છે,[1] જેની ઉત્પત્તિ આ જગતમાં સૌથી પહેલી થઈ હતી. એ શબ્દનો અર્થ "રક્ષકતત્વ" એવો થાય છે, અને એ મંત્ર માણસને સઘળી ઇતિઆપત્તિઓમાંથી બચાવે છે. હિંદુશાસ્ત્ર પ્રમાણે પવિત્ર વાણી (Holy Scripture) નું દૈવી રૂપ સરસ્વતી છેઃ એ બ્રહ્માની પત્ની અને ડહાપણની દેવી તરીકે પ્રસિદ્ધ છે. એને 'વેદની માતા' કહી છે અને દેવનાગરી લિપિ તથા સંસ્કૃત ભાષાની યોજનાર ગણાય છે. તે લલિત કલાની–ગાયન અને અલંકાર શાસ્ત્રની–પોષક દેવી છે, તથા તેને "વાગ્દેવી'= વાણીની દેવી કહે છે. વાચ્, બ્રાહ્મી, સાવિત્રી એ એનાં બીજાં નામ છે.[2] એમાંનો "વાચ્" અવસ્તાના "વચ" ને મળતો છે. "યથા અહુ વૈર્યો" ના જેવો પ્રાચીન અને તેટલો જ પવિત્ર 'હિંદુઓનો ગાયત્રી મંત્ર છે, અને એનું ટુંકું રૂપ "ૐ" છે. "અહુનવૈર્ય" શબ્દમાં "વૈર્ય" (=રક્ષણકર્તા) વિશેષણ છે; એનો લોપ કરીએ તો "અહુન" પરથી ૐ પર આવી શકાય–અહુન, ઔન, ઔં, ઑં, ૐ. અહુનવરની જેમ ગાયત્રીના પણ ત્રણ વિભાગ છે, અને તે સકળ જ્ઞાનનું સંક્ષેપ રૂપ છે. 'માંથ્ર' જેમ અહુરમઝદનો આત્મા છે તેમ ૐ પણ ઈશ્વર સ્વરૂપ છે. ગીતામાં શ્રી કૃષ્ણ કહે છે: "गीरामस्म्येकक्षरम् ।"[3] અહુરનવરનાં ઉચ્ચારણથી જેમ અષો જરથોસ્ત શત્રુઓ પર વિજય મેળવી શક્યા તેમ વેદના દેવો પણ પ્રણવોદ્ગાર (ૐ) થી અસુરોને હરાવી શક્યા હતા. એવી રીતે મંત્રોની ઉપર મુવક્કલ રહેલા બન્ને ધર્મની શક્તિઓ પરસ્પર મળતાપણું ધરાવે છે.

---

૧ યસ્ન, ૧૯, ૧૬.

૨ હિંદુસ્તાનના દેવો, પૃ. ૧૩૧.

૩ ભગવદ્ગીતા ૭, ૮.

## (૩૦) અનેરાન = સવિતૃ

"અનેરાંન" નું અવરતારૂપ "અનગ્ર-રઓચાઓ" = અમર જ્યોતિ (Boundless Light) છે, અને એ શબ્દ અનિશ્ચિતપણે આકાશી ગોળાઓને લાગુ પાડવામાં આવે છે, પરંતુ ખરી રીતે જોઇશું તો એ સૂર્યનું જ બીજું રૂપ જણાય છે, કારણ કે ખરેખરી અમર જ્યોતિ તો સૂર્યની જ છે. આ મંતવ્યને પુષ્ટિ આપનાર એક વસ્તુ એ છે કે અનેરાન ખોરશેદ (સૂર્ય) નો જ એક 'હમકાર' (co-worker) છે. એ વેદના સવિતૃનો જોડિયો ભાઇ જ છે એમ કહીએ તો ચાલે. વેદમાં એને પણ 'અમર' કલ્પ્યો છે.[1] એ શબ્દનો ધાતુ 'सू'=ઉત્પન્ન કરવું હોઇ એ પ્રેરક, ઉત્પાદક એવી પરમાત્માની તેજોમય શક્તિનું રૂપ છે. ગાયત્રીનો મહામંત્ર સવિતાદેવનો છે. એનાં સર્વ અવયવો સુવર્ણનાં (પ્રકાશિત?) છે. બુદ્ધિની નિર્બળતાથી, પ્રભુતાના કે મનુષ્યપણાનાં કારણથી અજાણ્યે થયલાં પાપમાંથી સવિતાદેવ મુક્તિ આપતા મનાય છે:[2]

अचित्ती यच्चकृमा दैव्ये जने दीनैर्दक्षैः प्रभूती पुरुषत्वता।
देवेषु च सवितर्मानुषेषु च त्वंनो अत्र सुवतादनागसः॥

## (૩૧) હોમ = સોમ

શુદ્ધરૂપ "હઓમ." એ પારસી ધર્મક્રિયાઓમાં વપરાતું એક પવિત્ર પીણું છે, જેના રસપાનથી પૂરાતન કાળમાં એક પ્રકારનો પવિત્ર જુસ્સો આવતો મનાતો. એ પીણાંનો શોધક-જે પાછળથી એનો અધિષ્ઠાતા થયો તે-પણ 'હોમ' નામે જ વિખ્યાતિ પામેલો છે. એને "દુરઓષ"=અમર કલ્પવામાં આવે છે, અને પૃથ્વીપટપરનો

---

૧ ઐતરેય બ્રાહ્મણ, ૩. ૪૪.

૨ હિંદુ વેદધર્મ, પૃ. ૩૩, ૩૪.

સૌથી પહેલો ધરાની પયગમ્બર પણ એ જ હતો. એણે પણ જરતોસ્તની માફક-પણ જરતોસ્તની સદીઓ અગાઉ-પહાડોમાં વર્ષો સુધી નિવાસ અને મનન-ચિંતન કરી પોતાનો ધર્મ ફેલાવ્યો હતો અને "ગાથા" જેવાં લખાણોની રચના પણ કરી હતી. એનો હરીફ "કેરેસાની" નામે હતો.[1] હોમ નામના પાળાને કૂટી તેનો રસ કાઢી પીવાની પ્રથા એણે જ પ્રથમ પાડી હતી.[2] આ રસ અમૂક પવિત્ર મંત્રો ભણતાં પીવાથી ડહાપણ, હિંમત, વિજય, આરોગ્ય, અને રિદ્ધિસિદ્ધિની વૃદ્ધિ થતી મનાતી[3]. વળી આ હોમ યઝદ સદાચરણી મનુષ્યોને જ મદદ કરતો જણાય છે. એ કહે છે: "**નવ અહ્મિ પેશો-સારે અઝેમ્ યો હઓમો અષવ દુરઓષો**" = હું, પવિત્ર અને મોત નિવારનાર હોમ, પાપિષ્ઠોને રક્ષણ આપતો નથી.[4] વધુમાં એને ઘરનો, મહોલ્લાનો અને દેશનો ધણી કહ્યો છે.[5] હિંદુ આર્યો પણ આ વિલક્ષણ છોડના ચમત્કારી ગુણોથી અભિજ્ઞ હતા. "તેમના વિચાર પ્રમાણે તે એક દેવ હતો, અને જેમનામાં પ્રવેશ કરતો તેમનામાં દૈવી શક્તિ ઉત્પન્ન કરતો. જે છોડવામાંથી એ રસ નીકળતો તેને તેમણે ઔષધિનો રાજા કહ્યો. તેને તૈયાર કરવાનો વિધિ એક પવિત્ર યજ્ઞ મનાયો......તેનામાં સર્વ શક્તિ છે અને તે સર્વ પ્રકારના વરદાન આપી શકે છે......દેવો અને મનુષ્યોને અમરત્વ આપવા પણ તે સમર્થ છે."[6] વેદમાં આ પીણાનું તેમજ દેવનું નામ સોમ મળે છે, જે 'હોમ' નોજ અપભ્રંશ છે, અને એનો પ્રતિસ્પર્ધિ "કૃશાનુ" નામે પ્રસિદ્ધિ પામ્યો છે.

---

૧ યસ્ન હા ૯, ૨૪.
૨ મેહેર યસ્ત ૯૦.
૩ યસ્ન હા ૯, ૧૭.
૪ યસ્ન હા ૧૧, ૩.
૫ યસ્ન હા ૯, ૨૭.

હિંદુશાસ્ત્રમાં સોમ પાછળથી * ચન્દ્રદેવના તરીકે પણ પૂજાયો છે. એને માટે શ્લોક મળે છે કે:

**यत्र ज्योतिरजस्रं यस्मिँल्लोके स्वर्हितम् ।**
**तस्मिन्मां धेहि पवमानामृते लोके अक्षित इन्द्रायेन्द्रो परिस्रव ॥**

"હે પવમાન ! મને એવા સનાતન અને અવિનાશી સ્વર્ગલોકમાં મૂકો કે ત્યાં હંમેશ પ્રકાશ અને કીર્તિ જોવામાં આવે."[1]

## (૩૨) ઐર્યમન = અર્યમન

આ યઝદનું કામ આરામ અને સુખચેન આપવાનું છે. વંદીદાદની ૨૨ મી પરગર્દ પ્રમાણે આ દુનિયા ઉપરના તમામ દુઃખ દર્દો દૂર કરવાને જ્યારે "માંથ્ર સ્પેન્ત" એટલે મારેસ્પંદે પોતાની અશક્તિ જણાવી ત્યારે અહુરમઝ્દે એ કામ ઐર્યમનને સોંપ્યું. યસ્ન હા ૫૪ એ ફિરસ્તાનું સ્તુતિનામું છે. એને મળતો વૈદિક "અર્યમન્" છે. એનું સ્તવન ઘણું ખરૂં મિત્ર–વરુણ અથવા બીજા દેવો સાથે—વિશેષે કરીને વિવાહ પ્રસંગે–થાય છે. નીચે આપેલો શ્લોક એ બાબત સ્પષ્ટ કરશે:

**गृह्णामि ते सुप्रजास्त्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथा सत् ।**
**भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वा दुर्गार्हपत्याय देवाः ॥**

વરરાજા કહે છે: "તું (કન્યા) સારી પ્રજાવાળી થવા માટે હું તારો હસ્ત ગ્રહણ કરૂં છું. હું તારો પતિ તેની સાથે તું વૃદ્ધાવસ્થા ભોગવ. ભગ, **અર્યમા**, સવિતા, પુરંધિ–દેવોએ આપણે ગૃહનું સ્વામીત્વ ભોગવીએ તે માટે તને મને આપી છે."[2]

---

* સરખાવો ઋગ્વેદ ૯, ૮૬, ૩૯:
गोवित्पवस्व वसुविद्धिरण्यविद्रेतोधा इन्दोभुवनेष्वर्पितः ।
त्वं सुवीरो असि सोम विश्ववित्तं त्वा विप्रा उपगिरेम आसते ॥
એમાં ચન્દ્રની જેમ બળદનું બીજ રાખનાર એને કહ્યો છે.

૧ ઋગ્વેદ ૯, ૧૧૨, ૭.

૨ હિંદુ વેદધર્મ, પૃ ૧૧૩, ૧૧૪.

## ( ૩૩ ) નૅર્યોસંઘ = નરાશંસ

શુદ્ધ અવ. ૩૫ " નૈર્યોસંઘહ" = શિક્ષણ દેનાર નરવીર. એ એક પ્રકારના અગ્નિનું નામ છે તેમજ તેનો અધિષ્ઠાતા પણ એજ નામનો છે. આ જ્યોતિ પાદશાહોનાં અંતરમાં ઝગે છે અને તેમને સારી રીતે રાજ્ય ચલાવવામાં રાહનુમાઇ કરે છે. ફિરસ્તા તરીકે એ અહુરમઝ્દનો કાસદ જેવો છે. એનો વૈદિક આકાર નરાશંસ છે. એ પણ અગ્નિનું એક સ્વરૂપ છે જેની મનુષ્યમાત્ર પૂજા કરે છે, અને એ પણ કાસદનું કામ કરે છે. એનો શબ્દાર્થ પણ ઉપલાના જેવો જ છે.

## ( ૩૪ ) અપામ્ નપાત

આ યઝદનું વ્યક્તિત્વ અનિશ્ચિત છે. એનાં ગુણલક્ષણો એક ઠેકાણે[1] વર્ણવતાં કહેવામાં આવે છે કે: **"બેરેઝન્તેમ્ અહુરેમ્ ક્ષથ્રીમ્ ક્ષએતેમ્ અપામ્ નપાતેમ્ ઔર્વત્ અસ્પેમ્"** = બુલંદ, સાહેબી ભોગવનાર, હકૂમત કરનાર, નુરમંદ, તેજ ઘોડાની ચાલના અપામ્ નપાત." એનો શબ્દશ: અર્થ " પાણીનો નાભ" (a fountainhead) થાય છે. અન્યત્ર[2] એને " આરાધના સફળ કરનાર, માણસોને પેદા કરનાર, તેમને આકાર આપનાર, સ્વયં પાણીમાં નિવાસ કરનાર, તિક્ષણ શ્રવણશક્તિવાળો " કહ્યો છે. એ સઘળાં પરથી જણાય છે કે એ પાણી ઉપરની કોઇ મૂત્રકૂલ શક્તિ છે. એનાં સ્તુતિગાનમાં " બેરેઝત " (High) શબ્દ પહેલો આવતો હોવાથી એ કોઇવાર " બરઝો " યઝદ પણ કહેવાય છે. એને માટે એર્વદ કાવસજી કાંગા લખે છે: "Originally it is the fire of lightning, as produced in the clouds, like the Vedic अपाम् नपात "[3]. " બેરેઝત "નો સંસ્કૃત

---

૧ આવાં યશ્ત, ૭૨.

૨ જમ્યાદ યશ્ત, ૫૨

૩ જુઓ અવસ્તા શબ્દકોશ, પૃ. ૨૮૪

આકાર "**बृहत्**" થઇ શકે. અને ઋગ્વેદ (૧૦, ૬૫)માં અનેક દેવોની સાથે "બૃહત"નુ પણ નામ આવે છે. વળી બૃહત્ વિષ્ણુનું પણ એક નામ છે, પરંતુ તેનો અપામ્ નપાતની સાથે સીધો સંબંધ છે કે કેમ તે વિષે અમારાથી કંઈ પણ કહી શકાતું નથી. એટલું તો નિ:સંશય છે કે અપામ્ નપાતનો ઉલ્લેખ વેદમાં તો મળે છેજ, એટલે એ પણ બહુ અનાદિ દેવ હોવો જોઇએ.

## ઉપસંહાર

દેવોની સંખ્યા બન્ને ધર્મોમાં ૩૩ કહી છે ત્યારે અત્રે ૩૪ કેમ ? એ પ્રશ્ન સ્વાભાવિક ઉપજે, પણ એનો ખુલાસો આગળ ઉપર આપેલો જ છે. આગળ જણાવવામાં આવ્યું તેમ "ફરવરદીન" (૧૯) કંઈ દિવ્ય શક્તિનું નામ નથી પણ માત્ર દિવસનું નામ છે, એટલે તેને ઠેકાણે એક વધુ યઝદનું નામ આ લેખમાં ઉમેર્યું છે. નાના ફિરસ્તાઓ—બેઉ ધર્મમાં—હજી ઘણા મળી શકે છે, પરંતુ અત્રે તેમનો નિર્દેશ કરવો અસ્થાને છે. આ લેખનો હેતુ એટલો જ છે કે હિંદુ અને જરતોસ્તી શાસ્ત્રોમાં મળતી ૩૩ મુખ્ય શક્તિઓને કેટલે દરજ્જે સરખાવી શકાય તે તુલનાવિષયક અભ્યાસ અને અવતરણોથી બતાવવું. વિષય એટલો ગહન અને અટપટો છે કે એમાં મતમતાંતરને તો સ્થાન રહેવાનું જ. પરંતુ લેખકે તો પોતાના અલ્પ સ્વાધ્યાય પરથી ઉભયમાં દૃગ્ગોચર થતું સામ્ય બતાવી આપવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. એમાં ત્રુટિઓ અને ક્ષતિઓ હોય તો તે માટે દરગુજર ચાહી લેવામાં આવે છે, અને એ લેખ વાંચી કોઇ અભ્યાસી એની ઉપર નવો પ્રકાશ નાખશે તો તો સૌને નવું જ જાણવાનું મળશે.

---

1 Vaidya's Hist. of Sanskrit Literature, p. 81

# શબ્દાર્થ સિન્ધુ

## સંસ્કૃત અને ગુજરાતી

### અ

અકરૂણ=ક્રૂર
અખેપાત્ર=ખાલી ન થાય એવું વાસણ
અજર=ઘરડું ન થાય એવું
અજેય=અજિત
અજંપ=અશાંતિ
અટ્ટહાસ્ય=હસવું
અઢળક=પુષ્કળ
અણગણ=અગણિત
અણુ=રજકણ (Atom)
અદ્વિતીય=અજોડ
અદ્યાપિ=હમણા
અધોગતિ=ખરાબ સ્થિતિ
અનલ=આતશ
અનિલ=પવન
અનુકૂળ=માફક આવે એવું
અનુચર=નોકર
અનેરો=અજબ જેવો
અન્યોન્ય=એક બીજાને
અપનાવવું=પોતાનું કરવું
અપરિમિત=માપી ન શકાય એવું
અભિજાત=ઉંચ કુળનું, સુંદર
અભિધાન=નામ
અભિરામ=સુંદર
અભિલાપ=ઇચ્છા
અમાત્ય=પ્રધાન
અમીવર્ષણ=અમૃતનો વરસાદ
અમૃતઓઘ=અમૃતનો પ્રવાહ
અર્થશાસ્ત્ર=નાણાંશાસ્ત્ર(Economics)
અભ્ર=વાદળ
અર્ભક=બાળક
અરિ=દુશ્મન
અવકાશ=આકાશ
અવનિ=દુનિયા
અવિરત=ચાલુ
અશાત=પીડા
અસિ=તલવાર
અહિ મુખ=સાપની ફેણ
અહોનિશ=રાતદિવસ

**આ**

આક્રોશ=પોકાર
આગામી=આવતું
આંગ્લભૂમિ=ઈંગ્લંડ
આત્મત્રાણ=સ્વબચાવ
આત્મશ્લાઘા=આપબડાઈ
આદર્શ=નમૂનો, નમૂનેદાર Ideal
આદેશી=હુકમ કરી
આર્દ્ર=ભીનું
આધિપત્ય=સરદારી
આધુનિક=હાલનું
આંધી=અંધકાર
આભ-આભલો=આકાશ
આરો=છેડો, છુટકો
આવેશ=જુસ્સો
આશ્વાસન=દિલાસો
આહ્લાદ=આનંદ
આહાર=ખોરાક

**ઈ**

ઈર્ષ્યાવિખ=અદેખાઈનું ઝેર
ઈંદ્રાસન=સ્વર્ગ

**ઉ**

ઉચ્છેદ=જળમૂળથી નાશ
ઉચ્છેદવું=જડમૂળથી નાશ કરવો
ઉચિત=યોગ્ય
ઉડ્ડયન=ઉડવું તે
ઉત્તુપ=ખામી
ઉત્કર્ષ=ચઢતી
ઉત્સુક=ઈંતેજાર
ઉદધિ=સાગર, દરીયો
ઉદ્ધાર=ચઢતી
ઉન્નતિ=ચઢતી
ઉપનવું=બનવું
ઉપવન=બાગ
ઉપાધ્યાય=પુરોહિત
ઉફનાવવું=ઉશ્કેરવું
ઉભય=બંને
ઉમટવું=ઉલટવું
ઉર=અંતઃકરણ
ઉલ્કાપાત=મહા અનર્થ
ઉલ્લાસ=ખુશાલી
ઉષ્મા=હુંફ

**ઋ**

ઋતુ પ્રાપ્તિ=માસિક માંદગી

**એ**

ઓજ=તેજ, બળ
ઓતરાતા=ઉત્તર તરફનાં

**ઔ**

ઔદાર્ય=ઉદારતા

**અં**

અંતિમ=છેલ્લું
અંબાર=ઢગલો

**ક**

કર=હાથ
કરૂણારસ=દયા ઉપજાવે એવો રસ
કરૂણાસાગર=બહુ દયાળુ
કર્તવ્ય=ફરજ
કલ્પદ્રુમ=ઇચ્છિત વસ્તુ આપતું ઝાડ
કવચ=બખ્તર
કામિનિ=સુંદર સ્ત્રી
કાષ્ટ=લાકડું
કાસાર=સરોવર
કિંતુ=પણ
કુઠાર=કુહાડી
કુંજનિકુંજ=બાગ બગીચો
કુલટા=દુષ્ટ સ્ત્રી
કુશીલ=દુષ્ટ
કૂપ=કુવો
કૃતાર્થ=ફરજ બજાવી હોય એવા
કૃત્રિમ=ખોટું
કોકિલ=કોયલ
કોટિ=કરોડ
કોલાહલ=ગડબડ
ખગ=પક્ષી
ખાંડાખેલ=તલ્વારબાજી

**ખ**

ખેચર=પક્ષી
ખુન્નસ=વેર

**ગ**

ગગનગામી=આકાશમાં જતું
ગતિ=ઝડપ
ગર્ત-ગર્તા=ખાડો
ગહન=ન સમજાય એવું
ગુણગાથા=ગુણનાં ગીત
ગુણનિધિ=બહુ ગુણવાળો
ગોઝારૂં=ગાભરૂં, ભયંકર
ગ્લાનિ=શોક

**ઘ**

ઘટના=બનાવ

**ચ**

ચન્દન=સુખડ
ચક્ષુ=આંખ
ચક્ષુકીકી=પુત્ર
ચારૂઅંગી=સુંદર સ્ત્રી
ચિનવું=જાણવું
ચિંતન=વિચાર
ચીરઃ=ઢંમેથાં

छ

છેહ=અંત

જ

જગદ્ વિખ્યાત=મુલ્કમશહૂર
જનક=પિતા
જનની=માતા
જયશ્રી=ફતેહ
જવ=જ્યારે
જલધિ=દરીઓ
જ્વલન=આતશ
જ્વલન્ત=પ્રકાશિત
જળચર=પાણીના જીવ
જામિનિ=રાત્રી
જોગંદર=ઉત્તમ યોગી
જ્યોત-જ્યોતિ=પ્રકાશ
જ્યોતિર્ધર=પ્રકાશ ફેલાવનાર

ઝ

ઝંઝાનિલ=પવનનું તોફાન
ઝંઝાવાત= ,, ,,
ઝાંખવું=જોવું
ઝાંઝવાં=ભ્રમ
ઝુઝવું=લડવું

ત

તટ=કિનારો
તત્ખેવ=તરતજ
તનયા=પુત્રી
તનુ=શરીર
તનુજ=પુત્ર
તરણિ=સૂર્ય
તરુપાન=ઝાડપાન
તવ=ત્યારે, તારું
તાતાત્મજ=બાપ અને બેટો
તારાગણ=તારાઓનો સમૂહ
તિમિર=અંધારું
તુર-તુર્ક=તુરાની
તુરાધિપ=તુરાની રાજા,
અફ્રાસીઆબ
તૃણ=તરણું
તોખાર-તુખાર=ઘોડો
તોતીંગ=ભારી અને મોટાં
ત્વરિત=જલદી
ત્રિદ=દુઃખ
ત્રિયા=સ્ત્રી
ત્રિવિધ=ત્રણ પ્રકારના
ત્રૂટિ=ખામી

દ

દરિદ્રનારાયણ=ગરીબો
દરિદ્રાકંદ=ગરીબોનું રડણું
દલિત=દળાયલા
દવાનળ=વડાઘનો અગ્નિ

દળ=લશ્કર
દાતાર=સખી
દાનવ=રાક્ષસ
દાની=સખી
દારા=સ્રી
દારિદ્ર=ગરીબાઇ
દારુ=લાકડું
દાહ=દુઃખ, બળતરા
દિગંત=આકાશ–પૃથ્વી
દિનકરસ્તવન=સૂર્યની સ્તુતિ
દિવ્ય=મિનોઇ
દીપક=દીવો
દુરાત્મા=દુષ્ટ પુરુષ
દુષણરહિત=ખોડ વગરનો
દેવદૂત=ફરેસ્તો–પયગમ્બર
દૈવ=નસીબ
દ્યુતિ=પ્રકાશ
દ્વંદ્વ યુદ્ધ=બેની લડાઈ

ધ

ધખવું=તપવું
ધરણી–ધરતી=પૃથ્વી
ધર્માંકુર=ધર્મના ફણગા
ધોમ=સૂર્ય
ધૂમકેતુ લાંગુલ=પૂછડીઆ તારાની પૂછડી
ધૂમ્ર=ધૂમાડો
ધેનુ=ગાય
ધ્યેય=લક્ષ્ય (Goal)

ન

નઠોર=ક્રૂર
નભ=આકાશ
નમેર=ક્રૂર
નરપતિ–નરેશ=રાજા
નિકન્દન=નાશ
નિધન=મોત
નિધિ=મહાસાગર
નન્દન=સ્વર્ગની વાડી
નિર્धार=ઠરાવ
નિર્વાણ=મુક્તિ (Salvation)
નિશદિન=રાતદિવસ
નિશા=રાત્રી
નિષ્કામ=ફળની આશા વગર કરેલું
નિશ્ચલ=ફરે નહી એવું
નિષ્ણાત=પ્રહોશ (Expert)
નૈયાં=નાવ, હોડી
ન્યોછાવર=કુરબાન

પ

પટયુગલ=બેવડું પડ
પડકારવું=સામા થવું
પડછંદ=પડઘા
પતિત=પડેલા, પાપી

પથ=રસ્તો
પરિભ્રમણ=ભ્રમવું તે
પશ્ચાત=પાછળ
પાઠવવું=મોકલવું
પાત્ર=વાસણ
પાવક=આતશ
પાષાણ=પત્થર
પિતુ=પિતા
પુનઃપિ=ફરીથી
પુનિત=પવિત્ર
પુલકિત=ખુશી
પૃચ્છા=પૂછવું તે
પૃથક્=જૂદા
પેખવું=જાણવું
પંકજ=કમલ
પંડ=પોતે
પંથ=રસ્તો
પ્રકોપજ્વાલ=ગુસ્સાનો અગ્નિ
પ્રગતિકરણ=આગળ વધવું તે
પ્રણયાખ્યાન=પ્રેમની વાર્તા
પ્રણાલી=રીત
પ્રતિઘોષ=પડઘો
પ્રતિસ્પર્ધિ=હરીફ
પ્રદર્શિત=ખુલ્લા
પ્રધાન=મુખ્ય
પ્રભા=પ્રકાશ
પ્રયોજન=કારણ
પ્રસાદી=ભેટ
પ્રસૂતિગૃહ=સુવાવડખાનું
પ્રાચીનવસ્તુજ્ઞાન=પુરાતત્વ, Archeology
પ્રાયશ્ચિત=પસ્તાવો
પ્રાસાદ=મહેલ
પ્રિયપાત્ર=વ્હાલી
પ્રીછવું=જાણવું

બ

બિરદ=બહાદુરી
બિરદાવવું=ઉત્સાહ આપવો
બંધુત્વસુગ્રાહક=ભાઇબંધી ગ્રહણ કરનાર

ભ

ભવન=ઘર
ભાખવું=બોલવું
ભાણ=સુરજ
ભાવિ=ભવિષ્યનું
ભિન્નભિન્ન=જૂદા જૂદા
ભિષણ=ભયંકર
ભિષ્મપ્રતિજ્ઞા=દૃઢ ઠરાવ
ભીડ=મંકટ
ભૂકંપાભાસ=ધરતીકંપનો દેખાવ
ભૂચર=જમીનપર રહેતાં પ્રાણી
ભૂજ=હાથ

ભૂજંગ=નાગ
ભૂપ-ભૂપતિ=રાજા
ભૂરપારા=ભૂંડા
ભેવ=ભેદ
ભ્રમણ=ભમવું
ભ્રાત=ભાઇ

મ

મદમાતો=છકી ગયેલો
મનુજ=માણસ
મમ=મારૂં
મર્મ-મરમ=ભેદ
મહાત્વાકાંક્ષા=આગળ વધવાની ઇચ્છા (Ambition)
મહારથી=સાથી
મહિમા=મોટાઇ
માઝા=મર્યાદા, હદ
માયાવી=માયાથી ભરેલું
મિષ=બહાનું
મુક્તા=મોતી
મુગ્ધા=સુંદર સ્ત્રી
મુદિત=આનંદી
મુદ્રા=વીંટી
મુનિવ્રત=ચૂપકીદી
મૂકમુખ=મુગેમોઢે
મૃદુ=મધુર
મોદ=આનંદ
મોક્ષ=મુક્તિ
મૌન=મુગું રહેવું
મ્લાન=દિલગીર
મ્હેલાત=મહેલો

ય

યજવું=પૂજવું
યદિ=જો
યાચવું=માગવું
યામ=પહોર
યૌવન-યુવા=જુવાની

ર

રજની=રાત્રી
રટણ=જપ
રઢ=હઠ
રઢિયાળા=હઠીલા
રણાંગણ=લડાઇનું મેદાન
રત્નગર્ભા=જેના ગર્ભમાં રત્ન પાકે છે એવી
રવિ=સૂરજ
રાજવી=રાજા
રાડ=બૂમ
રિપુછેદન=દુશ્મનોનો નાશ
રૂધિર=લોહી
રેવંત=ઘોડો
રોમ=શરીરપરના વાળ

### લ

લવ=જરાપણ
લલના=સુંદર સ્ત્રી
લલિત=સુંદર
લક્ષ=લાખ, ધ્યાન
લક્ષ્મીલાલ=તવંગર પુરુષ
લ્હાણી- ણું=ભેટ
લ્હેર-મોજું, તરંગ, ઝાંટો

### વ

વકતૃત્વ-બોલવાની છટા
વસમી-દુષ્ટ
વણતોલે-પુષ્કળ
વણસાડ-બગાડ
વપુ-શરીર
વર્ચસ્વ-મોટાઇ
વર્જવું-તજવું
વહન-વહેવું
વહનિ-આતશ
વાત્સલ્યભાવ-પ્રેમભાવ
વામવું-મટી જવું
વારાંગના-વેશ્યા
વિકાસ-ખીલવણી
વિચરવું-જવું
વિજેતા-જીતનાર
વિત્ત-દોલત
વિધાવધ-જૂદા જૂદા
વિદ્યુત-વીજળી
વિધાન-હુકમ
વિધિ-નસીબદેવી
વિનાશાધિન-મરવા યોગ્ય
વિપદ-વિપત=દુઃખ
વિપરીત-ઉલટું
વિપાક-પરિણામ
વિભુ-પરમેશ્વર
વિભૂતિ-મહાન શક્તિ
વિલાવું-કરમાવું
વિરક્ત-સંસારથી દૂર થયલા
વિરલ-અજોડ
વિરાટ-મોટું રૂપ
વિશ્વબંધુત્વ-સૌ માણસો ભાઇઓ છે એ મત (Worldfraternity)
વિષાદ-દિલગીરી
વિહોણું-વગરનું
વિજ્ઞપ્તિ-વિનંતિ
વુઠવું-જવું
વૃષ્ટિ-વરસાદ
વૃષભ-ગોધો, બળદ
વૃંદ-ટોળું
વ્યક્ત-જાહેર
વ્યોમ-આકાશ
વ્હાર-મદદ

**શ**

શયતાનબાળો=તોફાની છોકરાઓ
શશિ=ચન્દ્ર
શશાંક=ચન્દ્ર
શસ્ત્રાચ્છાદિત=હથીઆર સજેલાં
શહીદ=ધર્મને માટે પ્રાણ આપનાર, (Martyr)
શામા=સ્ત્રી
શાશ્વત=હંમેશાં
શાસન=શિખામણ, શિક્ષા
શિલા=પત્થર
શિશ=માથું
શિશુપ્રસવ=બાળકનું જન્મવું
શીળી=ઠંડી, શાંત
શું, શો, શી=જેવું-વો-વી
શુચિ=પવિત્ર
શુષ્ક=રસવગરનું, સૂકું
શૂળ=દુઃખરૂપ કાંટા
શૃંખલા=બેડી
શોણિત=લોહી
શ્રમજીવી=મજૂરી કરીને જીવનાર
શ્રવવું=સાંભળવું
શ્રાવણભાદરવો=પુષ્કળ આંસુ
શ્રાદ્ધ=મરણક્રિયા
શ્રી ગણેશ=મંડાણ
શ્રેય=કલ્યાણ
શ્યામ=કાળું
'શ્હેરી'=શહેરનું જમણ

**ષ**

ષટ્માસી=છ માસનાં

**સ**

સજ્જનપુરી=સંજાન
સતત=ચાલુ
સત્વર=જલદી
સત્શાસ્ત્રોક્તિ=ધર્મનું ફરમાન
સદાચરણ=નીતિરીતિ
સદય=દયાળુ
સદૈવ=હંમેશા
સન્માનિત=માન પામેલો
સમગ્ર=આખી
સમતા=સરખાપણું
સમર=લડાઈ
સમ્રાટ=રાજા
સમીર=પવનની લ્હેર
સમૃદ્ધિ=દોલત
સરિતાવારિ=નદીનું પાણી
સર્વત્ર=બધે
સહસ્ર=હજાર
સહસા=ઉતાવળમાં
સામ્યવાદ=બધા માણસને સરખા હક્ક મળવા જોઇએ એ મત (Socialism)
સાવજ=વાઘ
સાક્ષાત્કાર=જોવું તે

સિદ્ધાંત=મત
સિંધુ=દરીઓ
સુત=પુત્ર
સુધા=અમૃત
સુપેર=સારી રીતે
સુરસદન=સ્વર્ગ
સૂર=સૂર્ય
સૂરઘનખળથી=ઉઘાડો મૂકી
સૃજીત=સરજેલું
સૃષ્ટિસ્રષ્ટા=દુનિયાનો સરજનાર
સેન=લશ્કર
સૈનિક=સિપાઇ
સોમ=ચન્દ્ર
સૌમ્ય=શાંત
સંકલ્પવિકલ્પ=વિચારો
સંકેત=ભેદ
સંગ્રામ=લડાઈ
સંદેશવાહક=સંદેશો લાવનાર
સંભાવના=બનાવ
સંમોહ=મોહ
સંયમ=કાબુ
સંજ્ઞા=નિશાની
સ્તવવું=વખાણવું
સ્તુત્ય=વખાણવાલાયક
સ્તુતિસ્તોત્ર=વખાણના શ્લોક
સ્પૃહા=દરકાર
સ્ફૂર્તિ=જાગૃતિ
સ્ફોટ=ખુલ્લું કરવું
સ્વાગત=આવકાર
સ્હોય=શોભે

## હ

હત્યાકાંડ=કતલ
હય=ઘોડો
હરિયાળી=લીલોતરી
હર્ષોદ્‌ઘોષ=ખુશાલીનો પોકાર
હામ-હામી=હિંમત-વાન
હાલવું=ચાલવું, જવું
હાવે=હવે
હુતહવન=હોમની ક્રિયા
હૃષ્ટ પુષ્ટ=માતેલો
હેરવું=જોવું

## ક્ષ

ક્ષણિક=પળ માટેનું
ક્ષેમ=તંદુરસ્તી
ક્ષેત્ર=ખેતર

# અવસ્તા-પહેલવી-પાઝંદ-ફારસી

---

### અ

અગ્રેષમ=ગુસ્સાનો દેવ
અકુસર=ઘણું કરીને
અખુઆન=ઉંઘ વગરનો ( ખુદાનું ૮૧ મું નામ )
અગરાગર=ચાર તત્ત્વોને પેદા કરનાર (ખુદાનું ૭૭ મું નામ)
અગરાગરગર=સેતારાઓનો કર્તા (ખુદાનું ૭૮ મું નામ)
અગુમાન=બેશક (ખુદાનું ૭૯ મું નામ)
અચીમ=કારણ વગરનો (Uncaused) (ખુદાનું ૧૮ મું નામ)
અજમ=ઇરાન
અજમાન=જમાના વગરનો (ખુદાનું ૮૦ મું નામ)
અઝદહા=ઉડતો સાપ (Dragon)
અઝીઝ=વ્હાલું
અતર્શ=બ્હીક વગરનો (ખુદાનું ૫૪ મું નામ)
અથોર્નાન-અથ્રવન=મોબેદ
અદના=નાનો, નીચી પંક્તિનો
અધવી=બેપણાં વગરનો (ખુદાનું ૪૭ મું નામ)
અનાઇનહ=આકાર વગરનો (ખુદાનું ૨૬ મું નામ)
અનૈયાફ્હ=અગમ્ય (ખુદાનું ૧૪ મું નામ)
અનોશક=અમર (ખુદાનું ૩૬ મું નામ)
અપઓષ=પાણીની ટીપણી લાવનાર બુરી શક્તિ
અપામનપાત=પાણીનો નાભ
અફ્ઝા=વૃદ્ધિ કરનાર (ખુદાનું ૨૧ મું નામ)
અફ્રમોશ=નહી ભૂલનાર (ખુદાનું ૫૧ મું નામ)

અફ્રાઝદુમ=ઘણોજ બુલંદ (ખુદાનું ૫૬ મું નામ)
અફ્લાક=આકાશ
અફ્સર=સરદાર (Officer)
અફ્રીફ્તેહ=નહી ઠગનાર (ખુદાનું ૪૫ મું નામ)
અબરજા=ઘણોજ લાવી આપનાર (ખુદાનું ૪૧ મું નામ)
અબરવંત=દરેકથી અલગ (ખુદાનું ૧૨ મું નામ)
અબરીનનોતવાન=આલા (ખુદાનું ૮૯ મું નામ)
અબીઅંજામ=છેડા વગરનો (ખુદાનું ૬ ઠું નામ)
અબીશ=દુઃખ વગરનો (ખુદાનું ૫૫ મું નામ)
અબીનકોહુનતવાન=અસલ્યાત જાળવનાર (ખુદાનું ૮૮ મું નામ)
અબ્રૂચીન=ગુસ્સે થયલો
અબેદહ=શરૂઆત વગરનો (ખુદાનું ૫ મું નામ)
અમીનોગર=મિનોઇ કર્તા (ખુદાનું ૫૯ મું નામ)
અયવાન=મકાન
અયાનહ=દુનિયાનો પાસ્બાન (ખુદાનું ૨૪ મું નામ)
અરમાનિયા=આર્મિન્યા
અવક્ષ્યા=બક્ષનાર (ખુદાનું ૪૦ મું નામ)
અવક્ષીદાર=માફી આપનાર (ખુદાનું ૯૪ મું નામ)
અવાવ=અપવિત્ર
અવીફ્રીફ્તેહ=નહી ઠગાનાર (ખુદાનું ૪૬ મું નામ)
અષો=અષોઇ-પવિત્ર-ત્રાઇ
અસ્પ=ઘોડો
અસરરોશન=બેહદ પ્રકાશવાળું (સ્વર્ગ)
અસીતોહ=આજેજ ન થાય એવો (ખુદાનું ૪૨ મું નામ)
અહુ=હસ્તીનો સાહેબ (ખુદાનું ૯૩ મું નામ)
અહુરમઝદ=મહાજ્ઞાની (ખુદાનું ૮૭ મું નામ)

## આ

આઍૅખ્તન=ભાગ્યા વગરનો (ખુદાનું ૫૦ મું નામ)
આઇનઆઇનહ=જૂદો નહી એવો (ખુદાનું ૨૫ મું નામ)
આકેલ=હોશિયાર
આગાહ=જાણીતે
આજાર=પીડા
આઝાબ=દુઃખ
આદરકી ખ્રીતતુમ=આતશનો જવાહીર કરનાર (ખુદાનું ૬૭મું નામ)
આદરનમગર=આતશનું પાણી કરનાર (ખુદાનું ૬૨ મું નામ)
આદરે બાદગર=આતશની હવા કરનાર (ખુદાનું ૬૧ મું નામ)
આદરો=સાચામાં સાચો (ખુદાનું ૧૬ મું નામ)
આદિલ=ન્યાયી, ઇન્સાફી
આફતાબ=સૂર્ય
આફરીદેગાર=પેદા કરનાર
આફ્રીન=વખાણ, શાબાશ !
આબ=પાણી
આબતુમ=પાણીને પેદા કરનાર (ખુદાનું ૬૯ મું નામ)
આબેદ=સંત
આમુસ્તેહુશ્યાર=બાહોશ (ખુદાનું ૮૨ મું નામ)
આર્મઇતિ=ભક્તિની દિવ્યશક્તિ (Devotion)
આલા=ઉંચી પંક્તિનું
આલાત=હથીઆરો
આશ્કારા=જાહેર
આસ્માની સુલ્તાની—નસીબથી ઉતરતી આફત

## ઇ

ઇઝદ—યઝદ—યઝદાં=પ્રભુ (ખુદાનું ૧ લું નામ)
ઇલ્મ=જ્ઞાન

અફ્રાઝદુમ=ઘણોજ બુલંદ (ખુદાનું ૫૬ મું નામ)
અફ્લાક=આકાશ
અફ્સર=સરદાર (Officer)
અફ્રીફ્તેહ=નહી ઠગનાર (ખુદાનું ૪૫ મું નામ)
અબરજા=ઘણોજ લાવી આપનાર (ખુદાનું ૪૧ મું નામ)
અબરવંત=દરેકથી અલગ (ખુદાનું ૧૨ મું નામ)
અબરીનનોતવાન=આલા (ખુદાનું ૮૯ મું નામ)
અબીઅંજામ=છેડા વગરનો (ખુદાનું ૬ ઠું નામ)
અબીશ=દુઃખ વગરનો (ખુદાનું ૫૫ મું નામ)
અબ્રીનકોહુનતવાન=અસલ્યાત જાળવનાર (ખુદાનું ૮૮ મું નામ)
અબ્રૂચીન=ગુસ્સે થયલો
અમેદહ=શરૂઆત વગરનો (ખુદાનું ૫ મું નામ)
અમીનોગર=મિનોઈ કર્તા (ખુદાનું ૫૯ મું નામ)
અયવાન=મકાન
અયાનહ=દુનિયાનો પાસ્બાન (ખુદાનું ૨૪ મું નામ)
અરમાનિયા=આર્મિન્યા
અવક્ષ્યા=બક્ષનાર (ખુદાનું ૪૦ મું નામ)
અવક્ષીદાર=માફી આપનાર (ખુદાનું ૯૪ મું નામ)
અવાવ=અપવિત્ર
અવીફ્રીફ્તેહ=નહી ઠગાનાર (ખુદાનું ૪૬ મું નામ)
અષો=અષોઇ-પવિત્ર-ત્રાઇ
અસ્પ=ઘોડો
અસરરોશન=બેહદ પ્રકાશવાળું (સ્વર્ગ)
અસીતોહ=આજેજ ન થાય એવો (ખુદાનું ૪૨ મું નામ)
અહુ=હસ્તીનો સાહેબ (ખુદાનું ૯૩ મું નામ)
અહુરમઝદ=મહાજ્ઞાની (ખુદાનું ૮૭ મું નામ)

## આ

આએખ્તન=ભાગ્યા વગરનો (ખુદાનું ૫૦ મું નામ)
આઇનઆઇનહ=જૂદો નહી એવો (ખુદાનું ૨૫ મું નામ)
આકેલ=હોશિયાર
આગાહ=જાણીતે
આજાર=પીડા
આઝાબ=દુઃખ
આદરકી બીતતુમ=આતશનો જવાહીર કરનાર (ખુદાનું ૬૭મું નામ)
આદરનમગર=આતશનું પાણી કરનાર (ખુદાનું ૬૨ મું નામ)
આદરે બાદગર=આતશની હવા કરનાર (ખુદાનું ૬૧ મું નામ)
આદરો=સાચામાં સાચો (ખુદાનું ૧૬ મું નામ)
આદિલ=ન્યાયી, ઈન્સાફી
આફતાબ=સૂર્ય
આફરીદેગાર=પેદા કરનાર
આફ્રીન=વખાણ, શાબાશ !
આબ=પાણી
આબતુમ=પાણીને પેદા કરનાર (ખુદાનું ૬૯ મું નામ)
આબેદ=સંત
આમુસ્તેહુશ્યાર=બાહોશ (ખુદાનું ૮૨ મું નામ)
આર્મઇતિ=ભક્તિની દિવ્યશક્તિ (Devotion)
આલા=ઉંચી પંક્તિનું
આલાત=હથીઆરો
આશ્કારા=જાહેર
આસ્માની સુલ્તાની—નસીબથી ઉતરતી આફત

## ઈ

ઇઝદ—યઝદ—યઝદાં=પ્રભુ (ખુદાનું ૧ લું નામ)
ઇલ્મ=જ્ઞાન

## ઉ

ઉમ્રા=અમીરો
ઉલ્મા=જ્ઞાની પુરુષો
ઉર્વરો=ઝાડો
ઉપાબામી=હોશબામ, સવારનું ઝઝકળું

## એ

એકદસ્ત=એક હાથવાળો
એકરાર=ગુન્હાની કબૂલાત
એજમતી=ચમત્કારી
એતેકાદ=શ્રદ્ધા
એત્તેફાક=બનાવ
એસમ=સુગંધી લાકડું

## ઐ

ઐશ=મોજમજાહ

## ઓ

ઓકાબ=ગરુડ
ઓજરખાહી=વિનંતિ

## ક

કત્રા=ટીપું
કદીમ=જૂનું
કમીનો=ઉતરતી પંક્તિનો
કમાલીઅત=સંપૂર્ણતા
કમંદ=ફાંસો ( lasso )
કરામત=ચમત્કાર
કાબેલ=બાહોશ

કામેરત=મુરાદનો સાહેબ (ખુદાનું ૪૮ મું નામ)
કામેલ=સંપૂર્ણ
કિલીદ=કૂંચી, ચાવી
કિશ્તી=વહાણ
કિસમ=જાત
કીન=કીનો, વેર
કીનેખાહ=ખારીલું
કુનશ્ની=કામ
કેરફેગર=સવાબનો સાહેબ (ખુદાનું ૯૯ મું નામ)
કેશ્વર=ખંડ, મુલક
કોમપરવર=કોમને પાળનાર
કોહ=પહાડ
કયાની=ઈરાની, પારસી

ખ

ખરોશીદતુમ=દઢમાં દઢ (ખુદાનું ૨૭ મું નામ)
ખસ્તે ખોહાર=પાયમાલ
ખાબ-ખ્વાબ=ઉંઘ, સ્વપ્ન
ખામ=કાચું, બિનઅનુભવી
ખારોપરસ્ત=કંગાળ
ખાવર=રશિઆ
ખાવરા=હે દયાળુ પ્રભુ ! (ખુદાનું ૯૨ મું નામ)
ખિલાત=માનનો ઝબ્બો
ખીઝાં=પાનખર ઋતુ, નાશ
ખુઆફેર=ઇન્સાફથી મહેરબાન (ખુદાનું ૩૯ મું નામ)
ખુદાશનાસી=બ્રહ્મજ્ઞાન
ખુરેહમંદ=પ્રકાશવાળો ખુદાનું ૯૭ મું નામ)

ખુશનૂદ=ખુશાલ
ખેજાલત=શરમ
ખોજસ્તા=શુભ
ખોરેહ=પ્રકાશ ચક્ર (Aura)

## ગ

ગવશ્ની=વાણી
ગનામિનો=હેરેમેન (Evil Spirit)
ગમ=દિલગીરી
ગમખાર=દિલગીર
ગયોમર્દ=જગતનો પહેલો પુરુષ, બાવાઆદમ
ગરગર=કારીગરોનો કારીગર (ખુદાનું ૭૩ મું નામ)
ગરાગર=માણસને પેદા કરનાર (ખુદાનું ૭૫ મું નામ)
ગરાગરગર=સૃષ્ટિને સરજનાર (ખુદાનું ૭૬ મું નામ)
ગરોગર=મુરાદ બક્ષનાર (ખુદાનું ૭૪ મું નામ)
ગરોથમાન=સાતમું બહેસ્ત
ગર્દાપેચી=માર
ગર્દીશ=ફરવું તે
ગવાહી=સાક્ષી
ગાર=ગુફા
ગીરા=બધાંને પકડી રાખનાર (ખુદાનું ૧૭ મું નામ)
ગુમરાહ=ગુમરાહી–રાહ ભૂલવી
ગેતી=આ દુનિયા
ગેલઆદરગર=ખાકનો આતશ કરનાર (ખુદાનું ૭૦ મું નામ)
ગેલનમગર=ખાકનું પાણી કરનાર (ખુદાનું ૭૨ મું નામ)
ગેલવાદગર=ખાકનો પવન કરનાર (ખુદાનું ૭૧ મું નામ)
ગેહાન=દુનિયા

ગૈયમર્દ=ગયોમર્દ
ગોફ્તગો=વાતચીત
ગોસ્પદં=બકરાં, મેંઢાં, ગાય વગેરે

ચ

ચશમ=આંખ
ચિન્વત=મરણ પછી પાર કરવાનો પૂલ
ચીમના=સબબોનો સબબ (Causer of causes)
(ખુદાનું ૧૯ મું નામ)
ચેહારમ=ચોથો દિવસ
ચોગાન દડી=એક રમત (Polo)

જ

જનાજો=મડદાંની પાયદસ્ત
જખુન=ભયંકર
જબાં-ઝબાં=જીભ
જમગ=બુઝોર્ગ કારણ (ખુદાનું ૯ મું નામ)
જલ્વો=ભપકો
જહાન-જેહાન=દુનિયા
જાન કુર્બાની=સ્વભોગ
જામ=પ્યાલું
જામે જહાંનુમાઈ=આખી પૃથ્વી બતાવનાર યંત્ર (Telescope)
જાવીદ=હંમેશાં
જેહાનજોય=દુનિયા ફરેલો-રૂસ્તમ
જયાન=નુકસાન

ઝ

ઝરબ=ફટકો
ઝરનેગાર=સોનેરી મુલક, લંકા

ઝીઆં=ઇજા
ઝેરો ઝબર=પાયમાલ
ઝંદ=પારસીઓની ધર્મભાષા, અવસ્તા

## ત

તગાદા=માગણી
તનેપસીન=મોત પછીની જીંદગી
તફસીલ=સમજાવવું
તબાહ=નાશ
તરક્કી=આગળ વધવું (Progress)
તરીકો=રીત
તરોનીશ=વિજયી (ખુદાનું ૩૫ મું નામ)
તશ્ત=વાસણ
તસ્બીહ=માળા (Rosary)
તાજવર=રાજા
તાઝી=અરબી, અરબ
તુમઅપી=સૌથી ખાલેસ (ખુદાનું ૧૧ મું નામ)
તેગ=તલ્વાર
તેહકીક=તપાસ
તોખ્મ-તોખમ=મૂળ
તંગદસ્તી=જરૂરીઆત

## દ

દર=દ્વાર
દરફશેકેયાની=ગાવ્યાની ઝુંડો
દરૂજ=બૂરી શક્તિ
દસ્તબસ્તા=બંધાયલા

દહેશતનાક=ભયંકર
દાદાર=પેદા કરનાર (ખુદાનું ૯૫ મું નામ)
દાનાઇ—દાના=ડહાપણ—વાળો
દાવર=ન્યાય કરનાર (ખુદાનું ૯૮ મું નામ)
દાસ્તાન=વાર્તા
દિલઆશુબ= ભરાયલો
દિલશાદ=આનંદી
દીન—દીની=ધર્મ—ધાર્મિક
દુખ્તર=દીકરી
દુમ=પૂછડી
દુંબાલે=પછવાડે
દુર્વંદ=અપવિત્ર
દેર=મોડેથી
દેલીર—દલીર=વીર

## ન

નતીજો=પરિણામ
નબી=પયગમ્બર
નબીરો=પૌત્ર
નબુવ્વત=પયગમ્બરી
નયાગાન=પૂર્વજો
નવીદ=ખુશાલીનો સંદેશ
નસલ=મૂળ
નસ્ક=અવસ્તાનાં ૨૧ પુસ્તક
નાજનીન=યુવતિ
નાપદીદ=નાબૂદ
નાપેકાર=દુષ્ટ

નાબકાર=દુષ્ટ
નામી=નામનો, બહાદૂર
નામુરાદી=નિરાશા
નાશા=બધાંને પહોંચનાર (ખુદાનું ૨૨ મું નામ)
નાશાદ=દિલગીર
નીસ્તિ=નાશ
નેકફરેહ=ભલું મુબારક નૂર (ખુદાનું ૩૩ મું નામ)
નેગેહબાન=સંભાળનાર
નેઝા બર્દાર=ભાલા રાખનાર
નૈયત=વિચાર
ન્યામત=દોલત
ન્યાસ=ન્યાયશ=ભણતર (Litany)

પ

પજહદહદ=નેકખસ્લત પેદા કરનાર (ખુદાનું ૩૮ મું નામ)
પદમાની=મધ્યમપણું રાખનાર (ખુદાનું ૮૪ મું નામ)
પનાહી=રક્ષણ
પરજતર=વધારે બુલંદ (ખુદાનું ૧૦ મું નામ)
પરવરતાર=પાળનાર–ખુદા
પરવરશી=પોષણ
પરવરા=પોષણ કરનાર (ખુદાનું ૨૩ મું નામ)
પરવંદહ=બધાં સાથે સંબંધ (ખુદાનું ૧૩ મું નામ)
પરેશાન=હાડમાર
પલીદી=ગલીચી, અપવિત્રાઇ
પલંગ=ચિત્તો
પાકદામન=શિલ, પવિત્રાઇ
પાકીઝગી=પવિત્રાઇ

પાદસ્ત=મોતની મિજલસ (Funeral Procession)
પાસબાની=રક્ષણ
પીલ=હાથી
પીલતન=હાથી જેવાં તનનો–રૂસ્તમ
પૂલગુઝાર=પૂલ પસાર કરવો, મરવું
પેચોતાબ=ચિંતાગ્રસ્ત
પેદર=પિતા
પેદાયશ=સર્જન
પેશાની=કપાળ, તેજ
પેસર=પુત્ર

## ફ

ફત્વા=સિદ્ધાંત
ફરમાનકામ=મુરાદજ તેનો હોકમ (ખુદાનું ૪૯ મું નામ)
ફરરોખ=શુભ
ફરવરદેગાન=પિતૃની આરાધના
ફરશક=મુરાદ પાર પાડનાર (ખુદાનું ૩૭ મું નામ)
ફર્શોગર=કયામત કરનાર (ખુદાનું ૧૦૧ મું નામ)
ફરોહર=પિતૃ, આત્માનો દિવ્યાર્ધ (Manes)
ફષુતના=વૃદ્ધિ કરનાર (ખુદાનું ૮૩ મું નામ)
ફસલ=મોસમ, ઋતુ
ફાઝેલ=સુજ્ઞ
ફિત્ના=તોફા
ફિત્ના અંગીઝ=તોફાન કરાવનાર
ફિરોઝમર=ફતેહમંદ
ફિરક=ફંફાસ
ફિસાદ–ફેસાદ=કજીઆ

ફ્રૂજે ફ્રૂજાં=ભૂક્કે ભૂક્કા
ફ્રંદ=યુક્તિ
ફ્રવષી=પિતૃ (Manes)
ફ્રાખ્તન્ત=બધાંનો બહોળો છેડો (ખુદાનું ૮ મું નામ)

## બ

બખ્તાવર=નસીબદાર
બબ્ર–બબર=વાઘ
બદ–બદી=બૂરૂં–બૂરાઈ
બદકાર=દુષ્ટ
બદબખ્તી=કમનસીબી
બરકત=પ્રભાવ
બલા=પીડા
બશારત=પ્રેરણા
બક્ષિંદા=આપનાર
બાતેની=ગુપ્ત (Esoteric)
બાદ=પવન
બાદઆદરગર=હવાનો આતશ કરનાર (ખુદાનું ૬૨ મું નામ)
બાદ ગરજાય=પવનનો પેદા કરનાર (ખુદાનું ૬૮ મું નામ)
બાદ ગેલગર=હવાની માટી કરનાર (ખુદાનું ૬૫ મું નામ)
બાદ ગીર્દતુમ=હવાની ખાક કરનાર (ખુદાનું ૬૬ મું નામ)
બાદ નમગર=હવાનું પાણી કરનાર (ખુદાનું ૬૪ મું નામ)
બામદાદ=પ્રભાત
બારેતાલા=પરવરદેગાર
બારાં–બારાન=વરસાદ
બિસ્યાર=ઘણું
બીઆબાન=જંગલ

બીનઝીર=અજોડ
બીમ=બ્હીક
બુઝ=બકરો
બુતપરસ્તી=મૂર્ત્તિ પૂજા
બુન=મૂળ
બૂનેસ્તી=સૃષ્ટિનું મૂળ (ખુદાનું ૭ મું નામ)
બૂર્ઝીન=એક આતશનું નામ, આદર બૂર્ઝીન
બેબાકી=નિર્ભય
બેબુન્યાદ=કમજાત, નીચ
બેરાદર=ભાઇ
બેશતરના=દુઃખ દૂર કરનાર (ખુદાનું ૩૪ મું નામ)
બેશુમાર=પુષ્કળ
બોખ્તાર=મુક્તિ આપનાર (ખુદાનું ૧૦૦ મું નામ)
બૉય=સુગંધી વસ્તુ, લોબાન

## મ

મકર=લુચ્ચાઈ
મકતબ=નિશાળ
મજૂસ=પારસી ધર્મગુરુ (Magi)
મઝહબ=ધર્મ
મનશ્ની=વિચાર
મર્ગર્જાન=ભયંકર, મોતની શિક્ષાને લાયક
મર્તબો=પદ્વિ
મરીઝખાના=હસ્પિતાલ
મશરેક=પૂર્વ દિશા
મષિ-મષ્યન=પૃથ્વીનું પહેલું જોડું
માઝંદી=માઝન્દ્રાનના

ફ્રૂજો ફ્રૂજા=ભૂક્કે ભૂક્કા
ફ્રંદ=યુક્તિ
ફ્રવષી=પિતૃ (Manes)
ફ્રાખ્તન્ત=બધાંનો બહોળો છેડો (ખુદાનું ૮ મું નામ)

બ

બખ્તાવર=નસીબદાર
બબ્ર–બબર=વાઘ
બદ–બદી=બૂરૂં–બૂરાઈ
બદકાર=દુષ્ટ
બદબખ્તી=કમનસીબી
બરકત=પ્રભાવ
બલા=પીડા
બશારત=પ્રેરણા
બક્ષિંદા=આપનાર
બાતેની=ગુપ્ત (Esoteric)
બાદ=પવન
બાદઆદરગર=હવાનો આતશ કરનાર (ખુદાનું ૬૨ મું નામ)
બાદ ગરજાય=પવનનો પેદા કરનાર (ખુદાનું ૬૮ મું નામ)
બાદ ગેલગર=હવાની માટી કરનાર (ખુદાનું ૬૫ મું નામ)
બાદ ગીર્દતુમ=હવાની ખાક કરનાર (ખુદાનું ૬૬ મું નામ)
બાદ નમગર=હવાનું પાણી કરનાર (ખુદાનું ૬૪ મું નામ)
બામદાદ=પ્રભાત
બારેતાલા=પરવરદેગાર
બારાં–બારાન=વરસાદ
બિસ્યાર=ઘણું
બીઆબાન=જંગલ

બાનઝાર=અજાડ
બીમ=બ્હીક
બુઝ=બકરો
બુતપરસ્તી=મૂર્ત્તિ પૂજા
બુન=મૂળ
બૂતેસ્તી=સૃષ્ટિનું મૂળ (ખુદાનું ૭ મું નામ)
બૂઝીન=એક આતશનું નામ, આદર બૂઝીન
બેબાકી=નિર્ભય
બેબુન્યાદ=કમજાત, નીચ
બેરાદર=ભાઇ
બેશતરના=દુઃખ દૂર કરનાર (ખુદાનું ૨૪ મું નામ)
બેશુમાર=પુષ્કળ
બોખ્તાર=મુક્તિ આપનાર (ખુદાનું ૧૦૦ મું નામ)
બૉય=સુગંધી વસ્તુ, લોબાન

## મ

મકર=લુચ્ચાઈ
મકતબ=નિશાળ
મજૂસ=પારસી ધર્મગુરુ (Magi)
મઝહબ=ધર્મ
મનસ્ની=વિચાર
મર્ગર્જાન=ભયંકર, મોતની શિક્ષાને લાયક
મર્તબો=પદ્ધિ
મરીઝખાના=ઇસ્પિતાલ
મશરેક=પૂર્વ દિશા
મપિ-મબ્ય=પૃથ્વીનું પહેલું જોડું
માઝંદી=મા[illegible]

માંશ્રકલામ=અવસ્તા ભણતર
મિનત ગુઝારી=અરજ
મીનો=દિવ્ય, પેલી દુનિયા
મીનો તુમ=સૌથી અણદીઠ (ખુદાનું ૨૮ મું નામ)
મીનો નહબ=મીનોઇમાં છુપાયલો ( ખુદાનું ૬૦ મું નામ )
મુકાફાત=બદલો, વેર
મુખ્ત્યાર=સ્વતંત્ર
મુદામ=હંમેશાં
મુદ્દઇ=શત્રુ
મુવક્કલ=ઠરાવેલો (Presiding)
મુશારો=પગાર, બદલો
મુસ્તાક=અફર, દઢ
મૂર્ગ=પક્ષી
મોજેઝો=ચમત્કાર
મોહતાજ=તંગીમાં
મ્યઝ્દ=નૈવેદ્ય, ભેટ

### ય

યકબાર=એક વખત
યસ્ન ઓતેરી=યજશ્નેના ૭૨ હા

### ર

રખોહ=સ્વતંત્ર ( ખુદાનું ૪૩ મું નામ )
રખ્શ=રૂસ્તમનો ઘોડો
રફીક=મિત્ર
રબ્બ=શેઠ, ખુદા
રમ્ઝ=ભેદ

સવાબ=પુણ્ય
સાની=બીજો
સામ્સવાર=રૂસ્તમનો દાદો
સાલાર=સરદાર
સીફારશ=ભલામણ
સુબ્હોશામ=સવારસાંજ
સોષ્યોસ=આવિ પયગમ્બર

## હ

હકુમત=સત્તા
હઝારો=હઝાર વર્ષ (Millenium)
હફ્ત કેશ્વર=સાત ખંડ
હફ્તખાન=સાત મૂશ્કેલીનું સ્થળ
હફ્તો=અઠવાડીયું
હમચુન=હંમેશ એક સરખો (ખુદાનું ૫૭ મું નામ)
હમદર્દી=દિલસોજી
હમનબર્દ=હરીફ
હમપા=સાથે જનાર
હમરના=શુમાર કરનાર (ખુદાનું ૫૨ મું નામ)
હમરાહી=સાથે જવું
હમૈયાફ્હ=બધાંને પામી જનાર ( ખુદાનું ૧૫ મું નામ )
હયવાન=પશુ
હર્વસ્તુમ=તમામમાં તમામ (ખુદાનું ૩૦ મું નામ)
હરવીસ્પ આગાહ=સર્વજ્ઞ ( ,, ૩ જું નામ)
હરવીસ્પ ખુદા=સર્વનો સાહેબ ( ,, ૪ થું નામ)
હરવીસ્પ તવાના=સર્વ શક્તિવાન ( ખુદાનું ૨ જું નામ)
હરહેમીત=ભલો ખવાસ (ખુદાનું ૩૨ મું નામ)

## શ

શહેરયાર=રાજા
શાન=પ્રકાશ
શામ=સાંજ, સિર્યા દેશ
શિકસ્ત=હાર
શિકંજો=બેડી
શેતાબ=જલદી
શેર=સિંહ
શેરદિલી=વીરતા
શેહ=હાર
શોલા=તણખા

## સ

સઓષ્યન્ત=ભલું કરનાર
સદકે=કુરબાન
સનાયા=પિછાનને લાયક (ખુદાનું ૫૩ મું નામ)
સપીના=વૃદ્ધિ કરનાર ( ,, ૨૦ મું નામ)
સપેના મીનો=ભલી શક્તિ
સમમ બકમ=મૂગા
સરકશી=મગરૂરી
સરતાજ=રાજા
સરતાપા=તમામ, નખશિખ
સરફરાઝ=ઉંચો, ઉમદા
સરબસર=તમામ
સરાએ ફાની=ક્ષણભંગુર દુનિયા
સરોદ=ગીત
સર્વ=સર્વનું ઝાડ (Cypress)

